# હું મારી જ શોધમાં

આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ

ભાગ ૧

# સંસ્કરણ અનિવાર્ય છે

બીયારણના વાવેતર પહેલો જમીનને
જેમ ખેડવી જ પડે છે,
ઘડો બનાવતા પહેલા માટીને જેમ
ભીની બનાવવી જ પડે છે,
ફર્નિચર બનાવવા માટે લાકડાને જેમ
સંસ્કારિત કરવું જ પડે છે,
તેમ ધર્મપ્રાપ્તિની યોગ્યતા કેળવવા માટે
આત્માને સંસ્કારિત કરવો જ પડે છે.
અલબત્ત
આ સંસ્કરણની પ્રક્રિયા કઠિન જરૂર છે પણ
અશકય તો બિલકુલ નથી. શેં કરવું એ સંસ્કરણ અને
ક્યાંથી કરવી એની શરુઆત ? એની અનેકવિધ વાતો
**'ધર્મરત્ન પ્રકરણ'** નામના ગ્રંથમાં
**પૂ. શાંતિસૂરિ મહારાજે** વિશદ છણાવટ સાથે કરી છે.
એ ગ્રંથમાં જણાવેલ ૨૧ ગુણોમાંના
પ્રથમ ૨ ગુણો **અક્ષુદ્ર** અને **રુપવાન** પર
આ પુસ્તકમાં મારા મંદક્ષયોપશમાનુસાર મેં વિવેચન કર્યું છે.
એ વિવેચનમાં અજાણતાંય શ્રી જિનાજ્ઞાવિરુદ્ધ લખાણ થઈ
ગયું હોય તો એનું ત્રિવિધે ત્રિવિધે મિચ્છા મિ દુક્કડમ્.

દ. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ

અનંતોપકારી શાસ્ત્રકાર પરમર્ષિ આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય શાન્તિચંદ્રસૂરીશ્વરજી મહારાજ 'ધર્મરત્ન પ્રકરણ' ગ્રંથની શરૂઆત કરતાં મંગલ શ્લોકમાં 'વીર પરમાત્માને નમસ્કાર કરીને ધર્મરત્નના અર્થી જીવોને માટે હું ઉપદેશ આપું છું.' એમ ફરમાવે છે.

યોગશાસ્ત્રની શરૂઆત 'નમો' થી છે. પંચસૂત્રની શરૂઆત 'ણમો'થી છે. નમસ્કાર મહામંત્રની શરૂઆત 'નમો'થી છે અને ગ્રંથની શરૂઆત પણ 'નમિઉણ'થી કરી છે.

'નમો' આ એક જ શબ્દમાં સમસ્ત પાપોનો નાશ કરી નાખવાની તાકાત પડી છે. નમસ્કારનો ભાવ ધારીએ તેટલો સહેલો નથી. ખૂબ કઠિન છે, કારણ કે નમસ્કારમાં 'જેને હું નમસ્કાર કરું છું તે મારા કરતાં ગુણમાં આગળ છે' તેવા વિનમ્ર ભાવનો સ્વીકાર છે. જગતમાં સ્વાર્થ હોય ત્યાં તો વિનમ્ર બનાય છે, પણ સ્વાર્થ ન હોય ત્યાં વિનમ્ર બનવું કઠિન છે. સંપત્તિના દાનમાં તો ક્યારેક અહંકાર વધવાની શક્યતા છે; પરંતુ આ નમસ્કારના દાનમાં તો અહંકારના હ્રાસની શક્યતા છે અને એટલા માટે જ સાચો નમસ્કાર ખૂબ કઠિન છે.

અરે ! ચાલુ સ્થિતિમાં પણ અહંકાર તૂટે એ જીવને ગમતું નથી.

## આજે તો નહિ જ પડું !

એક જગ્યાએ રામલીલા ભજવાતી હતી. રામલીલામાં એક એવું દશ્ય આવતું હતું કે રામ સામે રાવણ લડી રહ્યો હોય. અડધો કલાક પસાર થાય પછી રામના પ્રહારથી રાવણ નીચે પડી જાય. આવું દશ્ય આવ્યું આ રામલીલામાં ! પણ રાવણ નીચે પડ્યો જ નહિ ! પડદા પાછળ રહેલા મૅનેજરે ઇશારો કર્યો, 'અલ્યા ! નીચે પડ ! આ તો આખી રામલીલાની મજા બગડી જાય છે !'

વારંવારના ઇશારા થતાં પેલો નીચે ન જ પડ્યો ત્યારે મૅનેજરે મંચ પર જઈને એને નીચે પડવા સમજાવ્યો. પેલો કહે, 'આજે તો નહિ જ પડું !'

'પણ કેમ ?'

'મારાં સાસુ-સસરા આ રામલીલા જોવા આવ્યાં છે ! તેની હાજરીમાં હું નીચે પડું ? હરગિજ નહિ બને.'

અહંકારીઓની આ સ્થિતિ છે.

## ભાવ નમસ્કાર

વિરાટ અનંતકાળમાં આપણે નમસ્કાર તો અનંતીવાર કર્યા છે. ક્યારેક સંપત્તિ મેળવવા શેઠિયાઓના ચરણે ઝૂક્યા છીએ, તો ક્યારેક વાસનાની તૃપ્તિ કરવા ખાતર પત્નીઓના ચરણે ઝૂક્યા છીએ. સન્માનની ભૂખ સંતોષવા ક્યારેક ગમે તેવા હલકા માણસોની પણ ખુશામતો કરી છે, તો ક્યારેક તુચ્છ વસ્તુઓ મેળવવા ગમે તેના ચરણે ઝૂક્યા છીએ; પરંતુ આ ઝૂકવાની ક્રિયાઓ સાચા નમસ્કારરૂપ બની નથી કારણ કે આ નમસ્કાર ગુણપ્રાપ્તિ માટેના નહોતા! **ગુણવાનના ચરણે ગુણ મેળવવા માટે ઝૂકી જવાનો જે ભાવ તેનું નામ નમસ્કાર એમ શાસ્ત્રકારો** કહે છે અને એટલે જ આવો નમસ્કાર દુર્લભ છે.

તમારી દુનિયામાં ઝૂકવાની ક્રિયા કાયરતામાં ખપે છે; પરંતુ આધ્યાત્મિક જગતમાં ઝૂકવાની ક્રિયા બહાદુરીની સૂચક છે. જેને ગુણવાનોના ચરણે ઝૂકતાં આવડ્યું એ જીતી ગયા સમજજો.

પોતાના કરતાં પહેલાં દીક્ષિત થયેલા ૯૮ નાના ભાઈઓને જ્યાં નમસ્કાર કરવાનો વિચાર બાહુબલિએ કર્યો અને ત્યાં જ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ ગઈ!

એક વાત યાદ રાખજો. શક્તિનો ઉપયોગ કાયરતાનો સૂચક છે. શસ્ત્રની સજાવટ કાયરતાની નિશાની છે. સામનો કરવાની વૃત્તિ દિલની ગરીબીની સૂચક છે. કષાયોના સેવન કમજોર વૃત્તિને આભારી છે. સંપત્તિનો સંગ્રહ એ કમજોરીનું લક્ષણ છે.

બહાદુરોને શક્તિ વાપરવી પડતી નથી, શસ્ત્રો સજાવવાં પડતાં નથી, કષાયોના સેવન તેમને અનિવાર્ય બનતાં નથી. સંપત્તિના સંગ્રહથી તેઓ સદા દૂર જ રહે છે.

જંગલમાં જાય ત્યારે શસ્ત્રોની સજાવટ માણસને કરવી પડે છે, સિંહને નહિ! કારણ કે સિંહ માણસ કરતાં વધુ શક્તિશાળી છે. આ જ રીતે સામનો કરવાનું મન કાયર માણસને થાય છે, બહાદુર માણસ તો આવનાર આપત્તિને મર્દાનગીથી વધાવતો હોય છે. આ સહન કરવાની વૃત્તિ, સંપત્તિના સંગ્રહ વિનાની જીવનપદ્ધતિ જ સાત્ત્વિક આનંદની અનુભૂતિ કરાવી શકે છે. બાકી સંપત્તિના સંગ્રહને જ જીવનનું લક્ષ્ય માનીને જીવનારાઓને તો આવો આનંદ માત્ર કલ્પનાનો જ વિષય બનીને રહે છે.

## પૈસાની ગરમી !

બાપ અને દીકરો જંગલને રસ્તે પસાર થઈ રહ્યા હતા. અચાનક ગાંડો હાથી પાછળ પડ્યો. બન્ને ભાગ્યા. હાથી એકદમ નજીક આવી ગયો. બાપ-દીકરો એક ખાડા પાસે આવીને ઊભા રહી ગયા. ખાડો કૂદવો કેવી રીતે? અંતર વધુ હતું. બાપે બે-ચાર ડગલાં પાછળ જઈને કૂદકો લગાવ્યો. ખાડો કૂદી ગયો! દીકરાને મનમાં થયું કે '૬૦ વરસની ઉંમરે મારા બાપા આવડો મોટો ખાડો કૂદી ગયા તો મારી ઉંમર તો ૩૫ વરસની

જ છે. માટે હું તો ખૂબ આસાનીથી ખાડો કૂદી જઈશ.' આ વિચારે દીકરો કૂદ્યો પણ આશ્ચર્ય ! ખાડામાં પડ્યો ! ખૂબ વાગ્યું.

બહાર આવીને બાપને કહે, 'બાપુજી ! તમે ચોખ્ખું ઘી ખાધું લાગે છે અને મને ડાલડા ઘી ખવડાવ્યું લાગે છે ! નહિતર આવું શી રીતે બને ? તમે ખાડો કૂદી જાઓ અને હું ખાડામાં પડું ?'

બાપ કહે, 'દીકરા ! એ વાત નથી. જો, ખાડો કૂદવાનું કારણ આ છે.' આમ કહીને બાપે પોતાના ૫૬ ઈંચના ડગલામાં રહેલા રોકડા પૈસા ખખડાવ્યા. ખણણણ... ખણણણ અવાજ આવ્યો ! 'જો બેટા ! આની ગરમી એવી છે કે ૬ ફૂટના નહિ ૬૦ ફૂટના ખાડા કૂદવા હોય ને તોય કૂદી શકાય ! છે તારા ખીસામાં રૂપિયા ? બહાર નીકળવાનું બને ત્યારે રૂપિયા સાથે રાખીને નીકળતો જા.'

દીકરો શું બોલે ?

તમારી દુનિયાનું ગણિત આ છે : 'રૂપિયા હોય તો ગમે ત્યાં જાઓ. કોઈ જગ્યાએ તમને વાંધો નહિ આવે !' ભગવાનના શાસનનું ગણિત આ છે : 'સમ્યગ્દર્શન હોય તો ગમે ત્યાં જાઓ. ચારેય ગતિમાંથી એક પણ ગતિ તમારે માટે બાધક નહિ બને !' આવા સમ્યગ્દર્શનના સ્વામી બનવા માટેની ભૂમિકા ઊભી થાય છે નમસ્કારના ભાવથી ! લલિત વિસ્તરામાં પણ લખ્યું છે, **'धर्मं प्रति मूलभूता वंदना'** વંદના એ આરાધનાઓનું પ્રવેશદ્વાર છે. ચાલો, નમીએ ગુણવાનોને અને તે દ્વારા નમાવીએ દુષ્ટ કર્મોને !

**'गुणाधिकस्य वन्दनं कर्तव्यम्'** એ ન્યાયે જ્યાં ક્યાંય પણ ગુણ દેખાય ત્યાં ઝૂકી જતાં શીખી જાઓ.

ભૂલશો નહિ, ગુણવાન બનવા માટેની અનિવાર્ય શરત છે નમસ્કારની ! અરે ! બીજાની વાત ક્યાં કરો છો ? ત્રણ જગતના નાથ દેવાધિદેવ અરિહંત પરમાત્મા પણ ચારિત્ર સ્વીકારતી વખતે 'નમો સિદ્ધાણં' પદના ઉચ્ચારણ દ્વારા સિદ્ધ ભગવંતોને નમસ્કાર કરે છે !

**ટી.બી. એ જો શરીરનો રાજરોગ છે તો**
**અહંકાર એ આત્માનો રાજરોગ છે !**

પ્રશ્ન તો એ થાય છે કે નમસ્કારની આટલી બધી તાકાત હોવા છતાં એ નમસ્કારનો ભાવ આપણે માટે કઠિન કેમ બનતો જાય છે ? તો આનું સમાધાન એ છે કે મારા કરતાં બીજા અધિક ગુણવાન છે આ વાત સ્વીકારવા મન જલદી તૈયાર થતું નથી. પોતાની નજર સામે જ ગુણીજનો દેખાય તોય તેને તેમના ગુણમય જીવનમાં શંકા રહ્યા કરે છે. બસ, આ હીન, તુચ્છ મનોવૃત્તિ જ નમસ્કારનો ભાવ આત્મામાં પેદા થવા દેતી નથી.

આ તુચ્છ મનોવૃત્તિએ જીવને દુઃખ આપવા સિવાય બીજું કાંઈ કર્યું નથી; કારણ કે

અહંકાર તૂટે છે ત્યારે ક્રોધ પેદા થાય છે અને પેદા થયેલો ક્રોધ જીવને સર્વત્ર અપ્રિય બનાવે છે. અને એક વાર જીવનમાં ક્રોધે અડ્ડો જમાવ્યો એટલે બાકીના તમામ અવગુણો આત્મામાં પ્રવેશ્યા વિના રહેતા નથી. એટલે જ શાસ્ત્રકારોએ ક્રોધના મૂળ અહંકારને તોડવા માટે નમસ્કાર બતાવ્યો છે !

## ઝૂકનારો જીતે

સાગરને મળી રહેલી નદી આજે ખૂબ પ્રસન્ન હતી. સાગરે નદીને પ્રસન્નતાનું કારણ પૂછ્યું. નદી કહે, 'કેટલાંય વરસોથી વચ્ચે રહેલો એક પર્વત તને જલદી મળવામાં મને અંતરાય કરતો હતો. એ પર્વતને મેં વર્ષો પછી આજે તોડી નાખ્યો ! ચારેય બાજુ હું જાહેરાત કરતી આવી છું કે મારા રસ્તામાં જે કોઈ પણ અવરોધ કરશે તેના આ પર્વત જેવા હાલ-બેહાલ થઈ જશે.'

સાગર હસ્યો, 'બહેન ! એક કામ કરીશ ? આ એક બાજુ નેતરની સોટીઓ ઊગી છે તેમાંથી બે-ચાર સોટીની મારે જરૂર છે, લાવી આપીશ ?'

નદી તો ઊપડી નેતરની સોટી લેવા. ભારે જોશથી નેતર પર આક્રમણ કર્યું પણ નદી જેવી નેતર પર કૂદી કે તરત જ નેતરે પોતાની કાયા નમાવી દીધી. નદીનું પાણી રવાના થતાં નેતર વળી પાછું ઊભું થઈ ગયું. આ જોઈને નદી વધુ ગુસ્સે થઈ ગઈ. બમણા જોશથી નેતર પર કૂદી પણ પરિણામ એનું એ જ ! આખો દિવસ નદીનાં આક્રમણો ચાલુ રહ્યાં. નેતર ન તૂટ્યું ! હારી-થાકીને નદી સાગર પાસે આવી.

'કેમ બહેન ! નેતર ક્યાં ?'

'ન લાવી શકી. મને ખબર નથી પડતી કે આમ કેમ થયું ? પર્વતને હું તોડી શકી પણ આ નેતરને મૂળમાંથી હચમચાવી પણ ન શકી !'

'જો, આ રહ્યું તેનું કારણ ! પર્વતને તું તોડી શકી; કારણ કે તે અક્કડ હતો. નેતરને તું તોડી ન શકી; કારણ કે તે નમી ગયું હતું ! **આ દુનિયામાં પર્વતની જેમ અક્કડ રહેનારાઓનાં પાણી ઉતારવાં સહેલાં છે; પરંતુ નેતરની જેમ સ્વયં નમી જનારાનાં પાણી ઉતારવાં સહેલાં નથી !'**

સાગરની આ વાત સાંભળી નદી મૌન થઈ ગઈ !

આધ્યાત્મિક જગતમાં આ વાત ખૂબ મહત્ત્વની છે. અક્કડ રહેનારાઓ હારી ગયા છે અને ઝૂકી જનારાઓ જીતી ગયા છે ! વિશેષાવશ્યક ભાષ્યમાં લખ્યું છે કે 'અરિહંત પરમાત્માએ રાગ, દ્વેષ, ઇન્દ્રિય, કષાય, પરિસહ અને ઉપસર્ગ આ છને નમાવી દીધા છે અને એટલા માટે જ તેઓ નમસ્કરણીય છે !' આ અરિહંત પરમાત્માને કરાતો નમસ્કાર કર્મોને નમાવ્યા વિના રહેતો જ નથી.

## નમાવવાં છે કર્મોને ? તો નમો ગુણવાન આત્માઓને !

આ નમસ્કારની પરંપરાથી તો અનેક લાભો છે; પરંતુ તાત્કાલિક કોઈ મોટામાં મોટો લાભ હોય તો તે છે ચિત્તની પ્રસન્નતાનો ! નમસ્કારના ભાવમાં આ પ્રસન્નતા એટલી બધી ઓતપ્રોત વણાયેલી છે કે તેનું વર્ણન ન થઈ શકે !

સંક્લેશોની આગને ઠારીને ઉપશમ ભાવના નિર્મળ નીરમાં આત્માને તરતો રાખવાની તાકાત ધરાવતા આ નમસ્કારના ભાવને આપણે પામી જ જઈએ. પછી દિલમાં શુભ ભાવોની છોળો એવી ઊછળશે કે આપણને પોતાને પેલા અહંકારના અંધકારની દોસ્તી કરવાનો સ્વપ્નમાંય વિચાર નહિ આવે !

ચાલો, 'અર્હં' બનાવતા અટકાવનાર 'અહં'ની તાકાતને 'નમો'નો ભાવ અપનાવવા દ્વારા તોડી નાખીએ અને તે દ્વારા ક્રૂર કર્મોને નમાવી દઈએ.

આપણો પ્રશ્ન એ છે કે આપણને ધર્મ એ જ રત્ન એ વાત દિલમાં બેઠી છે ખરી ? આ દુનિયાની ઊંચામાં ઊંચી ભૌતિક સામગ્રી કરતાં ધર્મ વધુ કીમતી છે, એ શ્રદ્ધા આપણામાં છે ખરી ?

એક વાત ખાસ સમજી રાખજો કે પથ્થરની દોસ્તી ત્યાં સુધી જ શક્ય છે જ્યાં સુધી હીરાની ઓળખ ન થઈ હોય ! હીરો હીરા તરીકે ઓળખાઈ જાય પછી હાથમાં રહેલા પથરા આપોઆપ છૂટી જાય. પથરા મેળવવા પાછળ થતો શક્તિનો દુર્વ્યય આપોઆપ અટકી જાય !

**જે વાત પથ્થર અને હીરા માટે છે**
**એ જ વાત ધર્મ અને ધન માટે છે**
**પુણ્ય અને પાપ માટે છે.**

જે દિવસે ધર્મ રત્ન કરતાં વધુ કીમતી લાગશે એ દિવસે પાપની ક્રિયાઓ તરફ તિરસ્કાર પેદા થયા વિના નહિ રહે. હા, ધર્મની એ અચિંત્ય તાકાત સમજવા માટે અત્યારે આપણે જેની પાછળ જીવન બરબાદ કરી રહ્યા છીએ એ સંસારની ક્ષણભંગુર સામગ્રીઓની નિઃસારતાને પહેલાં સમજી લેવી પડશે.

કેવો ગોઝારો છે આ સંસાર ! જીવવા માટે બીજાને મારવા પડે ! બંગલામાં રહેવાની મજા લૂંટવા માટે આજુબાજુમાં ઝૂંપડાવાસીઓની હાજરી અપેક્ષિત રહે જ ! શ્રીમંતાઈનો આનંદ ગરીબાઈની ઇમારત પર જ ઊભો રહે ! હસવાની મજા મેળવવા બીજાંને રડતાં રાખવાં જ પડે ! ખીસાં ભરવા માટે બીજાનાં ખીસાં ખાલી કરાવવાં જ પડે ! સુખી બનવા માટે બીજાંને દુઃખી કરવાં જ પડે ! તમારી દુનિયાનાં ગણિત જ જુદાં છે. આજના ગણિતનો દાખલો જુઓ.

## બરબાદીનું કારણ

'કોઈ પણ વ્યક્તિ પાસેથી નાની પણ રકમ ઉધાર લેવી એ બરબાદીનું કારણ છે,' માસ્તર વર્ગમાં સમજાવી રહ્યા હતા.

તરત જ એક છોકરો બોલ્યો, 'ના, સર ! ઉધાર લીધા પછી રકમ પાછી આપવી એ બરબાદીનું કારણ છે.'

માસ્તર શું બોલે ?

આવો સ્વાર્થી અને ગોઝારો આ સંસાર તેના મૂળ સ્વરૂપમાં ઓળખાઈ જાય તો તેનાથી છૂટી જવું સાવ સરળ બની જાય ! અત્યારે આપણી હાલત સાવ ઊલટી છે.

સંસારના સ્વભાવને ઓળખી લેવાનાં ઘણાં નિમિત્તો આપણી આજુબાજુમાં જોવા મળે છે. અરે ! આપણા ખુદના જીવનમાં એવા ઘણા પ્રસંગો આવે છે છતાં એ પ્રસંગોમાંથી બોધપાઠ લેવાને બદલે આપણે એ સંસારને વધુ ને વધુ પકડતા જઈએ છીએ.

૯૯ કરોડ સોનૈયાનો માલિક જંબુકુમાર પરણ્યાની પહેલી રાતે પોતાની સામે બેઠેલી આઠઆઠ સ્ત્રીઓને વૈરાગ્યની વાત કરે છે !

આ જંબુકુમારનાં માબાપે આઠે આઠ કન્યાઓનાં માબાપને કહેવડાવી દીધેલું કે અમારો પુત્ર લગ્નના બીજે જ દિવસે ચારિત્ર સ્વીકારવાનો છે. આ શરત મંજૂર હોય તો તમારી કન્યા પરણાવજો ! આઠેય કન્યાઓનાં માબાપ તો ચોંક્યાં છે પણ કન્યાઓનો અફર નિર્ણય હતો તેથી આ લગ્ન થઈ શક્યાં છે.

સાચું બોલો, તમને ખબર પડી જાય કે તમારો જમાઈ પરણ્યાને બીજે જ દિવસે દીક્ષા લેવાનો છે તો તમે એની સાથે તમારી દીકરીને પરણાવો ખરા ?

સભા : ના રે ના.

'કેમ ?'

સભા : હાથે કરીને દીકરીને કૂવામાં ઉતારાય ?

'શું દીક્ષા એ કૂવો છે ? શું અહીં દીક્ષામાં આવનારા મરી ગયા ? ત્રાસી ગયા ? દુઃખી થઈ ગયા ?'

સંયમજીવનના સાત્ત્વિક આનંદની તમને કોઈ કલ્પનાય નથી. તમારે ત્યાં ક્ષુલ્લક બાબતો ખાતર થતા ઝઘડા ! એની અહીં કોઈ શક્યતાય નથી. રોટલાના ટુકડા ખાતર તથા કપડાના ચીંથરા ખાતર અમે કોઈ દિવસ ઝઘડતા નથી.

સંયમીના જીવન સાથે તમારા જીવનની એક વાર તો તુલના કરી જુઓ !

## નિષ્પાપ સંયમજીવન

સ્નાન કર્યા વિના તમારે એક દિવસ ચાલે નહિ. સાધુ જીવનભર સ્નાન કરે નહિ ! છતાં તેના મોઢા પર જરાય ગ્લાનિ નહિ. તમારી સામે વિભૂષાનાં સાધનો કેટલાં ?

પાઉડર, અત્તર, સાબુ, સેન્ટ વગેરે. આટઆટલાં સાધનોના ઉપભોગ છતાં તમે વ્યથિત ! સાધુને આમાંની એકેય ચીજનો ઉપયોગ નહિ છતાં તેની મસ્તી કોઈ અનેરી ! ગરમીના દિવસોમાં અડધા કલાક માટે પણ પંખો બંધ થઈ જાય તો તમારા મગજની ગરમી ચડી જાય ! સાધુ જિંદગીમાં ક્યારેય ગમે તેવી પ્રચંડ ગરમીમાં પણ પૂંઠાથીય હવા ખાવાનો વિચાર સુદ્ધાં ન કરે ! દૂધપાક-પૂરીના ભોજનમાં ભજિયાં ન હોય તો તમે બેચેન ! સાધુ આયંબિલમાં લૂખા-સૂકા રોટલા વાપરે તોય સ્વસ્થ ! સુખની સામગ્રીઓના ખડકલા વચ્ચે પણ તમે અશાંત ! એક પણ સામગ્રીના ભોગવટા વિનાય સાધુ સદા પ્રશાંત ! લાખોની સંપત્તિ છતાં તમારું દિલ ગરીબ ! એક પણ પૈસાની સંપત્તિ વિનાય સાધુ અમીર ! એક કપ ચા બનાવતાં અસંખ્ય નિર્દોષ સ્થાવર જીવોની તમારે કરવી પડતી કતલ ! સમસ્ત જીવન દરમ્યાન એક પણ જીવની વિરાધના વિના પસાર થતું સાધુનું નિષ્પાપ જીવન !

આવા નિષ્કલંક, નિષ્પાપ જીવનને તમે કૂવો માનો છો ? કૂવો તો છે તમારો સંસાર ! તેમાં જે પડ્યો, અસાવધ રહ્યો, તે દુર્ગતિઓનાં જાલિમ દુઃખોનો ભોગ થઈ બેઠો ! અસ્તુ.

જંબુકુમારે પહેલી જ રાતે આઠેય સ્ત્રીઓની સામે વિષયસુખોના ગોઝારા અપાયોની હૃદયદ્રાવક રજૂઆત કરી, જંબુ કહે, 'સુખ વિષયનું અલ્પ, અપાય અનંત.'

**સુખ કણ જેટલું, દુઃખ મણ જેટલું !**
**સુખ તરણા જેટલું, દુઃખ ડુંગર જેટલું !**
**સુખ આટા જેવું, દુઃખ કાંટા જેવું !**

જંબુકુમારની કેવી વૈરાગ્ય નીતરતી રજૂઆત હશે કે આઠેય સ્ત્રીઓ તો ચારિત્ર લેવા માટે તૈયાર થઈ ગઈ ! પરંતુ એ જ રીતે જંબુકુમારને ત્યાં ૫૦૦ ચોરોની સાથે ચોરી કરવા આવેલો પ્રભવ ચોર પણ સંયમ સ્વીકારવા ઉલ્લસિત થઈ ગયો ! અને તેય એકલો નહિ, પોતાના ૫૦૦ ચોરો પણ ભેગા. સવારના પહોરમાં ૫૦૯નો સંયમ સ્વીકારવાનો નિર્ણય સાંભળીને જંબુકુમારનાં માતાપિતા સ્તબ્ધ થઈ ગયાં. આઠેય કન્યાઓનાં માબાપને આ સમાચાર મળ્યા ! એ સહુ પણ ચારિત્ર સ્વીકારવાના નિર્ણય પર આવી ગયાં !

બીજે દિવસે જંબુકુમાર સાથે ૫૨૭ આત્માઓ ચારિત્રના માર્ગે ચાલી નીકળ્યા ! આપણે માટે એક અદ્ભુત આદર્શ રજૂ કરતા ગયા. આપણી સુષુપ્ત મર્દાનગીને તેમણે જાણે પડકારી દીધી કે,–

'વિષ્ટા ચૂંથતા ભૂંડની જેમ શું આળોટી રહ્યા છો આ સંસારનાં ગંદાં ભોગસુખોમાં ? દુઃખની તીવ્ર વેદનાઓના પાયા પર ઊભી થતી આ સુખની ઇમારત જોઈને ગાંડા ક્યાં થઈ ગયા ? ક્ષણભંગુરને મેળવવા પાછળ અને સાચવવા પાછળ શાશ્વત એવા

આત્મગુણોને વીસરી ક્યાં ગયા ? તમારી ભારે જહેમત પાછળ તમને મળ્યું શું ? સંપત્તિ મળી ખરી પણ સન્મતિ ગુમાવી દીધી ! શરીરની સ્વસ્થતા મેળવવા જતાં આત્માની બીમારીને નોતરી બેઠા ! જડના રાગને સલામત રાખવા જતાં જીવો પ્રત્યે દુશ્મનાવટ કેળવી બેઠા !'

એ મહાપુરુષની આ જવાંમર્દી ભરેલી હાકલ આપણને સ્પર્શી જાય તો આપણું કામ થઈ જાય.

હજી જોઈએ તેવો ધર્મનો રંગ આપણને લાગ્યો નથી. પેલા દુષ્ટ મોહે આપણને મૂંઝવી દીધા છે.

## ધૂળ મોહનીય કર્મની

કોડાક કૅમેરાના શોધક ઈસ્ટમૅન કોડાકે પોતાના નવા કૅમેરામાં એક સુંદર ફોટોગ્રાફ લીધો. એને જ્યારે ધોવામાં આવ્યો અને નેગેટીવ પરથી પોઝીટિવ પ્રિન્ટ ઉતારી તો ચિત્ર સાવ અસ્પષ્ટ આવેલું; એના પર ઘણા ડાઘ હતા. આ પ્રિન્ટ કાઢનારા પોતાના પુત્રને બોલાવીને ધમકાવ્યો, 'મૂરખ ! પ્રિન્ટ કાઢતાં આવડે છે કે નહિ ?'

'પિતાજી ! ખૂબ કાળજીથી પ્રિન્ટ કાઢી હતી.'

'તો આવું થયું કેમ ? કૅમેરામાં તો ખામી નહોતીને ?'

ઈસ્ટમૅન તરત કૅમેરા તપાસવા માંડ્યો. એણે જોયું તો એના લેન્સ ઉપર ધૂળ જામી હતી. એને કારણે પ્રિન્ટ ખામીવાળી અને ડાઘાવાળી નીકળી હતી !

આપણી હાલત પણ અત્યારે આવી જ છે. મોહનીય કર્મની ધૂળ એવી જામી ગઈ છે આત્માના પ્રદેશે પ્રદેશે, કે એકેય વસ્તુનું સ્પષ્ટ દર્શન આપણે કરી શકતા નથી. નશ્વર અને તુચ્છ એવી આ સંસારની સામગ્રીઓને એના મૂળ સ્વરૂપે ન ઓળખવા દેનાર આ ભયંકર મોહનીય કર્મને ખતમ કર્યે જ છૂટકો છે. એ ખતમ ન થાય તોય તેની તાકાત તો તોડ્યે જ છૂટકો છે !

આવો, આત્માને તેના સ્વભાવનું પ્રગટીકરણ ન કરવા દેનાર આ મોહને હટાવીએ. તેને હટાવવા મોહવિજેતા પરમાત્માને ચરણે જઈએ. આ ચરણનો સ્વીકાર મોહને ખતમ કરશે જ. તેની તાકાત તોડશે જ ! અને જેવી એ તાકાત તૂટશે એ જ ઘડીએ દૃષ્ટિકોણ બદલાશે.

**ધનના સ્થાને ધર્મ ગોઠવાશે.**

**સંગ્રહના સ્થાને દાન ગોઠવાશે.**

**સંક્લેશના સ્થાને ઉપશમ આવશે.**

આવી ભૂમિકા તૈયાર થતાંવેંત ઉપરના ગુણો પામવાની યોગ્યતા આત્મામાં ઊભી થઈને જ રહેશે ! બાકી આ સિવાયના તમામ પ્રયત્નો માત્ર દુઃખોને વધારનારા જ

બની રહેશે.

## હોડકામાં કાણું

બે પાગલ માણસો હોડકામાં મુસાફરી કરી રહ્યા હતા. હોડકું મધદરિયે આવ્યું ત્યાં અચાનક હોડકામાં કાણું પડ્યું.

'અલ્યા ભાઈ ! મર્યા ! હોડકામાં તો કાણું પડ્યું !' એક પાગલ બોલ્યો.

'અરે ! એમાં ડરે છે શું ? બીજું કાણું પાડી દે ! એક કાણામાંથી પાણી આવશે તો બીજા કાણામાંથી પાણી રવાના થઈ જશે.' બીજા પાગલે શાન્ત ચિત્તે જવાબ આપ્યો.

સુખની સામગ્રીઓ એકઠી કરવાના તમારા પ્રયત્નો દુઃખને ઘટાડનારા નહિ પણ વધારનારા જ બની રહ્યા છે. આ સનાતન સત્યને બરાબર સમજી લો એમાં જ આત્માનું હિત સમાયેલું છે !

## કર્મક્ષયનું લક્ષ્ય

અનંત ગુણના સ્વામી એવા વીર પરમાત્માને નમસ્કાર કરીને ધર્મરત્ન પ્રકરણ ગ્રંથની શરૂઆત ગ્રંથકાર કરી રહ્યા છે. પરમાત્મા સર્વ કર્મોનો ક્ષય કરીને અનંતગુણના માલિક બન્યા છે. આપણે પણ એ જ તારકની આજ્ઞાનુસાર જીવન જીવીને કર્મક્ષયના લક્ષ્ય સાથે આરાધના કરવાની છે.

આપણી તમામ આરાધના આપણા આત્માને સ્વભાવ તરફ લઈ જઈ રહી છે કે નહિ તેની રોજ તપાસ કરવાની છે. ખીણમાં પડેલો કોઈ માણસ પ્રયત્નો કરીને તળેટી પર આવે અને તળેટી પરથી શિખર પર જવા લાગે ત્યારે તેના અનુભવોમાં ફેર પડે કે નહિ ? ખીણમાં જે દુર્ગંધ, કાંટા, અંધકાર, ઝેરી સર્પો, જંગલી પશુઓ વગેરેના ત્રાસ હોય છે તે તળેટી પર આવતાં ઘણા ઓછા થઈ જાય છે. એથીય આગળ તળેટી પરથી શિખર પર જતાં તો તળેટી પરના અનુભવો પણ બદલાતા જાય છે. તળેટી પર ગરમી, ઉકળાટ, કોલાહલ વગેરેની જે તકલીફો હોય છે તે તમામ તકલીફો ઉપર તરફ જતાં ઓછી થતી જાય છે. ઉકળાટ ઘટે, ઠંડકનો અનુભવ થાય, કોલાહલ ઘટે, શાન્તિનો અનુભવ થઈને જ રહે !

જેમ ખીણમાંથી પર્વતના શિખર તરફ જતાં ત્રાસ અને તકલીફો ઓછી થાય જ તેમ પાપમય જીવનમાંથી ધર્મની આરાધનાઓ તરફ જીવન વળતું જાય ત્યારે કષાયોની પરવશતા અને સંજ્ઞાઓની ગુલામી ઘટે જ ! ધર્મના જીવનને પામ્યા પહેલાં જે કષાયો આત્માને સતાવતા હતા તેના તે જ કષાયો ધર્મની આરાધના શરૂ કર્યા પછી પણ સતાવતા હોય તો પછી આપણે ધર્મને પામ્યા શું ? આપણે આરાધના કરી શું ?

પાપમય જીવનના કાળમાં કોઈના દ્વારા થતું અપમાન અકળાવતું હતું; પરંતુ હવે એ જ અપમાન કર્મક્ષયમાં કારણભૂત લાગે છે ! પહેલાં પાંચ પૈસા ખાતર પણ અનીતિ

કરવાની તૈયારી હતી, આજે લાખો રૂપિયાનું નુકસાન થતું હોય તોય નીતિ છોડવાની કોઈ તૈયારી નથી. પહેલાં મામૂલી પ્રતિકૂળતામાં મન ઉકળાટ અનુભવતું હતું, આજે જોરદાર પ્રતિકૂળતામાંય સમાધિ અકબંધ રહે છે. જો આવા અનુભવોમાંથી આપણે અત્યારે પસાર થઈ રહ્યા હોઈએ તો સમજવું કે જીવનમાં ધર્મ પરિણામ પામી રહ્યો છે.

## અસર કેમ નહિ ?

પિત્તળના ઘડાએ એક વાર માટીના ઘડાને કહ્યું, મારે તને એક પ્રશ્ન પૂછવો છે. પાણીનો સંગ્રહ જેમ તું કરે છે તેમ પાણીનો સંગ્રહ હું પણ કરું છું. છતાં તારામાં રહેતું પાણી ઠંડું બની જાય છે અને મારામાં રહેતું પાણી ગરમ થઈ જાય છે, આનું કારણ શું?

'કારણ બહુ સ્પષ્ટ છે. મારામાં રહેતા પાણીને હું છેક અંદર જવા દઉં છું જ્યારે તું પાણીને રાખે છે તેમાં ના નહિ; પરંતુ પાણીને અંદર જવા દેતો નથી. અંદર જવા દે તો ઠંડકનો અનુભવ થાય ને ?'

આપણે આપણા જીવનમાં આ વાત ઘટાવવી છે. જે કોઈ ધર્મારાધનાઓ આપણે કરીએ છીએ તે ધર્મારાધનાઓ આત્માની અંદર જાય છે ખરી ? આરાધનાઓમાં માત્ર આપણી કાયા નહિ, કિન્તુ આપણો આત્મા ભળે છે ખરો ? કે પછી એ આરાધનાઓથી આત્મા અલિપ્ત, અળગો જ રહે છે ? જો આત્મા અલિપ્ત, અળગો જ રહેતો હોય આરાધનાઓથી તો પછી ધાર્યું પરિણામ આવવાની કોઈ શક્યતા નથી.

ભૂલશો નહિ. સાકરની કિંમત તેનામાં રહેલી મીઠાશથી છે. માણસની કિંમત તેનામાં રહેલી માણસાઈથી છે. મીઠાની કિંમત તેનામાં રહેલી ખારાશથી છે. સાધુની કિંમત તેનામાં રહેલી સાધુતાથી છે. આરાધનાઓની કિંમત એ આરાધનાઓ પાછળ રહેલા આરાધક ભાવથી છે.

સાકરમાં મીઠાશ ન હોય તો તેની કિંમત કેટલી ? માણસમાં માણસાઈનાં ઠેકાણાં ન હોય તો તેને કરવાનો શું ? ખારાશ વિનાના મીઠાને સંઘરે કોણ ? સાધુતા વિનાનું સાધુપણું મોક્ષને નિકટ શી રીતે લાવે ? આરાધક ભાવ વિનાની આરાધનાઓ જીવનને પરિવર્તનના માર્ગે શી રીતે લાવી મૂકે ?

આરાધક ભાવ એ તો સમસ્ત આરાધનાઓનો પ્રાણ છે પ્રાણ ! તેની ઉપેક્ષા શી રીતે થાય ? આ આરાધક ભાવને લાવવાનો સુંદરમાં સુંદર ઉપાય છે આરાધનાનાં સ્થાનોના વારંવાર સેવનનો ! જેમ નવીનવી દુકાન ખોલ્યા પછી તરત ને તરત જ તે કાંઈ જામી જતી નથી. અરે ! ક્યારેક તો એવુંય બને છે કે એ દુકાન શરૂઆતનાં એક-બે વરસ નફો દેખાડવાને બદલે નુકસાન જ બતાવે. આવું બનવા છતાં હોશિયાર વેપારી જેમ ધીરજ રાખીને દુકાન ચાલુ રાખે છે અને પછી ધીમેધીમે એ જ દુકાનમાંથી નફો મેળવે છે એ જ રીતે અનાદિના પાપક્રિયાના કુટિલ સંસ્કારોના કારણે કદાચ એવુંય બને કે

આરાધનાઓ કરવા છતાં તેમાં જોઈએ તેવો આનંદ ન આવતો હોય. અરે ! ક્યારેક હતાશા પણ આવી જતી હોય તોય સમજુ ધર્માત્મા આરાધનાનાં એ અંગોને છોડી દેવાનો તો સ્વપ્નમાંય વિચાર કરતો નથી; પરંતુ ધીરજપૂર્વક એ આરાધનાઓ વધારતો જ જાય છે અને એક દિવસ તેના જીવનમાં એવું સુવર્ણ પ્રભાત ઊગે છે કે જ્યારે એ આરાધનાના અંગની સાથે તદાકાર બની ગયા વિના રહેતો નથી.

## સ્પીડ બ્રેકર

હાલના જમાનામાં રોડ પર ઠેકઠેકાણે 'બમ્પ' બનાવવામાં આવ્યા છે. આનું કારણ શું ? ભારે ઝડપમાં વાહનો જતાં હોય તો ક્યારેક અકસ્માત કરી નાખે. એવા અકસ્માતો ન સર્જાય માટે આ 'બમ્પ'ની વ્યવસ્થા થઈ છે. બમ્પને સ્પીડ બ્રેકર પણ કહેવાય છે. ગાડીઓની સ્પીડને બમ્પ આગળ ઓછી કરવી જ પડે ! જો ઓછી ન કરે તો ગાડીનું એક્સીલરેટર તૂટી જાય અને કદાચ જાન પણ જોખમમાં મુકાઈ જાય !

જિનમંદિરો, ઉપાશ્રયો, તીર્થસ્થાનો વગેરે 'બમ્પ' જેવાં છે. જીવનમાં કોઈ પણ જાતના હિચકિચાટ વિના ચાલતાં પાપોની ઝડપ અહીં ઓછી કરવી જ પડે. અને આવાં 'બમ્પ' જેવાં તારક સ્થાનોમાં પણ પાપો ઓછાં ન થાય તો સમજજો કે જીવનમાં હોનારતો સર્જાયા વિના નહિ રહે.

## બ્રાહ્મણ હરિભદ્રનો હૃદયપલટો

**'हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जिनमंदिरं'** આવું માનનારા હરિભદ્ર બ્રાહ્મણના જીવનમાં જિનશાસનનો અવિહડ રાગ પ્રગટે એ કલ્પનાય મુશ્કેલ હતી; પરંતુ એક જ વખતના સાધ્વીજી ભગવંતોના ઉપાશ્રયના વાતાવરણના દશ્યે તેના જીવનમાં ચમત્કાર સર્જી દીધો. 'કેવું પવિત્ર વાતાવરણ ! સહુ આર્યાઓનાં મુખ પર કેવી અનેરી મસ્તી ! સ્વાધ્યાયના ઘોષના કેવા મંગળમય નાદ !' આ વિચારોએ બ્રાહ્મણ હરિભદ્રના મિથ્યાત્વનાં મૂળિયાં હચમચાવી નાખ્યાં. સાધ્વીજી શ્રી યાકિની મહત્તરાએ આચાર્ય ભગવંતનો મેળાપ કરાવી દીધો. અને જિનશાસનના મર્મોને જાણનારા એ મહોપકારી આચાર્ય ભગવંતને એક એવા પ્રતિભાશાળી શિષ્યની ભેટ મળી કે જેણે ૧૪૪૪ ગ્રંથોની રચના કરવા દ્વારા પ્રભુના શાસનનો આ જગતમાં જયજયકાર કરાવી દીધો !

ઉપાશ્રયની એક જ વખતની મુલાકાત અને રાજમાન્ય બ્રાહ્મણ હરિભદ્ર પુરોહિત સૂરિપુરંદર હરિભદ્રસૂરિ મહારાજ બની ગયા !

આવી પ્રચંડ તાકાત આ તારક સ્થાનોની છે. જે આત્માઓ આવાં સ્થાનોને પામવા છતાં પોતાના જીવનમાં આ સ્થાનોને વારંવાર સેવતા નથી તેવા આત્માઓ ખરેખર દયાપાત્ર છે.

સભા : હરિભદ્ર બ્રાહ્મણના જીવનમાં એક જ વખતની ઉપાશ્રયની મુલાકાતે

ચમત્કાર સર્જાઈ ગયો. જ્યારે અમે તો કેટલીય વાર ઉપાશ્રયોની મુલાકાત લીધી છતાં અમારા જીવનમાં એવો કોઈ ચમત્કાર સર્જાયો નથી. તેનું કારણ શું?

આનું કારણ ખાસ સમજવા જેવું છે. એક વાત તો એ છે કે હરિભદ્ર બ્રાહ્મણે જિંદગીમાં ક્યારેય આવું વાતાવરણ જોયું જ નહોતું. પહેલી જ વાર આવું મંગળમય દૃશ્ય જોવા તે પામ્યા. એટલે ન જોયાનું જોવા મળ્યું. અને એ દૃશ્યે તેના હૃદય પર ભારે અસર ઊભી કરી દીધી. બીજા નંબરમાં આવું દૃશ્ય જોયા પછી એ દૃશ્યનાં સ્મરણોને ઘરે જઈનેય ભૂલ્યા નથી. વારંવાર એ જ વાતાવરણ નજર સામે આવે છે, અને મસ્તક અહોભાવથી ઝૂકી જાય છે. આ અહોભાવે મિથ્યાત્વના ગાઢ અંધકારને ભેદી નાખ્યો છે. આચાર્ય ભગવંત પાસે જતાં પહેલાં જ હરિભદ્ર બ્રાહ્મણ પરમાત્માના શાસન પ્રત્યે ભારે આદર ધરાવતા થઈ ગયા છે! બસ, આ બહુમાનભાવે, આદરભાવે તેમના જીવનમાં ચમત્કાર સર્જવાની ભૂમિકા ઊભી કરી દીધી છે! આના કરતાંય વધુ મહત્ત્વની વાત તો એ હતી કે સત્યને મેળવવા માટે અહંકાર છોડી દેવાની, યાવત્ સંસાર પણ છોડી દેવાની તેમની સંપૂર્ણ તૈયારી હતી. આ તૈયારીએ તેમના જીવનમાં શ્રી જિનશાસનનો અવિહડ નેહ પ્રગટાવી દીધો.

આની સામે તપાસીએ આપણા જીવનને! આપણને ઉપાશ્રયના પવિત્ર વાતાવરણનાં દૃશ્યો એક વાર નહિ, અનેક વાર જોવા મળ્યાં છે અને એટલે જ (૧) 'આ તો છે છે ને છે જ' એમ કરી એના પર જોઈએ તેવા અહોભાવો પેદા થતા નથી. (૨) બીજા નંબરમાં, ક્યારેક આવાં વિરલ દૃશ્યો જોઈને અહોભાવ પેદા પણ થઈ જાય છે તોય આપણે એ દૃશ્યોને વારંવાર સ્મૃતિપટ પર લાવતાં નથી. તેથી જ જોઈએ તેવો અહોભાવ પેદા થતો નથી. તેમજ (૩) એથીય આગળ વધો તો ક્યારેક અહોભાવ પેદા થઈ જાય તોય આપણે તેની પાછળ કોઈ વિશેષ ભોગ આપવા તૈયાર નથી.

## તબિયત સુધરી નહિ

તબિયત બગડી જવાથી એક ગામડિયો ડૉક્ટરના દવાખાને ગયો. ડૉક્ટરે તેના શરીરને બરાબર તપાસ્યું. દવા લખી આપવા સાથે બે જાતનાં ઈંજેક્શન લખી આપ્યાં. 'જો દવા કદાચ નહિ મળે તોય ઈંજેક્શન તો મળી જ જશે. ઈંજેક્શન લઈ લેજે એટલે તબિયત સારી થઈ જશે.' ડૉક્ટરે સૂચના આપી.

ગામડિયો દવા અને ઈંજેક્શનો લેવા બજારમાં ગયો. દવા ન મળી પણ ઈંજેક્શનો મળી ગયાં. લઈને પોતાના ગામે આવ્યો. પાંચ-સાત દિવસ વીતવા છતાં તબિયત સુધરી નહિ એટલે પાછો શહેરમાં આવ્યો. ડૉક્ટર પાસે ગયો.

'ડૉક્ટર! તબિયત તો સુધરવાને બદલે વધુ બગડી ગઈ!

'મેં તમને ઈંજેક્શન લખી આપેલાં તે લઈ લીધેલાં?'

'અરે ડૉક્ટર સાહેબ ! લઈ લીધેલાં શું પૂછો છો ? તમારી પાસેથી ગયા બાદ તુર્ત જ બજારમાંથી ઈંજેક્શન લઈ લીધેલાં. તમને વિશ્વાસ ન બેસતો હોય તો જુઓ આ રહ્યાં ઈંજેક્શનો !' આમ કહીને ગામડિયાએ ખીસામાંથી ઈંજેક્શન કાઢીને બતાવ્યાં !

'અલ્યા મૂરખ ! ઈંજેક્શન લેવાનું તને જે કહ્યું હતું તે માત્ર બજારમાંથી ખરીદવા માટે જ નહિ. ખરીદ્યા પછી તારા ગામના ડૉક્ટર પાસે એ ઈંજેક્શન શરીરમાં લેવાનું હતું ! જિંદગી સુધી ખીસામાં ઈંજેક્શનો રાખીને ફરીશને તોય તબિયત સુધરશે નહિ. તબિયત સુધારવા માટે ઈંજેક્શનની સોય ખાવી પડે ! જા, લઈ લેજે તારા ગામના ડૉક્ટર પાસે એ રીતે ઈંજેક્શન !'

ગામડિયો સમજી ગયો. ડૉક્ટરની સૂચના પ્રમાણે ઈંજેક્શન લઈ લીધાં, તબિયત સુધરી ગઈ.

## સક્રિય અનુમોદના ક્યારે ?

આપણી હાલત આ ગામડિયા જેવી છે. આત્મરોગોને દૂર કરનારાં અનેક સ્થાનોનાં સેવન કરવા છતાં તેની આપણને જોઈએ તેવી અસર થતી નથી તેનું કારણ છે આપણી યત્કિંચિત્ ભોગ આપવાની તૈયારીનો અભાવ !

દેરાસર દર્શન કરવા ગયા. પરમાત્માની સુંદર આંગી નિહાળવા મળી. હવે આ દૃશ્યની આત્મા પર અસર ઊભી રાખવી હોય તો નિહાળવા મળેલા આ રમણીય દૃશ્યની અનુમોદના નિમિત્તે બે-પાંચ રૂપિયા ભંડારમાં નાખો. બે-પાંચ રૂપિયા આવી સુંદર આંગી બનાવનાર પૂજારીને બક્ષિસમાં આપો. કોઈ ત્યાગ ઘરે લઈને આવો.

ના, આવો કોઈ ભોગ આપવાની તૈયારી નહિ હોય તો એ સુંદર આંગીનાં દર્શનની પણ આત્મા પર લાંબો સમય અસર નહિ રહે !

ચૌદશનું પ્રતિક્રમણ કરવા ગયા. નવ વરસની ઉંમરનો છોકરો અતિચાર બોલ્યો. પ્રતિક્રમણ પૂરું થયા પછી આપણે તે છોકરાની મોઢેથી પ્રશંસા તો કરી પણ ખીસામાંથી પાંચ-દશ રૂપિયા ઇનામમાં આપી દેવાની તૈયારી–ઉદારતા ન દાખવી તો સક્રિય અનુમોદના નહિ થાય. લુખ્ખી અનુમોદનાનો આનંદ કેટલો સમય ટકે ?

અરે ! દુનિયાના વ્યવહારોમાં ભોગ આપવાની તમારી પૂરતી તૈયારી હોય છે. ત્યાં ક્યારેય ભૂલ થતી નથી.

ઘરમાં કોઈની લગ્નની કંકોતરી આવે તો ચાંદલો મોકલવાનું અચૂક યાદ રહે. હૉટલમાં નાસ્તો કરીને બહાર નીકળતાં પહેલાં વેઈટરને 'ટિપ' આપવાનું ભુલાય નહિ. કોઈને ત્યાં જમવાનો પ્રસંગ આવ્યો હોય તો તે ઘરના છોકરાના હાથમાં બે-પાંચ રૂપિયાની નોટ પકડાવી દેવામાં ભૂલ થાય જ નહિ ! તમારા વ્યવહારમાં ભોગ આપવાનું ક્યારેય ભુલાતું નથી અને ધાર્મિક સ્થાનોની વાત આવે ત્યાં ભોગ આપવાનું યાદ જ

આવતું નથી !

## ધર્મ પાછળ ભોગ કેટલો ?

ભૂલશો નહિ, આ દુનિયામાં ક્યાંય પણ મીઠા સંબંધો ટકાવવા હોય તો ભોગ આપવો જ પડે છે ! એ જ ન્યાય અહીં લગાડી દો. પછી જુઓ, ધર્મારાધનામાં કેટલો ઉત્સાહ આવે છે ?

## દૂધ લઈ આવ

'અલ્યા કનુ ! લે આ તપેલી, અડધો લિટર દૂધ લઈ આવ.'

'બાપુજી ! દૂધ લાવવાના પૈસા આપો.'

'પૈસાથી તો દૂધ બધાય લાવે. વગર પૈસે દૂધ લઈ આવ તો માનું કે તું હોશિયાર છે !'

'સારું, પિતાજી ! હમણાં જ દૂધ લઈ આવું.'

તપેલી લઈને કનુ ઊપડ્યો દૂધ લેવા. અડધા કલાકે પાછો આવ્યો. 'લ્યો, બાપુજી ! આ દૂધ લઈ આવ્યો. પીઓ મજેથી !'

બાપે કનુના હાથમાંથી તપેલી લીધી. તપેલી બિલકુલ ખાલી ! 'કનુ ! આમાં દૂધ ક્યાં છે ?'

'બાપુજી ! દૂધ હોય ત્યારે તો સહુ પીએ. વગર દૂધે તપેલીમાંથી દૂધ પીઓ તો માનું કે તમેય હોશિયાર છો !'

બાપ શું બોલે ?

વગર પૈસે જેમ દૂધ આવે નહિ તેમ વગર દૂધે તપેલીમાંથી દૂધ પી શકાય નહિ !

મૂળ વાત એ છે કે ભોગ આપ્યા વિના આ દુનિયાની મામૂલી ચીજ પણ મળી શકતી નથી તો પછી ધર્મરત્નની પ્રાપ્તિ કરવા માટે ભોગ આપ્યા વિના ચાલે જ શી રીતે ?

માટે તો ગ્રંથકાર ફરમાવે છે કે ભિખારીને જેમ ચિંતામણિ રત્નની પ્રાપ્તિ સુલભ બનતી નથી તેમ ગુણરૂપી વૈભવ જેની પાસે નથી તેવા આત્માઓને મહા કીમતી એવા ધર્મરત્નની પ્રાપ્તિ થતી નથી.

**પથ્ય પાળ્યા વિના આરોગ્ય મળતું નથી.**

**મૂલ્ય ચૂકવ્યા વિના માલ મળતો નથી.**

**ભોગ આપ્યા વિના મીઠા સંબંધો ટકતા નથી.**

**સાધના કર્યા વિના સિદ્ધિ મળતી નથી.**

આજે હાલત ઊલટી છે. શરીરની સ્વસ્થતાની બાબતમાં પણ મોટા ભાગના માણસો ભારે બેદરકાર છે. જિંદગી જેમતેમ પૂરી કરી દેવા જ જાણે જીવતા હોય તેવું દેખાય છે.

## વહેલો મરીશ એટલું જ ને ?

એક ગામમાં મારી પાસે એક ડૉક્ટર ભણવા આવતા હતા. તેમને જીવવિજ્ઞાનના પદાર્થો ભણાવતો હતો. એક વાર ડૉક્ટર ભણતા હતા તે જ વખતે એક ભાઈ વંદન કરવા આવ્યા. તેમને જોઈને ડૉક્ટર મને કહે, 'સાહેબ ! આ ભાઈને ડાયાબિટીસનું દર્દ છે. સાકર બંધ કરવાનું હું તેમને કહી કહીને થાક્યો પણ તે માનતા જ નથી !'

મેં તે ભાઈની સામે જોયું. મને તે કહે, 'મહારાજસાહેબ ! ડૉક્ટરના કહેવા પ્રમાણે સાકર બંધ કરી દઉં તોય મોત તો આવવાનું જ ને ? સાકર ખાઓ તોય મોત તો આવે, ન ખાઓ તોય મોત આવે ! જો વાસ્તવિકતા આ જ હોય તો પછી સાકર છોડવી શા માટે ? હા, કદાચ એવું બને કે સાકર ન ખાઉં તો પાંચ વરસ મોત મોડું આવે. સાકર ખાઉં તો પાંચ વરસ વહેલું મરવું પડે ! પણ પાંચ વરસ વધુ જીવવાના લોભમાં સાકર ખાધા વિના જીવવું એના કરતાં ટેસથી સાકર ખાઈને પાંચ વરસ વહેલા મરવું સારું એમ હું માનનારો છું. અને આમેય આ દુનિયામાં જીવવા જેવું રહ્યું છે જ શું ? ચારે બાજુ મોંઘવારી, દગા, પ્રપંચ સિવાય બીજું છે જ શું ? એટલે મને તો કોઈ ચિંતા જ નથી. સાકર મજેથી ખાઈશ અને બે-પાંચ વરસ વહેલો આ દુનિયામાંથી રવાના થઈ જઈશ !'

આવા માણસોય આ દુનિયામાં જીવે છે. જેમને આ જિંદગી જીવવા જેવી નહિ; પરંતુ પૂરી કરી દેવા જેવી લાગે છે.

આપણે ત્યાં તો પૂર્વે એક પ્રચલિત કહેવત હતી,

**'રાતે વહેલા જે સૂએ, વહેલા ઊઠે વીર,**
**બળ, બુદ્ધિ ને ધન વધે, સુખિયું રહે શરીર !'**

આટલી નાનકડી કહેવતમાં કેટકેટલું કહેવાઈ ગયું છે ? રાતના વહેલા સૂવાની ટેવવાળો માણસ રાતના ગમે ત્યાં ભટકતો બંધ થઈ જાય. રાતના શોના સિનેમા, નાટક, ટી.વી.ના કાર્યક્રમો બંધ, કલબોમાં જવાનું બંધ, જુગાર, દારૂ, પરસ્ત્રીગમન આદિ ભયંકર પાપોની શક્યતા પર જ કાપ ! આની સામે લાભમાં ઘરમાં કુટુંબ સાથે શાંતિથી વાતચીત થાય, સુખદુઃખની વાતો થાય. એકબીજાનો પરસ્પર સ્નેહ વધે. અરે ! પર્વતિથિએ પ્રતિક્રમણાદિ આરાધનાઓ થાય. કુટુંબ વચ્ચે ધર્મચર્ચા થાય. સારાં પુસ્તકો વાંચવાની તક મળે !

કહેવતમાં 'સુખિયું રહે શરીર' એમ લખ્યું છે પણ મનની સ્વસ્થતા અને આત્માની પવિત્રતા ટકાવી રાખવાની તાકાત પણ રાતના ગમે ત્યાં ભટકવાનું બંધ કરવામાં પડી છે ! પણ આજના વિષમ કાળે એક સદ્‌ગૃહસ્થના જીવનમાં જોઈતી તમામ મર્યાદાઓને તોડીફોડીને સાફ કરી નાખી છે !

ન ખાવામાં કોઈ નિયમન, ન રાતના ઘરે આવવાના સમયમાં કોઈ ચોકસાઈ, ન

કપડાં પહેરવાનાં કોઈ ઠેકાણાં, ન મિત્રોની પસંદગીમાં કોઈ કાળજી, ન વાંચનની કોઈ સુંદર પસંદગી !

આવા હરાયા ઢોર જેવા જીવનમાં આત્માના વિકાસની વાત તો પછી, મનની પ્રસન્નતાની વાતેય પછી; પરંતુ શરીરની સ્વસ્થતાય જળવાતી નથી અને એટલે જ કહું છું કે પથ્ય વિના આરોગ્યની પ્રાપ્તિ નથી.

## વિષમ કાળ

બીજી વિષમતા આજના કાળની છે. 'માલ મેળવવો છે, મૂલ્ય ચૂકવવું નથી!' વેપારી-ઘરાક આ બન્ને વચ્ચેની મર્યાદા તૂટી ગઈ છે. વેપારી બોગસ માલ પકડાવે છે. ઘરાક કૂડકપટ કરીને વધુ માલ મેળવી લેવાની પેરવીમાં છે !

સ્કૂલ-કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓનાં નબળાં માનસની તો વાત કરવા જેવી નથી ! આખા વરસના મોટા ભાગના દિવસો સ્કૂલ-કૉલેજમાં ભણવા જ જાય નહિ ! પરીક્ષાઓમાં અઘરું પેપર આવે તો પરીક્ષા આપવી જ નહિ ! નબળાં પેપરોમાંય ચોરી વિના પાસ થવાનું નહિ. 'માસ પ્રમોશન'ની માગણીઓ દ્વારા વગર પરીક્ષાએ જ ઉપરના ક્લાસમાં ચડી જવું ! 'ગાઈડો' વાંચીવાંચીને પાસ થઈ જવું ! આ છે આજના વિદ્યાર્થી જગતની બદીઓ !

## સરનામું આપો

પરીક્ષાના નિકટના દિવસોમાં ક્લાસમાં પ્રોફેસર વિદ્યાર્થીઓને પરીક્ષામાં પુછાનારા અગત્યના પ્રશ્નોનું સમાધાન આપી રહ્યા હતા. સઘળા પ્રશ્નોના ઉત્તરોની છણાવટ કર્યા પછી પ્રોફેસરે વિદ્યાર્થીઓને પૂછ્યું, 'બોલો, હવે કોઈને કાંઈ પૂછવું છે ?'

તરત જ એક વિદ્યાર્થી ઊભો થઈ ગયો, 'સર ! એક પ્રશ્નનો જવાબ આપશો ?'

'હા, હા, પૂછ !'

'સર ! પરીક્ષાના આ પેપરો જે પ્રેસમાં છપાવાના છે એ પ્રેસનું સરનામું આપી દો ને ? આ બધી માથાફોડ મટી જાય !'

પ્રોફેસર શું બોલે ?

આ હાલત છે આજના વિદ્યાર્થીઓની !

## ધીરજનાં ફળ મીઠાં

આનાથીય વધુ વિચિત્રતા છે સાધનાના જીવનની ! મોટા ભાગના માણસોના મનમાં એક વાત અવારનવાર ઘોળાયા કરતી હોય છે કે સાધના ઘણી કરીએ છીએ છતાં સિદ્ધિ કેમ મળતી નથી ?

આ પ્રશ્નનાં અનેક સમાધાનોમાંનું એક સમાધાન એ છે કે સાધનાના જીવનમાં સફળતા મેળવવા માટે સૌથી મહત્ત્વની બાબત છે ધીરજ ! તમે કેટલા સમય સુધી ધીરજ

ધરી શકો છો તેના પર સાધનાની સફળતાનો આધાર છે.

આજે આયુર્વેદિક દવા લેવા મોટા ભાગનો વર્ગ તૈયાર નથી કારણ કે તેમાં કડક પથ્ય પાળવું પડે. બીજા નંબરમાં લાંબો સમય દવા લેવી પડે ! આજે પથ્ય પાળવું નથી અને સાથોસાથ લાંબો સમય ધીરજ ધરવી નથી એટલે ઍલોપથી દવાની બોલબાલા વધી ગઈ. પથ્ય પાળવાની ચિંતા નહિ અને અસર તરત જ થઈ જાય ! આમાં મોટું નુકસાન એ થયું કે ઍલોપથી દવાએ રોગને જડમૂળમાંથી કાઢવાને બદલે દબાવી દેવાનું જ કામ કર્યું. સાથે બીજું અનિષ્ટ ઘાલવાનું કર્યું. દવા લેવાનું ચાલુ હોય ત્યાં સુધી સારું રહે; પરંતુ જેવું દવા લેવાનું બંધ થાય કે તરત જ તે દવાની વિપરીત અસરો દેખાવા લાગે. શરીર નંખાઈ જાય. પરિણામે પાંચ વરસ મોત વહેલું આવે ! આની સામે આયુર્વેદિક દવાઓની તાકાત જુદા જ પ્રકારની ! પરિણામ મોડું લાવે પણ રોગને મૂળમાંથી રવાના કરે. તદુપરાંત દવાની કોઈ વિપરીત અસર શરીર પર ઊભી ન થવા દે !

આ વાત આપણે સાધનાના જીવનમાં ઘટાવવી છે.

***ક્રોધ છે ઍલોપથી દવા જેવો,***
***ક્ષમા છે આયુર્વેદિક દવા જેવી.***
***કુટિલતા છે ઍલોપથી દવા જેવી,***
***સરળતા છે આયુર્વેદિક દવા જેવી.***
***ભોગ છે ઍલોપથી દવા જેવો,***
***ત્યાગ છે આયુર્વેદિક દવા જેવો.***
***વાસના છે ઍલોપથી દવા જેવી,***
***સદાચાર છે આયુર્વેદિક દવા જેવો.***

ક્રોધ કરતાં ક્ષમાની તાકાત કેટલાય ગણી વધારે છે. પરંતુ એ તાકાતનો અનુભવ કરવા માટે ધીરજ ધરવાની જરૂર છે. ક્રોધનું સેવન અનાદિકાળથી ચાલુ છે. તેની સામે વરસના વચલા દિવસે ક્યારેક ક્ષમા રાખીએ અને પાછા તેના શીઘ્ર ફળની અપેક્ષા રાખીએ ! આ અપેક્ષા શી રીતે સફળ થાય ?

ત્યારે તો શાસ્ત્રકાર ભગવંતો આત્મગુણોને સિદ્ધ કરવા માટે તે-તે ગુણોના સતત અભ્યાસ પર ભાર મૂકે છે. વારંવાર પ્રસંગેપ્રસંગે ક્ષમાને અપનાવતા જાઓ. ક્રોધના ઉદયને નિષ્ફળ કરતા જાઓ તો ધીમેધીમે ક્ષમા આત્મસાત્ થતી જશે.

***'અવર અનાદિની ચાલ નિત નિત તજીએ જી'***

અનાદિની ક્રોધાદિની અવળી ચાલને રોજેરોજ તજતા જાઓ. આ રોજનો અભ્યાસ હશે તો લાંબે ગાળે અવશ્ય તેનું પરિણામ આવ્યા વિના નહિ રહે ! બાકી અલ્પકાલીન અને તે પણ માયકાંગલી સાધનાઓ કરીને સિદ્ધિની આકાંક્ષા—અપેક્ષા

રાખવી એ મૂર્ખાઈ છે !

આપણી મૂળ વાત આ છે. એકાગ્ર ચિત્તે સાધના કરતા જાઓ. સિદ્ધિ મળ્યે જ છૂટકો છે !

## પાયો અને ઈમારત

ઊભી કરવી છે ગુણોની ઈમારત ?

તો પાયો મજબૂત કરતા જાઓ.

એક વાતનો હંમેશાં ખ્યાલ રાખજો કે ઈમારતની મજબૂતાઈ પાયાને આભારી છે. પાયો જેટલો વધારે મજબૂત તેટલી જ ઈમારત વધુ મજબૂત ! અને એટલે જ ઈમારતના ચણતર કરતાં પાયાના ખોદકામમાં મહેનત વધુ પડે છે !

પાયાના ખોદકામમાં નીચે જવાનું હોય છે. પહેલેથી જ કઠણ રહેલી ધરતીને ખોદવાની હોય છે અને પાછું નીચે ખાડાઓમાં ઊતરવાનું હોય છે. પુરુષાર્થ તથા સાવધાની બન્ને જોરદાર હોય તો જ પાયો વ્યવસ્થિત તૈયાર થઈ જાય.

આત્મગુણોની બાબતમાં આ જ વાત લાગુ પડે છે. પાયો મજબૂત જોઈએ અને એ મજબૂત પાયા માટે ભારે પુરુષાર્થ જોઈએ.

## ઉત્તમોત્તમ જન્મ

શાસ્ત્રકાર ભગવંત ફરમાવે છે કે અપાર એવા આ સંસારમાં મનુષ્ય જન્મની પ્રાપ્તિ જ દુર્લભ છે. નિગોદના અનંતાજીવો, સૂક્ષ્મબાદર એકેન્દ્રિયના અસંખ્ય જીવો, વિકલેન્દ્રિયના પ્રત્યેક ભેદના અસંખ્ય જીવો, નારક, દેવ, તિર્યંચ પંચેન્દ્રિયના અસંખ્ય જીવો, અરે ! સંમૂર્ચ્છિમ મનુષ્યોના અસંખ્ય જીવો, આ બધામાંથી છૂટીને સંજ્ઞી મનુષ્ય તરીકેનો જન્મ મળવો જ કેટલો કઠિન ! અને કદાચ એ મળી જાય તોય આર્ય દેશ, આર્ય કુળ, જૈન શાસન, પંચેન્દ્રિય પટુતા ઇત્યાદિ કેટલાં બધાં દુર્લભ ! અત્યારે આપણને આ તમામ દુર્લભ ચીજો સુલભ થઈ ગઈ છે. હવે માત્ર આપણે પુરુષાર્થ જ કરવાનો રહે છે અને એ પુરુષાર્થમાં પણ પ્રત્યેક પળે સાવધાની રાખવાની છે કે ક્યાંય મહામહેનતે મેળવેલા આત્મગુણો પાછા નષ્ટ ન થઈ જાય.

## વાણિયો જેલમાં

ટ્રેનમાં મુસાફરી કરી રહેલા વાણિયાને રાતના ઊંઘ ન આવે. બરાબર રાતના બાર વાગ્યે ડબ્બામાં ટિકિટ ચેકર ચડ્યો. વાણિયા પાસે ટિકિટ માગી. વાણિયાએ ટિકિટ બતાવવામાં ગલ્લાંતલ્લાં કરવા માંડ્યાં. ટિકિટ ચેકર ગરમ થઈ ગયો.' 'ટિકિટ ન હોય તો દંડના પૈસા ભરી દે.'

વાણિયાએ પૈસા ભરવાનો ઇનકાર કરી દેતાં આગલા સ્ટેશને ટિકિટ ચેકરે વાણિયાને નીચે ઉતાર્યો. સ્ટેશન પર રહેલી કોટડીમાં પૂર્યો. વાણિયો તો ઘસઘસાટ સૂઈ ગયો.

સવારના પહોરમાં ટિકિટ ચેકરે જગાડ્યો.

'જો, ટિકિટ ન લેવા બદલ તને જેલમાં પૂરવામાં આવ્યો હતો. હવે ઘરભેગો થઈ જા. ભવિષ્યમાં મુસાફરી કરવી હોય ત્યારે ટિકિટ લેવાનું ભૂલતો નહિ.'

'પણ કોણે કહ્યું કે મારી પાસે ટિકિટ નહોતી ? ખાતરી ન થતી હોય તો જોઈ લો આ ટિકિટ !' એમ કહી વાણિયાએ ખીસામાંથી ટિકિટ કાઢીને બતાવી.

પેલો ટિકિટ ચેકર તો આશ્ચર્યચકિત થઈ ગયો, 'ભલા માણસ ! ટિકિટ હતી તો પછી રાતે બતાવી કેમ નહિ ! એક રાતની જેલની હવા શું કામ ખાધી ?'

'એ તો એવું છે ને, મારી પાસે બે લાખ રૂપિયાનું જોખમ હતું. રાતની મુસાફરી, થર્ડ ક્લાસનો ડબ્બો, તેમાં બેઠેલા હાલીમવાલી જેવા માણસો. આવી સ્થિતિમાં મારું જોખમ સલામત રહે તેવું મને ન લાગ્યું અને એટલે ટિકિટ હોવા છતાં મેં તમને ન બતાવી. તમે મને નીચે ઉતાર્યો. ભલે ને જેલમાં પૂર્યો ! પણ અંદર સૂવા માટેનો મજેનો પલંગ હતો. ઉપર પંખો ફરતો હતો. હું ભાગી ન જાઉં માટે બે પોલીસ ભરી બંદૂકે બહાર પહેરો ભરી રહ્યા હતા. પછી મારે ચિંતા શી હતી ? હું તો તમારો ઉપકાર માનું છું કે રાતના તમે ડબ્બામાં આવીને મને અહીં પકડી લાવ્યા. એ ઉપકારનો બદલો તો શી રીતે વાળું ? પણ કાંઈ નહિ લો, આ ૨૧ રૂપિયા બક્ષિસના. મારા બે લાખના જોખમને આપે બચાવ્યું તેના !' એમ કહી વાણિયાએ ૨૧ રૂપિયા ટિકિટ ચેકરને આપ્યા.

પેલો ટિકિટ ચેકર તો આભો જ બની ગયો. જોખમ સાચવવા માટે વાણિયાએ અપનાવેલી કરામત પર તે વારી ગયો !

જોખમ બચાવવા વાણિયો જેલમાં જવા તૈયાર થઈ ગયો તો પછી જેની પાસે ધર્મારાધના માટેની ઉત્તમ સામગ્રીઓ છે એ સામગ્રીઓને સાચવવા માટે તે કેટલાં કષ્ટો વેઠવા તૈયાર થાય ? એ કષ્ટો વેઠવામાં પણ તેને આનંદ હોય; કારણ કે તેના પરિણામનો તેને ખ્યાલ છે.

પણ આ બધી વાતો કોને માટે છે ? જેને આ જન્મની અને આ જન્મમાં મળેલી ઉત્તમ સામગ્રીઓની કિંમત સમજાઈ છે તેને માટે ! બાકી જેને આની કિંમત નથી સમજાઈ તેવા આત્માઓની રોજિંદી ક્રિયાઓ પણ કોણ જાણે કેટકેટલાનાં દિલ તોડી નાખતી હશે !

## દિલના કાચ ન તોડો

માની લો કે તમે તમારા દીકરા માટે ૫૦-૬૦ રૂપિયાનું કીમતી રમકડું લાવ્યા. દીકરાને રમવા આપ્યું. બે-ચાર દિવસ બાદ ઑફિસેથી ઘરે આવતાં તમે તે રમકડાને તૂટેલી હાલતમાં પલંગ નીચે પડેલું જોયું. તમને ખ્યાલ તો આવી જ ગયો કે દીકરાથી રમકડું તૂટી ગયું લાગે છે. આમ છતાં તમે દીકરાને બોલાવીને કડક શબ્દોમાં પૂછો છો.

'એય ! પેલું રમકડું ક્યાં ગયું ?'

રમકડું ક્યાં પડ્યું છે એ જાણવા છતાં તમે આવો પ્રશ્ન પૂછીને જૂઠની શરૂઆત કરી. હવે દીકરો સાચું શું બોલે ? તેણે જવાબ આપ્યો, 'બાપુજી ! રમકડું ક્યાંક મૂકાઈ ગયું છે. મળતું નથી.' આવો જૂઠો જવાબ સાંભળીને તમે દીકરાને ઑર્ડર કર્યો, 'જા, બધે જોઈ આવ. રમકડું ન કેમ મળે ?' દીકરો બધે જોઈ આવ્યો. માત્ર પલંગ નીચે જ ન જોયું; કારણ કે તેણે પોતે જ એ જગ્યાએ તૂટી ગયેલું રમકડું નાખ્યું છે ! 'બાપુજી ! બધે જોઈ આવ્યો. ક્યાંય દેખાતું નથી રમકડું !'

'નાલાયક ! જૂઠું બોલે છે ? મેં જોયું છે. પલંગ નીચે રમકડું પડ્યું છે !'

આ તો સારું છે કે દીકરો તમારાથી ડરી ગયો છે. નહિતર તમને સંભળાવી ન દે કે 'બાપુજી ! તમે જોયું જ છે તો પછી મને શા માટે શોધવા માટે મોકલ્યો ?' પણ તમે બાપના સ્થાને છો એટલે છોકરો કાંઈ બોલતો નથી.

તમે આગળ બોલવાનું ચાલુ કર્યું, 'લુચ્ચા ! બધી બાબતમાં તને જૂઠ બોલવાની જ ટેવ પડી ગઈ છે. તારો આટલોય વિશ્વાસ કરાય તેમ નથી.'

માત્ર એક જ બાબતમાં દીકરો જૂઠ બોલ્યો અને પાછા એ જૂઠનું કારણ તમે પોતે હતા છતાં દીકરાની ઉપર તમારો આવો બેહૂદો આક્ષેપ કે 'બધી બાબતમાં તને જૂઠ બોલવાની ટેવ પડી ગઈ છે' એ દીકરાના દિલ પર કેવી ખરાબ અસર ઊભી કરી દે છે એનો તમને કોઈ ખ્યાલ નથી. દીકરો આવે સમયે મનમાં ગાંઠ વાળે છે કે બાપની સાથે બને ત્યાં સુધી બોલવું જ નહિ ! તૂટી ગયેલા રમકડા ખાતર તમે દીકરાનું દિલ તોડી નાખ્યું.

આને બદલે તમે બીજો અભિગમ પણ અપનાવી શકતા હતા. પલંગ નીચે પડેલા તૂટી ગયેલા રમકડાને જોઈને દીકરાને બોલાવીને તમે કહી શકતા હતા, 'જો, મેં પલંગ નીચે તૂટેલું રમકડું જોયું છે. લાગે છે કે તારાથી જ રમતાંરમતાં તૂટી ગયું હશે. પણ તું જરાય ચિંતા ન કરતો. માણસ જેવા માણસના શરીરનાં હાડકાંય તૂટી જાય છે તો પછી રમકડું તૂટી જાય તેમાં નવાઈ શી છે ? પણ એવું છે ને કે રમકડું હતું બહુ કીમતી એટલે હમણાં એક-બે મહિના સુધી તારે માટે નવું રમકડું લાવી નહિ શકાય; પરંતુ ત્યાર બાદ અવશ્ય લાવી આપીશ ! જા, રમત રમતાં હવેથી ખ્યાલ રાખજે. અને જો, આવું કાંઈ બની જાય ને તો મારાથી ડરવાનું નહિ. આવીને મને તરત કહી દેવાનું !'

આવો અભિગમ અપનાવીને તમારા પુત્રને મીઠા શબ્દોમાં કહેવા જેવી સઘળી વાતો તમે જો કરી શક્યા હોત તો રમકડાં કરતાં કેટલાય ગણું કીમતી એવું તમારા પુત્રનું દિલ તમે અખંડ રાખી શક્યા હોત ! પરંતુ કોણ જાણે તમને શું થઈ ગયું છે કે સાવ મામૂલી બાતબમાં પણ મગજ પરનો કાબૂ ગુમાવી બેસો છો અને તેનાથી તમે કેટલાંય સ્વજનો સાથેના ઔદાર્યભર્યા સંબંધો પર ચોકડો લગાવી બેસો છો.

## સંબંધ-સમાધિ

પેલી કહેવત યાદ છે ?

*'અતિ ઘણું નહિ તાણીએ, તાણ્યું તૂટી જાય,*

*તૂટ્યા પછી જો સાંધીએ, તો બિચમેં ગાંઠ રહી જાય !'*

કોઈની પણ સાથેના સંબંધોમાં વધુ પડતી પકડ, કડવાશ, જિદ, અપેક્ષા રાખો નહિ. વધુ પડતી જિદ વગેરે સામી વ્યક્તિ સાથેના સંબંધો તોડી નાખશે. એક વાર સંબંધો તૂટી ગયા પછી તેને તમે સાંધશો તોય વચમાં ગાંઠ અવશ્ય રહી જશે.

ખૂબ સાવધ બની જવા જેવું છે.

સંસારમાં આવા પ્રસંગો તો ડગલે ને પગલે આવતા જ રહેવાના. એ દરેક પ્રસંગ વખતે મનની સમાધિ અકબંધ રહે અને સામી વ્યક્તિનો આપણા પર સદ્ભાવ ટકી રહે એ માટે આપણને મળી ગયેલા મહા કીમતી જન્મને અને પ્રાપ્ત થઈ ગયેલી અણમોલ ધર્મસામગ્રીઓને નજર સામે રાખવા જેવાં છે. શું આવી ઉત્તમ ચીજોને આવી વ્યર્થ ફરિયાદો પાછળ વેડફી નાખીશું ? ક્ષણભંગુર ચીજો મેળવવા પાછળ બરબાદ કરી દઈશું ?

જ્યારેજ્યારે પણ મામૂલી પ્રસંગો અંતરમાં રાગ-દ્વેષના ખળભળાટો મચાવતા હોય ત્યારેત્યારે તમે સાધુજીવનને નજર સામે લાવો.

આવા વિષમ કાળમાં પણ પોતાનું યથાશક્તિ વીર્ય ફોરવીને મુનિ જીવનની મસ્તીને માણી રહેલા સાધુ ભગવંતો પ્રત્યેક પ્રસંગે યાદ આવે તો ચિત્તના ઘણા ઉકળાટો શમી જાય.

## પૂજાનું ફળ

પરમાત્માની પૂજાનું મુખ્ય ફળ જ આ છે : **'मनः प्रसन्नतामेति पूज्यमाने जिनेश्वरे'** એક વાત યાદ રાખજો કે **'उपसर्गाः क्षयं यान्ति, छिद्यन्ते विघ्नवल्लय'** એ જે વાત છે તેમાં ક્યારેક એવું પણ બને કે નિકાચિત પાપકર્મોનો ઉદય હોય તો પરમાત્માની પૂજા કરવા છતાં અર્થાત્ જિનાજ્ઞાપાલનની આરાધના કરવા છતાં ઉપસર્ગો આવે; વિઘ્નોની ફોજની ફોજ સામે આવીને ઊભી રહે. આવું બને તોય એ ઉપસર્ગો અને વિઘ્નોના વાવંટોળની વચ્ચે તેના મનની પ્રસન્નતા તો અચૂક જળવાઈ જ રહે !

મહામુનિ શ્રી ગજસુકુમાળના મસ્તકે ખેરના અંગારા મુકાયા, મેતારાજ મુનિના મસ્તકે ચામડાનાં વાધર વીંટાયા, ખંધકસૂરિના ૫૦૦ શિષ્યો ઘાણીમાં પીલાયા, સુકોશલ મુનિ વાઘણના જડબામાં ચવાયા. આટલા મરણાન્ત ઉપસર્ગો તો આવા પુણ્યવંતા મહાત્માઓ પર પણ આવ્યા. ત્યાં શું આપણે એમ થોડું કહીશું કે તેમના જીવનમાં પરમાત્માની આજ્ઞાનું પાલન નહોતું ? ના, એમ તો કહેવાય તેવું નથી; કારણ કે પરમાત્માએ ફરમાવેલા સંયમજીવનના તેઓ ધારક હતા તથા આવા ઉપસર્ગો કરનારા

પ્રત્યે પણ તેમણે હૈયાનાં હેત જ વરસાવ્યાં હતાં. જિનાજ્ઞાનું પાલન એ તો તેમનો પ્રાણ હતો તોય ઉપસર્ગો કેમ આવ્યા ? ત્યાં કહો કે પૂર્વનાં એવાં તીવ્ર નિકાચિત કર્મોના ઉદયે તેઓ પર આવા ઉપસર્ગો આવ્યા છતાં આવાં મરણાન્ત કષ્ટોમા પણ તેમના ચિત્તની પ્રસન્નતા જરા પણ નંદવાઈ નથી.

'ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું.' પરમાત્માની પૂજાનું મુખ્ય ફળ છે ચિત્તની પ્રસન્નતા !

પ્ર.: ધર્મની આરાધના કરવા છતાં જો દુઃખો આવતાં હોય તો તો એનો અર્થ એ જ થયો ને કે 'ધર્મીને ઘેર ધાડ !' અને **'सुखं धर्मात् दुःखं पापात्'** સુખ ધર્મથી મળે અને દુઃખ પાપથી આવે એ વચનનું શું ?

ઉ.: આનું સમાધાન એ છે કે ધર્મની આરાધના કરનાર પર પણ દુઃખો આવતાં હોય તો તે ધર્મના કારણે નહિ; પરંતુ પૂર્વ જીવનોમાં કરેલાં પાપોના કારણે ! જેમ એક જ બેઠકે ૨૫/૫૦ ખમણઢોકળાં ખાવાથી ઝાડા થઈ જાય પછી બીજે દિવસે સાંજે ડૉક્ટર પાસે જાય. ડૉક્ટર પૂછે 'બોલો, આજે શું ખાધું છે ?' એ વખતે દર્દી કહે કે ડૉક્ટર ! મેં આજે કાંઈ જ નથી ખાધું તોય મને ઝાડા થઈ ગયા છે !

દર્દીની આ વાત ડૉક્ટર માને ? તરત જ પૂછે, 'ભાઈ ! ગઈ કાલે શું ખાધું હતું ?'

'૫૦ ખમણઢોકળાં !'

'તો બસ, આ ઝાડા થઈ ગયા છે એ તેનો પ્રતાપ છે !'

અહીં દર્દી એમ કહે કે 'આજે નથી ખાધું છતાં મને ઝાડા થઈ ગયા છે તેથી હું તો માનું છું કે ખાવાથી જ ઝાડા થઈ જાય તેવું નહિ, વગર ખાધે પણ ઝાડા થઈ જાય છે અને આ મારો પોતાનો અનુભવ છે !' તો આપણે આવા દર્દીને મૂરખ જ માનીએ ને ? કારણ કે આપણે જાણીએ છીએ કે ઝાડાનું કારણ આજની લાંઘણ નથી; પરંતુ ગઈ કાલનાં ખમણઢોકળાં છે ! બસ, આ જ ન્યાય અહીં લાગુ પડે છે. ધર્માત્માના જીવનમાં પણ દુઃખો આવતાં હોય તો ત્યાં એ દુઃખના કારણ તરીકે આ જનમનો ધર્મ નથી પણ પૂર્વ જીવનનાં પાપો છે ! આ વાત મગજમાં બરાબર બેસી જશે તો પછી ક્યારેય 'ધર્મીને ઘેર ધાડ' એવી અજ્ઞાનીઓની વાતમાં લેવાઈ જવાનું નહિ બને. વળી, 'સુખ ધર્મથી, દુઃખ પાપથી' એ વચનનો આમાં ક્યાંય વિરોધ નથી. દુઃખોના ઝંઝાવાતો વચ્ચે પણ જીવતો ધર્માત્મા એ દુઃખોની વચ્ચે જે સમાધિનું સુખ અનુભવી શકે છે તે આ ધર્મનો પ્રભાવ છે એટલે આ સમાધિનું સુખ આપવાનું કામ તો ધર્મે કર્યું જ છે.

આનાથી વિપરીત, કેટલાક પાપીઓ પણ આજે સુખી દેખાય છે. ત્યાં એ સુખના કારણ તરીકે એમના વર્તમાન જીવનનાં પાપો નથી; પરંતુ પૂર્વ જીવનોમાં સેવેલો ધર્મ છે ! અને આનાથીય આગળ જાઓ તો પાપીઓ માત્ર સુખી દેખાય જ છે, સુખી છે જ

એવું નથી; કારણ કે સુખનો આધાર છે મનની પ્રસન્નતા ! પાપીઓને મનની આ પ્રસન્નતા તો લાખો યોજન દૂર છે.

### વ્યાખ્યા સુખદુઃખની

વળી, તમારી સુખદુઃખની વ્યાખ્યા પણ જુદી છે. સુખની સામગ્રીઓના ઢેરના ઢેર જેની પાસે પડ્યા હોય તે સુખી અને જેને ખાવાનાય વાંધા હોય તે દુઃખી ! આ તમારી વ્યાખ્યા છે; પરંતુ એ વ્યાખ્યા બરાબર નથી; કારણ કે એમ માનવા જાઓ તો મમ્મણ શેઠને સુખી માનવો પડશે અને પુણિયા શ્રાવકને દુઃખી માનવો પડશે ! હકીકત આખી જુદી જ હતી. અબજો રૂપિયાનો માલિક મમ્મણ શેઠ દુઃખી હતો અને માત્ર બે આનાની મૂડીવાળો પુણિયો મહા સુખી હતો ! મમ્મણ મફતમાં લાકડું મળી જાય એ ગણતરીએ જાનના જોખમે નદીમાં પડવા ગયો હતો, જ્યારે મગધસમ્રાટ શ્રેણિક ખુદ ઘરે આવવા છતાં પુણિયો જરાય લેવાઈ ગયો નહોતો ! આ જ બતાવે છે કે સુખનો સંબંધ સામગ્રીઓ સાથે નથી; પરંતુ સમાધિ સાથે છે. અને એ જ રીતે દુઃખનો સંબંધ પ્રતિકૂળતાઓ સાથે નથી; પરંતુ સંક્લેશ સાથે છે.

***સમાધિમય ચિત્ત એ સુખ***
***સંક્લેશગ્રસ્ત ચિત્ત એ દુઃખ.***

એટલે હવે એમ નહિ કહેતા કે ધર્મની આરાધના કરનારો ક્યારેય તકલીફમાં ન જ મુકાય ! હા, એવુંય બને કે વેપારમાં કદાચ તેનું દેવાળું નીકળી જાય; તેની કાયા રોગોથી ઘેરાઈ જાય. સ્વજનો તેને ગળચી દાબી દે તેવાં મળે. જ્યાં જાય ત્યાં તેનો તિરસ્કાર જ થાય. ભિખારી બનીને ગલીએગલીએ ભીખ માગવાના દિવસો પણ તેને જોવા પડે. અરે ! પેટ ભરવા માટે કોકનાં સંડાસ સાફ કરવાં પડે તેવુંય બને ! આવી અગણિત આપત્તિઓ વચ્ચે પણ ધર્મની આરાધના કરનારો મનની મસ્તી અનુભવતો હોય. બસ, આ જ તેના વર્તમાન જીવનમાં સેવેલા ધર્મનું સાક્ષાત્ ફળ છે, પરલોકમાં તેને મળનારી ધર્મની ઉત્તમ સામગ્રીઓ, વિશુદ્ધ પુણ્યબંધ એ બધું તો જુદું !

આટલી સ્પષ્ટ સમજણ આવી ગયા પછી ધર્મને આરાધવાની જે મજા આવે છે તેની કલ્પના કરવીય કઠિન છે.

## આનંદ

**વડોદરામાં યોજાયેલી પ્રવચનમાળામાં એક વખત વ્યાખ્યાન કરીને હું મારા આસને જઈ રહ્યો હતો. દાદરા પાસે ઊભેલો એક છોકરો મારી સાથે ને સાથે જ ઉપર આવ્યો. મને લાગ્યું કે તેને કાંઈક કહેવું છે.**

**આસને બેઠા પછી મેં તેને પૂછ્યું, 'કેમ ભાઈ ! કાંઈ વાત કરવી છે ?'**

**પૂછતાંવેંત તેની આંખમાંથી આંસુ ચાલ્યાં. થોડી વાર પછી બોલ્યો, 'મહારાજ**

સાહેબ ! બીજું તો કાંઈ કહેવું નથી પણ એક વાત કહેવી છે કે આ વ્યાખ્યાનો સાંભળ્યા પછી મને એમ થાય છે કે ધર્મની વાતો સાંભળવામાં જ આટલો બધો આનંદ આવતો હોય તો પછી એ ધર્મને જીવનમાં જીવતાં કેટલો બધો આનંદ આવતો હશે ? હું જન્મે જૈન છું એટલું જ છે. બાકી જીવનમાં ક્યાંય જૈનત્વની છાંટ જોવા મળતી નથી. માંસાહાર, દારૂ, ઇંડાં, સિગરેટ, આ બધાંયની ચુંગાલમાં આજ સુધી તો ફસાયેલો છું. પણ આજથી નિર્ધાર છે કે આ પાપો હવે જિંદગીમાં ક્યારેય જોઈએ નહિ. આપ જીવનભરના પચ્ચક્ખાણ આપી દો !' બોલતાંબોલતાં તે પાછો રડી પડ્યો.

આ બક્ષિસ છે ધર્મની ! પાપપ્રવૃત્તિઓ દિલને પથ્થર જેવી બનાવી દે છે. ધર્મની આચરણાઓ દિલને માખણ કરતાંય વધુ મુલાયમ બનાવી દે છે.

આપણા જીવનમાં ધર્મ પરિણામ પામ્યો છે કે નહિ, તે માટે બીજાને પૂછવા જવાની જરૂર નથી. જાતે જ તપાસી લો તમારા દિલને. તરત જ ખ્યાલ આવી જશે..

લાઓત્સેનું પેલું વાક્ય GREAT CONQUERER DOES NOT FIGHT ON SMALL ISSUES. 'મહાન વિજેતા ઝીણી બાબત ખાતર ક્યારેય ઝઘડતો નથી' સતત યાદ રાખજો.

આપણા જીવનવ્યવહારને તપાસીશું તો ખ્યાલ આવી જશે કે મોટે ભાગે આપણે ઝીણી બાબતો ખાતર જ ઝઘડીએ છીએ. દાળમાં મીઠું ઓછું લાગ્યું, ચા ઠંડી આવી, દૂધ મોળું નીકળ્યું, રાતે મચ્છરો કરડ્યા, ઠંડી બહુ લાગી, શાકવાળાએ બે આના વધારે લીધા, કોઈએ ગાળ દીધી, લૉન્ડ્રીવાળાએ કપડાં બરાબર ન ધોયાં, હજામે વાળ બરાબર ન કાપ્યા, અડધી રાતે પંખો બંધ થઈ ગયો, ગાડીમાં બેસવાની જગ્યા ન મળી. બસ, આવાં ક્ષુદ્ર નિમિત્તો એ જ આપણા ઉકળાટનાં મૂળ !

આપણને આનાં આવનારાં પરિણામનો કોઈ ખ્યાલ નથી. આ લોકમાં પણ કેટલાં નુકસાનો ? મૈત્રી તૂટે, દિલ સંક્લેશ ભરપૂર બને, ધર્મારાધનામાં કોઈ આનંદ ન આવે, પુદ્ગલપ્રધાન જ જીવન ચાલે ! અને પરલોકના અપાયોનું તો પૂછવાનું જ શું ? જનમોજનમ પાપના અનુબંધો ચાલ્યા કરે તેવી દુર્ગતિઓની ભેટ મળે. પ્રત્યેક ગતિનો પ્રત્યેક ભવ આત્મગુણોનો ઘાતક બનતો જાય ! ના, દુર્લભ એવા આ જન્મમાં અને ઉત્તમ એવી ધર્મસામગ્રીઓની વિદ્યમાનતામાં આવી બાલિશ ચેષ્ટાઓને આપણે તિલાંજલિ આપી દેવી જ રહી !

## શેના વિના જીવન ન ચાલે ?

આ બધું શક્ય બનાવવા માટે સૌથી પહેલાં દિલને પૂછવા જેવું છે કે કીમતી ચીજ કઈ લાગે છે ? ધર્મ કે ધન ? જીવન ભગવાન વિના ન ચાલે કે રૂપિયા વિના ન ચાલે ? આપણી માન્યતા કઈ ?

ભૂલશો નહિ એક વાત કે,
ભૂખ પહેલાં છે, ભોજન પછી છે.
તરસ પહેલાં છે, જલપાન પછી છે.
ભાવના પહેલાં છે, સાધના પછી છે.
સમકિત પહેલાં છે, વિરતિ પછી છે.
નિંદા પહેલાં છે, ગર્હા પછી છે.
બહુમાન પહેલાં છે, ભક્તિ પછી છે.

ભૂખ વિના ભોજન ગમે તેટલું સારું મળે તોય કરવાનું શું ? દૂધપાક-પૂરી હોય તોય ખાવાની મજા ક્યારે ? ભૂખ હોય ત્યારે. ઠંડામાં ઠંડું પાણી સામે હોય પણ તરસ જ ન હોય તો ? જે વાત બાહ્ય જગતમાં છે એ જ વાત આભ્યંતર જગતમાં છે. અંદર ધર્મસાધના પ્રત્યે, તેના પ્રત્યેક અંગ પ્રત્યે જ્યાં સુધી બહુમાનભાવ પ્રગટે નહિ, સદ્ભાવ જાગે નહિ ત્યાં સુધી એ આરાધનાઓને જીવનમાં અપનાવી લેવાની તાલાવેલી લાગે જ નહિ !

તમે એવો કોઈ માણસ જોયો ખરો કે જે ખૂબ ભૂખ્યો હતો. તેની સામે જ ભોજનનો થાળ પડ્યો હતો. ખાવા માટે તદ્દન સ્વતંત્ર હતો છતાં એ ભોજનને તે અડ્યો ન હોય ? અરે ! જેને ભૂખ લાગી હોય છે તે ગમે તેટલો બંધનમાં હોય ને તોય સામે ભોજન જોતાં જ તેને મેળવી લેવા ધમપછાડા કરતો હોય છે ! પછી ખાવા માટે જેના હાથ તદ્દન ખુલ્લા જ છે તેનું તો પૂછવું જ શું ?

એ જ રીતે જેને આરાધનાની ભૂખ લાગી છે, મળી ગયેલા ઉત્તમોત્તમ જન્મની અને પ્રાપ્ત ધર્મસામગ્રીઓની જેને કિંમત સમજાઈ છે તેવો આત્મા ધર્મારાધના કર્યા વિના રહે ? એ આરાધનામાં બાંધછોડ કરે ? વિધિની ઉપેક્ષા કરે ? પોતાની શક્તિ ગોપવે ?

## કિંમત એ કરે

પાલઘર સ્ટેશને ગાડી ઊભી રહી. ગાડીમાં ગિર્દી ચિક્કાર હતી. અધૂરામાં પૂરું પંખા બંધ પડી ગયા હતા અને તેથી ભારે ગરમી હતી.

'પાણી', 'પાણી' ની બૂમ પાડતી એક પાણીવાળી છોકરી સ્ટેશન પર ઘૂમી રહી હતી. બારી પાસે બેઠેલા એક યુવકે એ પાણીવાળી છોકરીને બોલાવી.

'એય ! ગ્લાસના કેટલા પૈસા ?'

'૧૫ પૈસા લાગશે', પાણીવાળીએ જવાબ આપ્યો.

'૧૦ પૈસામાં નહિ મળે ?' યુવકે પ્રશ્ન કર્યો.

તેનો આ પ્રશ્ન સાંભળીને પાણીવાળી છોકરી યુવકની સામે જોઈ રહી. પછી બોલી,

'ભાઈ ! તમે ખોટું ન લગાડતા. બાકી અત્યાર સુધીના મારા અનુભવો પરથી હું તમને એક વાત કહું છું કે પાણીના ગ્લાસની કિંમતની પૂછપરછ એ જ માણસ કરે છે કે જેને હજી જોઈએ તેવી તરસ નથી લાગી હોતી. જેને સખત તરસ લાગી હોય છે તે તો પાણી પહેલાં પી લે છે અને કેટલા પૈસાનો ગ્લાસ એ પ્રશ્ન પૂછવાનું પાછળથી રાખે છે ! તમે ગ્લાસની કિંમત પૂછો છો એટલે ખાતરીથી કહું છું કે હજી તમને જોઈએ તેવી તરસ નથી લાગી !'

કેટલી સચોટ વાત આ છોકરીએ કરી દીધી !

જેને તરસ લાગી હોય છે તે પાણીના ગ્લાસની કિંમત ક્યારેય પૂછતો નથી. એ જ રીતે જેને આરાધનાની તીવ્ર ભૂખ લાગી હોય છે તે આરાધના કરવાની બાબતમાં ક્યારેય બાંધછોડ કરતો નથી.

## ભૂખ આરાધનાની

પહેલી શરત છે—આરાધનાની ભૂખ ઊભી કરો. એ ભૂખ લાગ્યા પછી તેને શમાવનારી ધર્મસામગ્રીઓ ચારે બાજુ વિદ્યમાન છે. તરસ્યા માણસને જેમ કહેવું નથી પડતું કે પાણી અહીં છે. તું પી લે ! તેમ આરાધનાની લગન લાગી હોય તેને કહેવું નથી પડતું કે આ સામગ્રીઓનો તું સદુપયોગ કરી લે. સામગ્રીઓનો સદુપયોગ એ કરી જ લે !

આરાધનાનાં તમામ અંગોમાં આ વાત વણાયેલી જ છે. ગુરુદેવની ભક્તિ કરવી છે ? તો પહેલાં તેઓશ્રી પ્રત્યે દિલમાં ભારોભાર બહુમાનભાવ ઊભો કરી દો. બહુમાનભાવ ઊભો થઈ ગયા પછી તેઓશ્રી તરફથી ગમે તેવી પ્રતિકૂળતા આવે તો પણ ભક્તિ છોડવાનું મન જ ન થાય; કારણ કે બહુમાનભાવ ભક્તિને ખેંચ્યા વિના નથી રહેતો, ભક્તિને ટકાવ્યા વિના નથી રહેતો.

## કેટલો પ્રચંડ બહુમાનભાવ !

પેલા યુવકનાં આજે જ લગ્ન થયેલાં. તેના મશ્કરા યુવક મિત્રો સાથે તે ઉપાશ્રયે ગયો. ઉપાશ્રયમાં રહેલા મહાત્મા પાસે જઈને મિત્રોએ મશ્કરી કરી, 'મહારાજસાહેબ ! આ યુવકને દીક્ષા લેવી છે. આપ આપી દો.'

મહાત્માને લાગ્યું કે આ મશ્કરી કરે છે. તેને બોધપાઠ આપવા ભારે ક્રોધી સ્વભાવવાળા પોતાના ગુરુદેવ ચંડરુદ્રાચાર્ય પાસે તેમણે મોકલ્યા. 'ભાઈઓ ! અમારા ગુરુદેવ અંદર બિરાજે છે. તેઓશ્રી પાસે તમે જાઓ.'

છોકરાઓ અંદર ગયા. આચાર્ય ભગવંતને કહે, 'મહારાજસાહેબ ! આને દીક્ષા લેવી છે. આપી દો.'

'ભાઈઓ ! મશ્કરી ન કરો. શાન્તિથી મને મારું કામ કરવા દો.'

'ના. મહારાજસાહેબ ! અમે મશ્કરી નથી કરતા. આને દીક્ષા લેવી જ છે તેથી તો

અહીં આવ્યા છીએ.'

વારંવારની આચાર્ય ભગવંતની ના છતાં છોકરાઓએ જ્યારે મશ્કરી છોડી જ નહિ ત્યારે આચાર્ય ભગવંતે સીધો પેલા યુવકને પકડ્યો. બે પગની વચ્ચે માથું ભરાવીને તેનો લોચ કરી નાખ્યો. બીજા બધા છોકરાઓ તો ભાગી જ ગયા.

હવે આ બાજુ પેલા દીક્ષિત થયેલા મુનિએ આચાર્ય ભગવંતને કહ્યું, 'ગુરુદેવ ! આપે તો દીક્ષા આપીને ભારે ઉપકાર કર્યો છે. પરંતુ આપને મારી એક વિનંતી છે કે મારા સંસારીપણાનાં કુટુંબીજનો અત્રે આવીને તોફાન કરશે માટે આપણે આજે જ અહીંથી વિહાર કરી જઈએ.'

આ સાંભળતાં જ આચાર્ય ભગવંત ગુસ્સે થઈ ગયા. 'આ ઉંમરે મારાથી વિહાર થાય તેમ નથી. એક તો દીક્ષા આપી. હવે કહે છે વિહાર કરો ! શા ધંધા માંડ્યા છે ?'

'ગુરુદેવ ! આપનાથી ચાલી શકાય તેમ નહિ હોય તો હું આપને ખભે બેસાડી દઈશ; પરંતુ આ સેવકની આટલી વિનંતી આપ જરૂર સ્વીકારો !' મુનિએ ફરી વિનંતી કરી.

રાતના ગુરુ-શિષ્ય બંને નીકળ્યા. આ નૂતન મુનિએ પોતાના ગુરુદેવને ખભા પર બેસાડ્યા છે. રાતનો સમય છે. અંધારાને કારણે રસ્તો બરાબર દેખાતો નથી. મુનિનો પગ આડોઅવળો પડે છે. ખભા પર બેઠેલા ગુરુ અકળાય છે. તાજા લોચ કરેલા માથા પર લાકડીના પ્રહાર કરે છે.

આવા સમયે એ મુનિવર વિચાર કરે છે કે હું કેટલો પાપી ? નિષ્કારણ કરુણા કરનારા ગુરુદેવને મારા નિમિત્તે ત્રાસ કેટલો ? સંયમજીવનનું દાન કરનાર ગુરુદેવને શાતા આપવાની તો ઘેર ગઈ; પરંતુ ભયંકર અશાતા આપનારો હું બન્યો ! કયા ભવે મારો છુટકારો થશે ?'

પશ્ચાત્તાપના આવા તીવ્ર શુભ ભાવમાં ચડેલા આ મુનિવરે શુક્લધ્યાન લગાવ્યું, ક્ષપક શ્રેણી માંડી અને ઘાતી કર્મોના ભૂકા બોલાવી કેવળજ્ઞાન મેળવી લીધું !

હવે તો રસ્તો અંધારામાંય સ્પષ્ટ દેખાવા લાગ્યો. પ્રત્યેક પગલું વ્યવસ્થિત લાગ્યું. ખભા પર બેઠેલા ગુરુદેવ સમજ્યા કે માથે લાકડી પડે છે એટલે સીધો ચાલવા માંડ્યો લાગે છે એટલે પૂછ્યું, 'કેમ હવે રસ્તો બરાબર દેખાય છે ?'

'હા ગુરુદેવ ! રસ્તો બરાબર દેખાય છે.'

'શું જ્ઞાન થઈ ગયું છે ?'

'હા.'

'ક્યું ? પ્રતિપાતિ કે અપ્રતિપાતિ ?'

'અપ્રતિપાતિ.'

('અપ્રતિપાતિ' એટલે આવેલું જાય નહિ એ કેવળજ્ઞાન)

'હેં?' આ સાંભળતાં જ ખભા પરથી ગુરુદેવ સીધા નીચે જ ઊતરી ગયા. 'શિષ્યને કેવળજ્ઞાન થઈ ગયું છે?' શિષ્યની સામે જોયું. શાસ્ત્રે લખ્યું છે કે ઝાંખા અજવાળામાં ગુરુએ શું જોયું? **'स्नपितशोणितमस्तकं दृष्ट्वा'** લોહીથી અભિષિક્ત થયેલા શિષ્યના મસ્તકને જોઈને ગુરુદેવ સ્તબ્ધ થઈ ગયા! બાપરે! મેં શું કરી નાખ્યું? હું આટલો બધો નિર્દય? આજના દીક્ષિત સાધુને મેં આવો ભયંકર માર માર્યો? અને કોણ જાણે તેને કેવળજ્ઞાન ક્યારે થયું હશે? મેં કેવળીને માર્યા? અને તેય જૈન શાસનના ગૌરવવંતા તૃતીયપદે બિરાજમાન થયા પછી? ધિક્કાર છે મારી જાતને! મારા જેવો પાપી આ જગતમાં શોધ્યો નહિ જડે!' આવી જબરદસ્ત આત્મનિંદા કરતા કરતા આ ગુરુદેવ પણ કેવળજ્ઞાન પામી ગયા!

## કેળવો, બહુમાનભાવ

આ પ્રસંગમાં સૌથી મહત્ત્વની વાત એ છે કે શિષ્યના દિલમાં પોતાના ગુરુદેવ પ્રત્યે કેટલો અદ્‌ભુત બહુમાનભાવ હશે કે જેના પ્રતાપે પોતાના તાજા લોચ કરાવેલા મસ્તર પર લાકડીઓના ભયંકર પ્રહાર કરતા એ ગુરુદેવ પર મામૂલી પણ અરુચિભાવ તેમને પેદા થયો નથી. એ બતાવે છે કે આરાધનાનાં અંગો પ્રત્યે બહુમાન હોય તો ગમે તેવા પ્રતિકૂળ સંજોગો આવે તોય તે અંગોને છોડી દેવાની દુર્બુદ્ધિ ક્યારેય પેદા થતી નથી.

બીજી વાત એ છે કે શિષ્યને લાકડીના પ્રહારો કરનારા ગુરુદેવે આત્મનિંદા એટલી બધી જોરદાર કરી કે તેમને ત્યાં ને ત્યાં જ કૈવલ્યની પ્રાપ્તિ થઈ ગઈ. તેમની આત્મનિંદાની તીવ્રતામાં એટલી બધી તાકાત પડી હતી કે ગુરુ પાસે આવીને એ પાપોની શુદ્ધિ કરવાની જરૂર જ ન રહી. કરેમિ ભંતે સૂત્રમાં પણ લખ્યું છે ને કે **'पडिक्कमामि निंदामि गरिहामि-'**

પહેલાં નિંદા પછી ગર્હા! આત્મસાક્ષીએ પાપોની નિંદા જ ન થાય તો પછી ગુરુસાક્ષીએ એ પાપોની થતી ગર્હા એ પાપોના અનુબંધો કેટલા તોડી નાખે તે પ્રશ્ન છે! પહેલાં તમે પોતે જ રડો તમારાં પાપો પર. પછી ગુરુ પાસે જઈને સરળ દિલે તે તમામ પાપોની કબૂલાત કરી દો. પછી જુઓ ચમત્કાર કેવો સર્જાય છે?

આપણી મૂળ વાત આ છે. ધર્મની ભૂખ લાગે તો જ ધર્મારાધનાનું આકર્ષણ વધે. એ આરાધનામાં ઉત્સાહ વધે. આરાધનામાં વેગ આવે. આરાધનાના આનંદની યત્કિંચિત્ અનુભૂતિ થાય!

યાદ રાખજો, જે માર્ગે સંસાર છે તેનાથી વિપરીત માર્ગે મોક્ષ છે. ખાવાના માર્ગે સંસાર છે તો તપના માર્ગે મોક્ષ છે. સંગ્રહના માર્ગે સંસાર છે તો ત્યાગના માર્ગે મોક્ષ છે.

ભોગના માર્ગે સંસાર છે તો શીલ સદાચારના માર્ગે મોક્ષ છે. અશુભ ભાવોના માર્ગે સંસાર છે તો શુભ ભાવોના માર્ગે મોક્ષ છે. ત્યારે તો ગાયું ને કે, 'એક અચરિજ પ્રતિસ્રોતે તરતાં, આવે ભવસાગર તટમાં...તપ કરીએ સમતા રાખી ઘટમાં...' સમુદ્રમાં પાણીનું વહેણ જે દિશામાં હોય તે દિશામાં વહો તો કિનારે આવો જ્યારે સંસારરૂપી સમુદ્રમાં ઊલટી વાત છે. જે માર્ગે સંસારના જીવો જતા હોય તેના વિપરીત માર્ગે વહો તો મોક્ષના કિનારે આવી જાઓ. છે આપણી આવી તૈયારી ?

## પાછા આવ્યા જ નથી

ત્રણ છોકરાઓ અંદરઅંદર વાતો કરતા હતા. એક છોકરો કહે, 'મારા બાપા એવા જોરદાર તરવૈયા હતા કે નદીના પાણીમાં ડૂબકી લગાવે તો પંદરપંદર મિનિટ સુધી બહાર નહોતા નીકળતા.'

'અરે ! એમાં કાંઈ નહિ ! મારા બાપા તો ડૂબકી લગાવ્યા પછી એકએક કલાક સુધી પાણીની અંદર રહેતા. બહાર નીકળતા જ નહોતા.' બીજો છોકરો બોલ્યો.

તરત જ ત્રીજો છોકરો બોલ્યો, 'તમારા બંનેની વાત તો સાવ મામૂલી છે. મારા બાપા જેવા તરવૈયા મેં આજ સુધી જોયા નથી. આજથી ૩૫ વરસ પહેલાં નદીમાં તરવા ગયેલા પણ હજી બહાર નીકળ્યા નથી !'

આરાધનાના જીવનમાં પ્રવેશ કરનારાની સ્થિતિ ત્રીજા છોકરાના બાપ જેવી ! આરાધનાના એ અમૃત કૂંડમાં ડૂબકી લગાવી એ લગાવી. પછી બહાર શું નીકળવું ?

## તપાસો જાતને

આપણે આપણી જાતને તપાસવી છે કે આપણો નંબર શેમાં છે ?

અત્યારના કાળમાં તમને ખબર જ હશે કે ઘડિયાળ પાંચ પ્રકારની આવે છે. કેટલીક ઘડિયાળો એવી આવે છે કે જેને એક વાર ચાવી આપો તો ચોવીસ કલાક ચાલે; કેટલીક ઘડિયાળો એવી આવે છે કે જેને ચાવી એક વાર આપો તો આઠ દિવસ સુધી ચાલે. કેટલીક ઘડિયાળોને એક વાર ચાવી આપો તો તે મહિના સુધી ચાલે. કેટલીક ઘડિયાળો એવી નીકળી છે કે તેમાં ઇલેક્ટ્રિક બૅટરી મૂકો તો એક વરસ સુધી ચાલે. જ્યારે કેટલીક ઘડિયાળો એવી આવે છે કે ન તેને ચાવી આપવી પડે કે ન તેમાં ઇલેક્ટ્રિક બૅટરી મૂકવી પડે છતાં જિંદગીભર ચાલે. આવી ઘડિયાળોને ઑટોમૅટિક ઘડિયાળ કહેવાય છે.

આરાધનાના જીવનને જીવતા આપણે કઈ ઘડિયાળ જેવા ? રોજેરોજ ચાવી આપવાથી ચાલતી ઘડિયાળ જેવા કે પછી છેક છેલ્લી ઑટોમૅટિક ઘડિયાળ જેવા ? અરે ! મને તો લાગે છે કે આપણો નંબર તો પહેલા નંબરની ઘડિયાળમાંય નથી; કારણ કે એ ઘડિયાળને આખા દિવસમાં એક જ વાર ચાવી આપવી પડે. પણ તે ચાલે તો ૨૪ કલાક ! જ્યારે આપણી હાલત તો એવી છે કે જ્યાં સુધી વ્યાખ્યાનાદિ સાંભળતા હોઈએ ત્યાં

સુધી જ આરાધનાનો ઉત્સાહ ટકી રહે. જેવા બહાર નીકળ્યા એટલે વ્યાખ્યાનની કોઈ અસર નહિ !

પાલિતાણાની ૯૯ યાત્રા પૂરી કરીને ઘરે આવીએ તો આત્મા પર શું એ યાત્રાઓની કોઈ અસર જ ન રહે ? મજેનો વરસીતપ પૂર્ણ કરીએ. પણ તેનું પારણું થઈ ગયા પછી જીવનમાં શું એ તપની કોઈ અસર ન દેખાય ? ઉપધાન જેવી મહામંગળકારી આરાધના કરીને ઘરે આવનારના જીવનમાં શું અનિવાર્યરૂપે અભક્ષ્યનો ત્યાગ ન આવી જાય ? તીર્થયાત્રામાં ૪૫ દિવસો ગુજાર્યા પછી ઘરે આવનારાના જીવનમાં એ તીર્થયાત્રાનાં પવિત્ર સંસ્મરણો ગૂંજતાં ન હોય ? બેસતા મહિને દેરાસરમાં મજેનું સ્નાત્ર ભણાવ્યા પછી બહાર નીકળનારના દિલમાં 'સવિ જીવ કરું શાસનરસી'ની ભાવના ગૂંજતી ન હોય ? સાધુ ભગવંતોનો વિશાળ સમુદાય જોયા પછી જાતને માટે શું વિચાર જ ન આવે ?

હા, આપણી સ્થિતિ આજે તો આવી જ હોય તેવું લાગે છે. આનાથી વિપરીત પાપક્રિયાઓમાં આપણી સ્થિતિ પેલી ઑટોમૅટિક ઘડિયાળ જેવી હોય તેવું લાગે છે.

કોઈને ત્યાં થયેલા જમણવારમાં રસગુલ્લાં ખાવા મળેલાં તે હજુ ભુલાયાં નથી. વરસો પહેલાં મેટ્રો થિયેટરમાં જોયેલું પિક્ચર હજુ ભુલાયું નથી. આબુ પર ફરવા ગયેલા ત્યારે ત્યાં જોવા મળેલું નખી તળાવ આજે પણ સ્મૃતિપટ પર એવું ને એવું જ અંકિત છે. ૩૭ વરસ પહેલાં કોઈએ દીધેલી ગાળ હજી ભુલાઈ નથી. ૪૨ વરસ પહેલાં કોઈએ કરેલું સન્માન આજેય આંખ સામે તરવરે છે. અરે ! હૅરકટિંગ સલૂનમાં કોઈ હજામે અપ-ટુ-ડેટ કાપેલા વાળ હજી ભુલાયા નથી. આ અને આવી તમામ પાપક્રિયાઓ ભૂલી ભુલાતી નથી.

આ વાસ્તવિકતામાં આપણે ફરિયાદ કરીએ કે ધર્મની ક્રિયાઓ ઘણી કરવા છતાં જોઈએ તેવી મજા કેમ નથી આવતી તેનો કોઈ અર્થ જ નથી.

## સુકૃતમાં આનંદ લાવો

અરે ! મૂળ વાત તો એ છે કે સુકૃતોની અનુમોદના પણ સામાન્યતયા એ જ કરી શકે કે જેને સુકૃતોના સેવન વખતે ભારે આનંદ હોય ! પરમાત્માની પૂજા કરતી વખતે જ જેને આનંદ નથી તે દેરાસરમાંથી બહાર નીકળીને પૂજાની અનુમોદના શું કરવાનો ? પ્રતિક્રમણની ક્રિયાઓ વખતે જ જેનું મન આડુંઅવળું ભટકે છે એ પ્રતિક્રમણ પૂરું થયા પછી ગદ્‌ગદતાનો અનુભવ શી રીતે કરવાનો ? ફંડફાળામાં રકમ લખાવતી વખતે જ જેનું મન કચવાટનો અનુભવ કરે છે એ ઉપાશ્રયની બહાર નીકળ્યા પછી પોતે જ કરેલા દાનના સુકૃતની અનુમોદના શું કરવાનો ?

અનુમોદનાના ભાવને પામવાની પહેલી શરત એ છે કે સુકૃતોના સેવન વખતે

આનંદનો અનુભવ કરો.

શાલિભદ્રના જીવ સંગમનો પ્રસંગ યાદ કરો. આખી જિંદગીમાં પહેલી વાર ખીર મળી છે, હજી ખાધીય નથી. થાળીમાં જ છે; પણ એ વખતે મનમાં વિચાર આવ્યો કે કોઈ મહાત્મા પધારી જાય તો તેમનો લાભ લઈને પછી આ ખીર વાપરું. પુણ્ય એટલું બધું જોરદાર હતું કે માસખમણને પારણે વહોરવા નીકળેલા મુનિવરનો તે યોગ થઈ ગયો છે. ભારે ઉલ્લાસપૂર્વક એ મુનિવરને તે ઘરમાં બોલાવી લાવ્યો છે. આ સમયે મા ઘરમાં હાજર નથી. સંયમ આ મુનિવરને ઊછળતા હૈયે લાભ આપવાની વિનંતી કરે છે. મુનિવરે પાતરું કાઢ્યું છે. સંગમે ખીર ભરેલી થાળી ઉઠાવી છે. આખી ને આખી થાળી પાતરામાં ખાલી કરી નાખી છે !

શું વહોરાવવાની આ ક્રિયામાં શાલિભદ્ર થવાનાં બીજ પડેલાં હતાં ? ના, વહોરાવતી વખતના તેના દિલમાં ઊછળતા શુભ ભાવોમાં આ બીજ પડેલાં હતાં. આખી જિંદગીમાં પહેલી જ વાર મળેલી ખીર જે ઊછળતા દિલે તેણે મહાત્માના પાતરામાં વહોરાવી છે એ ભાવોએ તેની સદ્‌ગતિ નિર્ણીત કરી દીધી છે. અરે ! મહાત્મા વહોરીને ગયા પછી સંગમને રસોડામાં રહેલી ખીર ખાવા મળી છે, છતાં એ વખતે તેના મનમાં આનંદ ખીર ખાવા મળ્યાનો નથી; પરંતુ ખીર વહોરાવવાનો લાભ મળી ગયો તેનો છે ! એ જ રાતના મોત આવીને ઊભું છે. મોત વખતની જાલિમ વેદનામાંય તેનું મન આજે સવારે થઈ ગયેલા સુકૃતના આનંદમાં તરબોળ છે. સુકૃતની આવી ભારોભાર અનુમોદના મોત વખતે પણ ટકી રહી છે તેનું મુખ્ય કારણ એ છે કે સુકૃતના સેવન વખતે તેને ભારોભાર આનંદ હતો !

આવો સુકૃતના સેવન વખતનો આનંદ એ સુકૃતના સેવન પછીય ટકી રહે તેમાં શું આશ્ચર્ય ?

ધર્મારાધનાનો આનંદ ઊભો કરવો છે ?

પાપક્રિયાઓનો ખટકો ઊભો કરવો છે ?

તો આ લાવો. ધર્મારાધના વખતે અત્યંત કર્તવ્યબુદ્ધિ ઊભી કરી દો. પાપક્રિયાઓ વખતે અત્યંત હેયબુદ્ધિ ઊભી કરી દો. આવી માનસિક ભૂમિકા ઊભી થયા પછી ધર્મારાધનાઓ અચૂક વધશે અને પાપક્રિયાઓ અચૂક તૂટશે !

## દીવો ઓલવાતો કેમ નથી ?

વરસોથી ગામડામાં જ રહેલો એક ગામડિયો પહેલવહેલી વાર શહેરમાં ગયો. જિંદગીમાં ક્યારેય તેણે લાઇટ જોઈ નહોતી. એક હૉટલમાં સાંજના સમયે આવ્યો. આખી રાત ત્યાં જ રહેવાનો વિચાર કર્યો.

રાતના સમયે કમરામાં પ્રવેશ્યો. લાઇટ પહેલેથી ચાલુ જ હતી. રાતના ૧૦ વાગ્યા સૂવા માટે પલંગમાં પડ્યો; પરંતુ લાઇટના પ્રકાશના કારણે ઊંઘ આવે નહિ.

તેને થયું કે આ દીવો ઓલવી નાખવો પડશે. પણ છે ખૂબ ઊંચો. ફૂંક શી રીતે મારવી ?

બે ટેબલ રાખીને ઉપર ચડ્યો. જોરશોરથી ફૂંક મારવા લાગ્યો. પણ કેમેય કરીને (લાઇટ) બંધ થાય નહિ. આખી રાત બિચારો ફૂંક મારીમારીને થાક્યો; પરંતુ સફળતા મળી નહિ.

સવારના પહોરમાં હૉટલનો નોકર એ રૂમમાં આવ્યો. ગામડિયાએ તેની પાસે ફરિયાદ કરી, 'આ દીવો કેવો ગોઠવ્યો છે ? ઓલવાતો જ નથી !'

પેલો નોકર તો આ સાંભળીને ખડખડાટ હસવા લાગ્યો, ભલા માણસ ! આ દીવો નથી, લાઇટ છે ! તેને ઓલવવા માટે ફૂંક મારવાની જરૂર નથી; પણ આ તારી બાજુમાં જ રહેલી સ્વિચ બંધ થાય એટલે તરત લાઇટ બંધ થઈ જાય. જો, હમણાં જ બંધ કરી દઉં.' આમ કહીને નોકરે સ્વિચ દાબી. લાઇટ બંધ થઈ ગઈ.

ગામડિયો તો જોતો જ રહ્યો !

પાપોનું પણ આવું જ છે ! મનમાં એક વાર પાપ પ્રત્યે હેયબુદ્ધિ પ્રગટી જાય એટલે કાયામાંથી એ પાપોને રવાના થયે જ છૂટકો છે ! ધર્મારાધનાઓનુંય આવું જ છે ! એ આરાધનાઓ પ્રત્યે મનમાં કર્તવ્યતાની બુદ્ધિ ઊભી થાય એટલે કાયામાં એ ધર્મારાધનાઓ સક્રિય બન્યે જ છૂટકો છે !

આ બધું ત્યારે જ બને કે જ્યારે ધર્મ એ રત્ન કરતાંય વધુ કીમતી લાગે !

પ્ર.: ધર્મ એ રત્ન કરતાંય વધુ કીમતી લાગે એ માટેના ઉપાયો શા ? એ માટે કરવા જેવું શું ?

ઉ.: પહેલા નંબરમાં તો ભગવાન શ્રી જિનેશ્વરદેવનાં વચનો પ્રત્યે અંતરમાં ભારોભાર સદ્ભાવ-બહુમાનભાવ પેદા કરી લો. ઊભો થઈ ગયેલો બહુમાનભાવ બાકીનાં તમામ અંગોને લાવ્યા વિના નહિ રહે.

બીજા નંબરમાં કેવા વિષમ સંયોગોમાં આ રત્નની પ્રાપ્તિ થઈ ગઈ છે એનો વિચાર કરો.

કેટલાંક ભયંકર કક્ષાનાં પાપો તો તમને સારા કુળમાં મળી ગયેલા જન્મના કારણે જ તમારા જીવનમાં પ્રવેશ્યાં નથી.

## પ્રભાવ હલકા કુળનો

એક ગામમાં અમે ચોમાસું રહેલા. અમે બે-ત્રણ સાધુઓ સ્થંડિલ જઈને ઉપાશ્રય

તરફ આવી રહ્યા હતા. રસ્તામાં એક ફાટેલાંતૂટેલાં કપડાં પહેરેલા હલકા કુળના છોકરાને જોયો. જીવતો ઉંદર તેણે દોરીથી બાંધ્યો હતો અને એ ઉંદરને ઊંચકીઊંચકીને નીચે સડક પર પછાડતો હતો.

અમે ૧૫-૨૦ ડગલાં દૂર હતા. મને થયું કે તેને જઈને સમજાવીએ કે આ ઉંદરને છોડી દે. પગલાં થોડી ઉતાવળે ભર્યાં. પરંતુ પાંચ-દસ ડગલાં દૂર રહ્યા ત્યાં તો એકદમ ન બનવાનું બની ગયું ! લાકડા ભરેલું એક ગાડું રસ્તા પરથી પસાર થઈ રહ્યું હતું. પેલા છોકરાએ દોરીથી બાંધેલા એ ઉંદરને સીધો મૂકી દીધો ગાડાના પૈડાં નીચે ! પૈડું એ ઉંદરના શરીર પર ફરી વળ્યું. ક્ષણ-બે ક્ષણમાં તો ઉંદર તરફડી તરફડીને ખલાસ થઈ ગયો !

## સત્કુળમાં મળી જતા જન્મનો પ્રભાવ

હલકા કુળમાં મળી જતા જન્મનો આ પ્રભાવ છે. આપણો જન્મ અત્યારે એવા કુળમાં થઈ ગયો છે કે જ્યાં પગ નીચે અજાણતાં કીડી આવી જાય તોય હાય થઈ જાય છે ! અરે ! અહીં મા એવી મળી છે કે રાત્રિભોજનનું પાપ કરતાં આપણને અટકાવે જ્યારે બિલાડીના અવતારમાં મા એવી મળશે કે ઉંદર કેવી રીતે મારવા તે શીખવશે !

એક જ ભવનો પલટો સેંકડો ભવોને પલટાવી દેશે. આ વાત આપણને વ્યવસ્થિત સમજાઈ જાય તો પછી મળી ગયેલા ઉત્તમ જન્મની મૂલ્યવાન પળોને જેમતેમ વેડફી નાખવાનું મન નહિ થાય !

જન્મથી જ જેને શ્રીમંતાઈ મળે છે તેને મોટે ભાગે એ શ્રીમંતાઈની તાકાતનો ખ્યાલ નથી હોતો. એ શ્રીમંતાઈની કેટલી કિંમત છે એની તેને ખબર નથી હોતી. એ ખબર તો ત્યારે જ પડે કે જ્યારે પોતાની સામે રહેલા ગરીબોની હાડમારી તે નજરોનજર જુએ અને કાં તો પાપોદયે પોતાને જ ગરીબીમાં જીવવાના કપરા દિવસો આવે. તે સિવાય જન્મજાત મળતી શ્રીમંતાઈની કિંમત સમજવી મુશ્કેલ છે.

આ જ રીતે ઉત્તમ કુળમાં મળી જતા માનવજન્મની કિંમત પણ આપણને સમજાવી મુશ્કેલ છે. એ તો આવાં હલકાં કુળોમાં જન્મી જતા છોકરાનાં કૃત્યોને જોઈએ ત્યારે જ ખ્યાલ આવે કે 'હું જ્યાં જન્મી ગયો છું એ સ્થાને જ મારા જીવનમાં કેટકેટલાં પાપોનો પ્રવેશ અટકાવી દીધો છે ?'

## મનને રસ, અભાવમાં

એક વાત યાદ રાખજો. મનને અભાવમાં જ રસ છે. વસ્તુની કિંમત વસ્તુના અભાવમાં જ મનને સમજાય છે. દા.ત., મોઢામાં બત્રીસ દાંત હોવા છતાં જીભને તેની કાંઈ પડી નથી હોતી; પરંતુ જો બત્રીસમાંથી એકાદ પણ દાંત તૂટી જાય તો આખો દિવસ વારંવાર જીભ તૂટી ગયેલા એ દાંત તરફ જ જાય છે. **નિષેધ અને અભાવ એ મનને માટે**

આમંત્રણ અને આકર્ષણ છે.

અરબસ્તાનની એક કહેવત છે કે કોઈ પણ વસ્તુને તમારે છુપાવવી હોય કે કોઈ પણ વસ્તુની કિંમત તમારે ઘટાડી દેવી હોય તો એ વસ્તુને જાહેરમાં મૂકી દો. વસ્તુ જાહેરમાં આવતાં જ કિંમતહીન બની જશે !

જીવન ટકાવવા માટે અત્યંત જરૂરી એવા પ્રાણવાયુની આજે કિંમત કેટલી? અરે! આખા દિવસમાં એકાદ વાર પણ આ મહામૂલા પ્રાણવાયુને યાદ કરનારા કેટલા? લગભગ કોઈ નહિ ! કેમ ? ચારે બાજુ જેટલો જોઈએ તેટલો અને જ્યારે જોઈએ તેટલો મળે છે તેથી ! હા, જેને દમનું દર્દ છે તેને આ પ્રાણવાયુની તાકાતનો પૂરતો ખ્યાલ છે !

સાંભળવા પ્રમાણે હમણાં કોઈ ગાયિકાને મીરાનાં ભજન ગાવા બદલ રાષ્ટ્રપતિએ ગોલ્ડ મેડલ-સુવર્ણચન્દ્રક અર્પણ કર્યો ! જ્યારે મેં આ સાંભળ્યું ત્યારે મને વિચાર આવ્યો કે 'મીરાંની ગેરહાજરીમાં મીરાંનાં ભજન ગાનારને સુવર્ણચન્દ્રક મળ્યો અને મીરાને ખુદને આ ભજનો ગાવા બદ્દલ ઝેરનો કટોરો મળ્યો હતો !'

વિધિની વિચિત્રતા કહો કે મનની વિલક્ષણતા કહો, વાત એ છે કે વસ્તુની કિંમત કરનારો લાખોમાં કોઈ એક હોય છે.

આપણી જ વાત કરો ને ! આપણે અત્યારે રોદણાં નથી રોતા કે મને સાક્ષાત્ પરમાત્મા મળી ગયા હોત, પરમાત્માના શ્રીમુખે જ દેશના સાંભળવા મળી હોત, પરમ તારક એ દેવાધિદેવનાં કલ્યાણકોમાં હાજર રહેવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હોત તો મારું તો કામ થઈ જાત ! પણ આપણે શું એ નથી જાણતા કે વિરાટ અનંતકાળમાં આ તમામ સામગ્રીઓ આપણને અનંતીવાર મળી હતી પણ એ વખતે આપણે એ સામગ્રીઓની તાકાત સમજી શક્યા નહોતા. શાશ્વતની ભેટ આપનાર સામગ્રીઓની વિદ્યમાનતા છતાં આપણે ક્ષણભંગુરમાં જ અટવાયા હતા ! હવે અત્યારે રોદણાં રોયે શું વળશે ?

## મળ્યું છે તો માણી લો

સારામાં સારો ઉપાય તો એ છે કે અત્યારે જે મળ્યું છે તેને બરાબર ઓળખી લો. ધર્મરત્ન પ્રકરણકાર તો ફરમાવે છે કે અપાર એવા સંસારસાગરમાં પહેલાં તો મનુષ્યપણું જ અતિ દુર્લભ છે. અને તેમાંય સર્વ અનર્થોને હરનારું ધર્મરત્ન તો વળી અતિ દુર્લભ છે !

**શાસ્ત્રકાર જે બે ચીજને અતિ દુર્લભ ગણાવે છે એ બન્ને ચીજો અત્યારે આપણી પાસે છે. હવે બીજાં કોઈ જ રોદણાં રોવાની જરૂર નથી.**

**ચોરો ઘરની તમામ સામગ્રીઓ લૂંટી જાય; પરંતુ એકાદ કીમતી રત્નને ભૂલી જાય તો ઘરનો માલિક જરાય રોદણાં રોતો નથી; કારણ કે તેને ખબર છે કે આ એક રત્નમાંથી હું બાકીનું બધું પાછું વસાવી શકીશ. તો એ જ ન્યાયે આજે આપણી પાસે ભલે પહેલું**

સંઘયણ નથી. સાક્ષાત્ પરમાત્મા નથી. વિશિષ્ટ લબ્ધિધર મહાત્માઓ નથી. શાશ્વતા જિનબિંબોનાં દર્શન નથી. છતાં મહા કીમતી એવું ધર્મરત્ન તો છે જ ! બસ, એ જ ધર્મરત્નને એવા દિલથી આરાધીએ કે તેના પ્રતાપે બાકીની સઘળી સામગ્રીઓ આપણી પાસે અચૂક આવીને ઊભી જ રહે !

ધર્મરત્ન પ્રકરણકાર ફરમાવે છે કે મનુષ્યજન્મ અને ધર્મરત્નની પ્રાપ્તિ થવા છતાં એ ધર્મરત્નને આરાધવા માટે કિંમત ચૂકવ્યા વિના ચાલે તેમ નથી. ભિખારીને જેમ ચિંતામણિ રત્ન મળતું નથી તેમ જે આત્માઓ પાસે ગુણોનો વૈભવ નથી એવા આત્માને આ ધર્મરત્ન મળવા છતાં ફળતું નથી.

એક વાત ખાસ ધ્યાનમાં રાખજો કે આપણને માત્ર મનુષ્ય ગતિમાં જન્મ જ મળ્યો છે. જન્મ મળી જવા માત્રથી જીવન મળી જતું નથી. જીવન તો નિર્માણ કરવું પડે છે. હા, તમે માત્ર શ્વાસોચ્છ્વાસ ચાલે એને જ જીવન માનતા હો તો-તો કોઈ પ્રશ્ન નથી; કારણ કે એવા શ્વાસોચ્છ્વાસ તો જન્મ લેનાર દરેક વ્યક્તિનું મોત ન આવે ત્યાં સુધી ચાલતા જ હોય છે. અહીં આપણે એવા ધમણ જેવા જીવનની વાત નથી કરતા. એવા જીવનની આપણે વાત કરીએ છીએ કે જેને હકીકતમાં જીવન કહી શકાય. આવું જીવન જન્મ મળવા માત્રથી પ્રાપ્ત થતું નથી. એને તો અર્જિત કરવું પડે છે અને અર્જિત કરવા માટે અનાદિની અવળી ચાલ પર બ્રેક મારવી પડે છે. આ બ્રેક મારવા માટે ભારે ભોગ આપવો પડે છે.

## સારા કામમાં સો વિઘ્ન

યાદ છે પેલી કહેવત ? 'શ્રેયાંસિ બહુવિઘ્નાનિ' મંગળ કાર્યો બહુ વિઘ્નવાળાં હોય છે અને એનાથી વિપરીત પાપકાર્યો મોટે ભાગે વિઘ્ન વિનાનાં જ હોય છે.

અખતરો કરવો હોય તો કરી જોજો. નવકારવાળી હાથમાં લઈને બેસશો એટલે તરત જ મનમાં દુનિયાભરના વિચારો આવવા માંડશે અને અડધી રાતેય રૂપિયા ગણવા બેસશો તો મન એકાગ્ર બની જશે !

જેમ ધર્મકાર્યોમાં મોટે ભાગે વિઘ્નો આવે જ છે એ જ રીતે ધર્મકાર્યો મોટે ભાગે જલદી પતી જાય તેમાં આપણને ભારે આનંદ થઈ જાય છે ! અને પાપકાર્યોમાં જેમ મોટે ભાગે વિઘ્નો આવતાં નથી તેમ એ પાપકાર્યો પણ લાંબા સમય સુધી ચાલે તેમાં આપણે આનંદિત થઈ જઈએ છીએ.

પ્રતિક્રમણ કરવા તમે ગયા હો અને પ્રતિક્રમણમાં એક કલાકને બદલે બે-અઢી કલાક થઈ જાય તો મનમાં શું થાય ?

કોણ જાણે મહારાજ ક્યારે પ્રતિક્રમણ પૂરું કરશે ? આવી અકળામણમાં ભલું હોય તો તમે કદાચ બાજુવાળા સાથે ગપ્પાં મારવાનુંય ચાલુ કરી દો. આની સામે તમે સિનેમા

જોવા ગયા હો અને ઇન્ટરવલમાં જાહેરાત થાય કે 'આજે સિનેમા ત્રણ કલાકને બદલે સાડા ચાર કલાક ચાલવાનું છે' તો મનમાં આનંદ થાય કે ખેદ ? અરે ! મન ખૂબ પ્રસન્ન થઈ જાય. એટલું જ નહિ, સાડા ચાર કલાક સુધી ચાલનારા આ સિનેમામાં પોતે તો કોઈની સાથે વાતો ન કરે; પરંતુ આજુબાજુમાં કોઈ વાતચીત કરતું હોય તોય તે ગરમ થઈ જાય અને તરત જ એવી વાતો કરનારને સંભળાવી દે કે 'ભાઈ ! વાતો બંધ કરો, નહિતર થિયેટરની બહાર નીકળી જાઓ.'

વિચારો, મહામંગળકારી પ્રતિક્રમણ વખતની આપણી મનોદશા કેવી ? અને ઘોર પાપના અનુબંધો ઊભા કરી દેનારી સિનેમા જોતી વખતની આપણી મનોદશા કેવી ? એકમાં ભારે ખેદ છે, બીજામાં ખૂબ આનંદ છે.

આવી પરિસ્થિતિ ખૂબ શોચનીય છે છતાં એટલો ખ્યાલ રાખજો કે ભૂલેચૂકે ધર્મક્રિયાઓને છોડી દેવાની વિચારણા સરખી કરશો નહિ; કારણ કે આવી મનોદશા પાછળ એક પ્રબળ કારણ પડ્યું છે. તે કારણ એ છે કે પાપના સંસ્કારો અનાદિના છે જ્યારે ધર્મના સંસ્કારો નવા ઊભા કરવાના છે.

## ધર્મ સંસ્કારો ઊભા કરો

લૂંટવાનો અભ્યાસ અનાદિનો છે, છોડવાનો અભ્યાસ નવો કેળવવાનો છે; મનગમતાં ભોજનો ઉડાવવાનો અભ્યાસ અનાદિનો છે, તપનો અભ્યાસ નવો પાડવાનો છે. એક-એક ઇન્દ્રિયના વિષયો પાછળની આંધળી દોટ અનાદિની છે, જ્યારે એ વિષયોને છોડવાની વૃત્તિ નવી ઊભી કરવાની છે; રાગીઓનાં દર્શનમાં આવતો આનંદ એ તો અનાદિના અભ્યાસનું ફળ છે, વીતરાગનાં દર્શન કરતાં આનંદિત થઈ જવાનું આ ભવમાં નવું શીખવાનું છે; સ્વચ્છંદતાનો અભ્યાસ અનાદિનો છે, પરતંત્રતાનો અભ્યાસ નવો કેળવવાનો છે.

એટલે ધર્મક્રિયાઓ કરવા છતાં શરૂશરૂમાં બહુ આનંદ ન આવે તોય ચિંતા નહિ કરતા. વારંવાર સેવાતી એ ધર્મક્રિયાઓ ધીમેધીમે ચિત્તમાં પ્રસન્નતા ઊભી કર્યા વિના નહિ રહે.

કેટલાક લોકોએ આવાં અનેક જૂઠાણાંઓ ફેલાવવાનાં ચાલુ કર્યાં છે. 'તપના દિવસે ખાવાના વિચારો આવે તો એના કરતાં તો તપ ન કરવું સારું', 'દાન કર્યા પછી વારંવાર એ છોડેલા રૂપિયા યાદ આવતા હોય તો એના કરતાં તો દાન ન કરવું સારું', 'બ્રહ્મચર્ય વ્રત લીધા પછી વાસનાના વિચાર આવ્યા જ કરતા હોય તો તેના કરતાં વ્રત ન લેવું સારું.' આવાં જૂઠાણાં માણસના મનની નબળાઈને નજરમાં રાખીને ફેલાવવામાં આવે છે; પણ હકીકત સાવ જુદી જ છે.

## ત્યારે જ તરવા જઈશ

પહેલવહેલી વાર બાથમાં તરવા ગયેલા એક યુવકને તેની બાજુમાં જ તરવાની કળા શીખવવા ઊભેલા માસ્તરે કહ્યું, 'પાણીમાં પડ્યા પછી જરાય મૂંઝાયા વિના માથું બહાર રાખી હાથ અને પગ હલાવતા રહેવું. ટૂંક સમયમાં તને તરતાં આવડી જશે.'

માસ્તરની આટઆટલી પ્રેરણા છતાં છોકરામાં કૂદવાની હિંમત ન આવી. ત્યારે માસ્તરે તેની પીઠ પર ડબલું બાંધ્યું. તોય પેલો પાણીમાં કૂદવા તૈયાર નહોતો. ત્યારે માસ્તરને થયું કે આને સામે ચડીને ધક્કો નહિ મારું ત્યાં સુધી એ પાણીમાં પડશે નહિ. આમ વિચારી માસ્તરે ધક્કો લગાવ્યો. પેલો પડ્યો પાણીમાં, પણ પડતાં પહેલાં જ ભયભીત હતો તેથી જેવો એ અંદર પડ્યો કે તરત જ પાણીમાં ડૂબવા લાગ્યો. અલબત્ત, માસ્તર ત્યાં જ ઊભાઊભા એને જોતા હતા. જેવી પેલાની ભયભીત મનોદશા જોઈ કે માસ્તરે તરત જ પાણીમાં ઝંપલાવ્યું અને પેલાને બહાર કાઢ્યો.

પેલા છોકરાએ માસ્તર કાંઈ બોલે તે પહેલાં જ પીઠ પર બાંધેલું ડબલું કાઢીને ફેંકી દીધું અને ઘરભેગો થઈ ગયો. ઘરે તેના પિતાજીએ પૂછ્યું, 'કેમ ! તરતાં આવડી ગયું ? હવે રોજ બાથમાં તરવા જઈશ ને ?'

'બાપુજી ! માસ્તરે મારી ઈચ્છા વિરુદ્ધ મને પાણીમાં ધક્કો માર્યો ત્યારે મારી હાલત તો જોવા જેવી થઈ ગઈ હતી. હવે તો હું બાથમાં ત્યારે જ જઈશ કે જ્યારે પાણીમાં તરતાં પૂરેપૂરો શીખી ગયો હોઈશ ! તરતાં આવડ્યા વિના પાણીમાં પડું અને મરી જાઉં તો ? એટલે હું એવું કોઈ જોખમ લેવા માગતો નથી.'

'પણ મૂરખ ! પાણીમાં પડ્યા વિના તરતાં શી રીતે શીખીશ ? શરૂશરૂમાં ગૂંગળામણનો અનુભવ થશે પણ પછી વાંધો નહિ આવે. માટે બાથમાં જવાનું ચાલુ રાખજે.'

'ના પિતાજી ! મેં મારો નિર્ણય આપને જણાવી દીધો છે. તરતાં નહિ આવડે ત્યાં સુધી હું બાથમાં નહિ જાઉં. અને એ તરવાનું હું ગાદલામાં શીખીશ ! ગાદલામાં હાથપગ ઊંચાનીચા કરીશ. એમ કરતાંકરતાં તરતાં આવડી જશે અને પછી બાથમાં જવાનું ચાલુ કરીશ.'

આ મૂરખ દીકરાને બાપ શી રીતે સમજાવે કે તરવાનું શીખવા માટે પાણીમાં જ ડૂબકીઓ લગાવવી પડે. ગાદલામાં પડ્યાપડ્યા આ દુનિયામાં કોઈ તરતાં શીખ્યો નથી !

## ધર્મનો સતત અભ્યાસ રાખો

આ જ વાત લાગુ પડે છે ધર્મની આરાધનાઓની બાબતમાં ! 'ખાવાના વિચારો બિલકુલ નહિ આવે પછી જ હું તો તપ કરીશ.' આવી માન્યતામાં રાચનારને ખબર નથી કે તપનો અભ્યાસ પાડ્યા વિના ખાવાના વિચારો આવતાં અટકવાના જ નથી.

પાછું એમ નહિ માનતા કે રોજ ચારપાંચ વખત ખાનારાને ખાવાના કોઈ વિચારો જ નથી આવતા ! અરે ! તેની આહારસંજ્ઞાની ગુલામીનું તો વર્ણન થાય તેમ નથી. સવારના પહોરમાં ઊઠીને જ જેને ચાનો કપ જોઈએ છે તેને તમે અડધો કલાક ચા મોડી આપો તો ખબર પડી જશે કે તેના મનની સ્વસ્થતા કેટલી ટકી રહે છે ? આવાં જૂઠાણાં મોટે ભાગે તપ નહિ કરનારાઓ અને ઊંડેઊંડે તપ પ્રત્યે સૂગ રાખનારાઓ જ ફેલાવતા હોય છે. બાકી તો ચતુર્વિધ સંઘમાં આજે અનેક એવા વંદનીય તપસ્વીઓ વિદ્યમાન છે કે જેમના જીવનમાં તપ સ્વાભાવિક બની ગયો છે. અરે ! એવા તપસ્વીઓ જોયા છે કે જેઓ વર્ધમાન આયંબિલ તપની ઓળીનું પારણું નજીક આવતાં જ બીજી ઓળી ક્યારથી ઉપાડવી તેનો નિર્ણય કરી લેતા હોય છે. આવા તપસ્વીઓને પણ તમે પૂછશો કે 'શરૂ શરૂમાં પણ તપમાં તમને આવી જ મજા આવતી હતી ?' તો મોટા ભાગના તપસ્વીઓનો આ જવાબ હશે કે 'ભાઈ ! એ વખતે તો ખાવાના ખૂબ વિચારો આવતા હતા. અરે ! તિથિનું આયંબિલ કરવું પડે તોય મનમાં ભારે કચવાટ થતો હતો. પરંતુ એ અકળામણ વગેરેની પરવા કર્યા વિના મનને મારીને તપ કરતા જ રહ્યા તો આજે તેનાં રૂડાં ફળ એવાં ભોગવીએ છીએ કે મનની પ્રસન્નતાનો કોઈ પાર નથી. અરે ! એટલું જ નહિ, જેવી અકળામણ એ દિવસોમાં તપ કરતાં થતી હતી તેવી અકળામણ આજે વિગઈઓના સેવનમાં થાય છે !'

માત્ર તપના યોગની જ આ વાત નથી. **સ્વાધ્યાય, ભક્તિ, વૈયાવચ્ચ, દાન, પૂજા, યાત્રા વગેરે કોઈ પણ યોગની આરાધના શરૂઆતમાં કદાચ અકળામણનો અનુભવ કરાવશે; પરંતુ એ અકળામણની પરવા કર્યા વિના તમે આરાધનાઓના એ યોગોને વળગી રહેશો તો એ યોગો તમારી મહામૂલી મૂડી બન્યા વિના નહિ રહે એ નિઃશંક છે.** અરે ! પછી તો મનોવૃત્તિ જ એવી બની જશે કે પ્રત્યેક પ્રસંગમાં તમને એ યોગોની સાધના અમલી બની શકે તેમ છે કે નહિ એના જ વિચારો આવ્યા કરશે.

## મારે કાંઈ દરજી નથી બનવું

એ પાકીટમાર દુકાનને ઓટલે બેસીને 'નવી ફૅશનનાં કપડાં' એ નામનું પુસ્તક વાંચી રહ્યો હતો. અચાનક બહારથી આવેલા તેના મિત્રે આ પુસ્તક જોયું એટલે તરત તેને પ્રશ્ન પૂછ્યો : 'કેમ દોસ્ત ! બીજાનાં પાકીટો તફડાવવાનો ધંધો બંધ કરીને કપડાં સીવવાનો ધંધો ચાલુ કરવાનો વિચાર છે કે શું ?'

'ના રે ના, આપણે તે વળી દરજી બનતા હોઈશું ?'

'તો પછી આ ચોપડી લઈને કેમ બેઠો છે ?'

'એ તો એવું છે ને કે હમણાંહમણાં નવી ફૅશનનાં જે કપડાં તૈયાર થાય છે તેમાં ખીસાં ક્યાં રહે છે તેની ખબર પડતી નથી. આ ચોપડી એટલા માટે વાંચી રહ્યો છું કે

તરત ખબર પડી જાય કે ખીસાં ક્યાં રહે છે ? પહેલેથી જાણકારી મેળવી લીધી હોય તો પછી પાકીટ તફડાવવામાં બહુ મુશ્કેલી ન પડે.' પેલાએ જવાબ આપ્યો.

પાકીટમારને દરજીના ધંધાના વિષયમાંય પોતાના જ ધંધાની સફળતાની તક કેટલી છે તે દેખાય તેમ ધર્માત્માને પાપક્રિયાઓમાંય આરાધનાની મૂડી ઊભી કરવાની તક કેટલી છે એ જ દેખાય ! લગ્નના જમણવારમાંય એ મિષ્ટાન્ન છોડી દે, ગૅસનો ચૂલો સળગાવતાં પહેલાં એને પૂંજણીથી પૂંજી લે, કોલસા સગડીમાં નાખતાં પહેલાં એને ચાળી લે, કપડાં ધોવા નાખતાં પહેલાં તેમાં કોઈ જગ્યાએ નાના જીવજંતુ ભરાયા તો નથી ને એ જોઈ લે, નાહવા બેસતાં પહેલાં પાટલામાં કે પાટલા નીચે કોઈ જીવાતો નથી ને એ નિહાળી લે, યત્રતત્ર સર્વત્ર એ આત્મગુણોની મૂડી કઈ રીતે ઊભી થાય છે એ જ જોતો હોય.

જીવનમાં ધર્મારાધનાની આવી સહજતા લાવવા માટે તેના સતત અભ્યાસની ખૂબ જ જરૂર છે. આવા જીવનના સ્વામી બનીએ તો કહી શકીએ કે 'આપણે માનવજીવનને પામ્યા છીએ.' બાકી તો માત્ર માનવનું ખોળિયું પામ્યા છીએ એટલું જ કહી શકાય તેમ છે.

## મારે માટે તમારો શો અભિપ્રાય છે ?

તૈમુર લંગે એક દિવસ એક જ્યોતિષીને પૂછ્યું : 'દરેક હિન્દુશાસ્ત્રમાં લખ્યું છે કે બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠનારો મનુષ્ય જ નસીબદાર ગણાય છે. હું તો ક્યારેય દસ વાગ્યા પહેલાં ઊઠતો જ નથી. તો મારે માટે તમારો શો અભિપ્રાય છે ?'

પેલો જ્યોતિષી હિંમતવાન હતો. તેણે સ્પષ્ટ શબ્દોમાં તૈમુર લંગને સંભળાવી દીધું : 'આપ તો ચોવીસે કલાક સૂઈ રહો એ જ આપને માટે બ્રાહ્મ મુહૂર્ત છે; કારણ કે આપનું જાગરણ અનેક માણસોને મોતને ઘાટ ઉતારનારું બની રહે છે. આપ સૂતા રહો તો અનેક આત્માઓનાં જીવન ટકી જાય છે.'

તૈમુર લંગ શું બોલે ?

## ધર્મમય માનવજીવન દુર્લભ

શું શાસ્ત્રકારોએ આવા જીવનને દુર્લભ કહ્યું છે ? ના રે ના, આવાં જીવન તો વિરાટ અનંતકાળમાં અનંતીવાર મળ્યાં પણ એ જીવનો માત્ર વ્યર્થ જ નીવડ્યાં; એટલું જ નહિ, પરંતુ સંસારને વધારનારાં નીકળ્યાં. શાસ્ત્રકાર ભગવંતો તો ધર્મમય માનવજીવનને દુર્લભ કહે છે. અને એવા જીવનને દુર્લભ એટલા માટે કહે છે કે એવું જીવન બનાવવા માટે ભારે પુરુષાર્થો કરવા પડે છે, અનાદિના અવળા રાહને તિલાંજલિ આપી દેવાની તૈયારી રાખવી પડે છે. એ કાંઈ જન્મ મળવા માત્રથી મળી જાય તેવી

સસ્તી ચીજ નથી.

આટલી સ્પષ્ટ વાત જેને સમજાઈ જાય તેના જીવન જીવવાના રાહ બદલાયા વિના ન રહે.

એક વાત ધ્યાનમાં રાખજો કે માંદગીના સમયમાં તમે જે ડૉક્ટરની દવા લો એ દવા લેવા છતાં માંદગીમાં જરાય સુધારો ન થાય તો ડૉક્ટર પાસે જઈને ફરિયાદ તો કરો ને કે ડૉક્ટર સાહેબ ! આટઆટલા વખતથી દવા લઉં છું છતાં જોઈએ તેવો ફાયદો નથી. તો જુઓ ને, દવામાં કાંઈ ફેરફાર કરવા જેવો લાગે છે ?' દવા લેવાથી માંદગી ઓછી થવી જ જોઈએ એ જેમ આપણા મનમાં દૃઢ થઈ પડ્યું છે તેમ આરાધના કરતાં દિલ એમાં ભળવું જ જોઈએ, ને આરાધના કરવાથી રાગદ્વેષની પરિણતિ મંદ થવી જ જોઈએ, એવું આપણા મનમાં બેઠું છે ? એ અંગેની ક્યારેય આપણે ગુરુદેવ પાસે ફરિયાદ કરી ખરી ?

ના, એ તો જેમ ચાલે છે તેમ ચાલવા દઈએ છીએ. આ શી રીતે ચાલે ? કેવળજ્ઞાન પ્રગટાવી દેવાની તાકાત ધરાવતી ધર્મક્રિયાઓમાં દિલ ભળે જ નહિ તો પછી એ ધર્મક્રિયાઓ આત્માની અનાદિના અવળા કુસંસ્કારોને અને રાગદ્વેષના પરિણામને તોડી શી રીતે શકે ?

આજથી જ આત્મનિરીક્ષણ ચાલુ કરો. જીવનમાં કઈ એવી નબળી કડીઓ છે કે જેને કારણે મન આ ઉત્તમ ધર્મક્રિયાઓમાં ભળતું જ નથી ? નજર સામે સ્પષ્ટ નબળી કડીઓ દેખાઈ ગયા પછી એને દૂર કરવાના તનતોડ પ્રયત્નો કરો. પછી જુઓ, ધર્મારાધનાઓ કેવી ચેતનવંતી બને છે ?

અનેક પ્રકારની નબળી કડીઓમાં સર્વસામાન્ય નબળી કડી એક જ છે કે જે **આરાધનાનાં અંગોને આપણે જીવનમાં અપનાવીએ છીએ તેનાં પ્રતિપક્ષી સ્થાનોનો આપણે ત્યાગ કરતા નથી.** તિથિનું આયંબિલ કરીએ પણ પાછા બીજે દિવસે હૉટલમાંય જઈએ. વીતરાગનાં દર્શન કરીએ પણ સિનેમા છોડવાની તૈયારી ન મળે. દાન કરીએ પણ સંગ્રહવૃત્તિ પર જરાય કાપ ન પડે. જિનવાણીનું શ્રવણ કરીએ પણ વિકારી ગીતોનાં શ્રવણ બંધ ન કરીએ. મહાપુરુષોનાં ગુણગાન કરીએ પણ બીજાની નિંદાની એકેય તક જતી ન કરીએ. આવી વિચિત્ર જીવનપદ્ધતિ આરાધનામાં દિલ ભળવા દેતી નથી અને આત્મામાં આરાધનાનો જોઈએ તેવો આનંદ ઊભો થવા દેતી નથી.

## હવે એ રસ્તે નહિ

થોડા વખત પહેલાં જ બની ગયેલો એક પ્રસંગ છે. લાખો રૂપિયાના ખર્ચે તૈયાર થયેલા જિનમંદિરની પ્રતિષ્ઠા ભારે ધામધૂમથી થઈ ગઈ. બીજે દિવસે સવારના પહોરમાં

આખો સંઘ વાજતેગાજતે દ્વારોદ્ઘાટનની ઉછામણી લેનાર એક નવયુવકના ઘરે ગયો.

વિશાળ માનવમેદની દેરાસરના ચોગાનમાં એકઠી થઈ ગઈ. 'ગોઠીડા ! તું દ્વાર ઉઘાડ, પણ છે પૂજાનું'નાં મંગળ ગીતો ગવાવાં ચાલુ થયાં. શુભ મુહૂર્તે 'જૈનં જયતિ શાસનં'ના નાદ વચ્ચે પેલા યુવકે દેરાસરનાં દ્વાર ખોલી નાખ્યાં. ભારે ઉત્સાહ સાથે સંઘે દેરાસરમાં પ્રવેશ કર્યો.

પરમાત્માની સ્તુતિ, સ્તવના, ચૈત્યવંદન કરી સંઘ બહાર નીકળ્યો. દ્વારોદ્ઘાટનનો લાભ લેનાર પેલો નવયુવક આચાર્ય ભગવંત પાસે આવ્યો, 'સાહેબ ! આખા સંઘને માટે સેંકડો વરસો સુધી પરમાત્માનાં દર્શન ખુલ્લાં કરાવવાનો મહામૂલો લાભ આજે મને મળ્યો છે. દેરાસરનું દ્વારોદ્ઘાટન કરનાર હું હજી પણ સિનેમાના દરવાજે આંટા લગાવ્યા કરું તો મારે માટે એ મોટામાં મોટું કલંક છે. માટે આજથી જીવનભરને માટે સિનેમા ન જોવાની મને પ્રતિજ્ઞા આપી દો.'

અને ખરેખર ! તેણે જીવનભરને માટે સિનેમાત્યાગનો અભિગ્રહ લઈ લીધો.

આવી મર્દાનગી કેળવવાની આપણી તૈયારી હોય તો આરાધનાના જીવનની શી મજા છે તેની અનુભૂતિ થયા વિના રહે નહિ.

## રોગનાશ માટે કુપથ્ય ત્યાગ

ચાલુ વ્યવહારમાંય આ વાત સમજી શકાય તેમ છે. સખત શરદી થયા પછી ડૉક્ટરની ભારેમાં ભારે દવા લેવા છતાં દહીં છોડવાની તૈયારી ન હોય તો શરદી દૂર થવી કઠિન છે. રોગના નાશ માટે માત્ર દવાનું સેવન જ જરૂરી નથી; પરંતુ કુપથ્યનો ત્યાગ પણ એટલો જ મહત્ત્વનો છે. બસ, આ જ વાત આધ્યાત્મિક જીવનમાં લાગુ પડે છે. **આત્મરોગોના નાશને માટે સદ્આલંબનોના સેવન સાથે અસદ્ આલંબનોનો ત્યાગ એટલો જ અનિવાર્ય છે.** આ ગણિતને જીવનમાં એક વાર અમલી બનાવો. પછી જુઓ, આરાધનાનો આનંદ ની એની પરાકાષ્ઠાએ પહોંચે છે કે નહિ ?

મોટે ભાગે આજે આવું દેખાતું નથી. માટે જ કેટલાક અજ્ઞાની જીવો એવું બોલતા દેખાય છે કે આના કરતાં અમે કરનારા લાખ દરજ્જે સારા ! અલબત્ત, આવી બોગસ વાતો કરનારાને એ ખબર નથી કે આવું બોલવા દ્વારા તેઓ કેટલાં ચીકણાં કર્મો બાંધી રહ્યા છે ? ક્યારેક એવું બને છે કે જમણવારમાં બનાવાયેલા દૂધપાકમાં ગિરોળીનું ગર વગેરે પડી ગયું હોય અને એવો દૂધપાક ખાવાથી કોઈને ઝાડા-ઊલટી થઈ જાય તો બીજે દિવસે છાપામાં આવે છે કે 'દૂધપાક પીવાથી ૧૦૦ જણાને થયેલાં ઝાડા-ઊલટી !' હવે અહીં વાસ્તવિકતા એ છે કે ઝાડા-ઊલટી દૂધપાક પીવાથી નથી થયાં; પરંતુ દૂધપાકમાં આવી ગયેલા ગિરોળીના ગરને કારણે થયાં છે. છતાં વગોવાય છે કોણ ? દૂધપાક ! બસ, આ જ રીતે ધર્મક્રિયાઓ કરનારામાં કોકના જીવનમાં અનીતિ, કષાય, અસદાચાર

વગેરે દેખાતાં હોય તો ત્યાં આ પાપોના મૂળમાં દોષ હોય તો રાગદ્વેષાદિની પરિણતિનો છે, કંઈક અંશે બાહ્ય વાતાવરણનો પણ છે. છતાં બહાર વગોવાય છે કોણ ? ધર્મક્રિયાઓ !

## દૃષ્ટિ બદલો

ધર્માત્માઓના જીવનમાં ક્યાંય વિસંવાદિતા જોવા મળે. અર્થાત્ ઉપધાન કરનારો પછીથી રાત્રિભોજન કરતો જોવા મળે. દાન કરનાર કદાચ અનીતિ કરતો જોવા મળે તો ત્યાં ઉપધાન કરનારો રાત્રિભોજન કરે ? દાન કરનારો અનીતિ કરે ? એવું વિચારવાને બદલે એમ વિચારજો કે આ દુનિયામાં રાત્રિભોજન કરનારા તો ઘણા છે; પરંતુ રાત્રિભોજન કરનારામાંથી ઉપધાન કરનારા કેટલા છે ? ધન્યવાદ છે આ ભાઈને કે જેમણે રાત્રિભોજનની ભયંકર કુટેવ હોવા છતાં ઉપધાન તપ જેવી કઠિન આરાધના સાંગોપાંગ પાર ઉતારી છે. આ જ રીતે દાન કરનાર અનીતિ કરતો દેખાય ત્યારે એમ વિચારજો કે અનીતિ કરનારાઓનો આ દુનિયામાં ક્યાં તોટો છે ? છતાં અનીતિ કરનારા આ ભાગ્યશાળી દાનમાં સારી એવી રકમ ખર્ચે છે એ જોઈને આનંદ થાય છે ! આવી કોઈ વિચારણા અપનાવશો તો જ ધર્મારાધનાનાં અંગો પ્રત્યેનો સદ્ભાવ ટકી રહેશે. નહિતર આવાં મહાતારક અંગો પ્રત્યેનો અરુચિભાવ, બોધિદુર્લભપણાનું પાપ ઊભું કરી દેશે.

આડેધડ અભિપ્રાયો આપી દેવા સહેલા છે, પણ એના વિપાકોને ભોગવવા બહુ કઠિન છે. અલબત્ત, ૪૭ દિવસની ઉપધાન તપની કઠિન આરાધના નિર્વિઘ્ને પૂર્ણ કરનારે એક બાબતનો ખાસ વિચાર કરવો જોઈએ કે '૪૭-૪૭ દિવસ સુધી માત્ર રાત્રિભોજનનો જ ત્યાગ નહિ; પરંતુ ૪૮ કલાકે એક જ વાર વાપરવાનું મળ્યું તોય મને કાંઈ વાંધો નથી આવ્યો તો પછી હવે રાત્રિભોજનનો ત્યાગ સદંતર કરી દઉં તો મને શો વાંધો આવવાનો છે ?' આ જ રીતે દાનના માર્ગે સારી એવી રકમ ખર્ચનારે પણ આ વિચાર કરવો જોઈએ કે પાપી સંપત્તિને દાનના માર્ગે વહેવડાવી હું મહાન સુકૃત અર્જિત કરી રહ્યો છું તો પછી એ જ સંપત્તિ મેળવવા માટે અનીતિ જેવા જિનાજ્ઞા-નિષિદ્ધ રસ્તે મારે શા માટે ડગલુંય મૂકવું જોઈએ ? આવી વિચારણા પ્રત્યેક ધર્માત્માએ કરવી જ જોઈએ. અને પોતાનાથી શક્ય પાપસ્થાનકોનો તેણે ત્યાગ કરી દેવો જોઈએ.

## જવાબદારી ધર્માત્માની

ધર્માત્માને માથે મોટી જવાબદારી છે. એનો વ્યવસ્થિત જીવનવ્યવહાર અનેક આત્માઓને ધર્મના માર્ગે જોડી શકે છે, તો એનો અવ્યવસ્થિત જીવનવ્યવહાર અનેક આત્માઓને ધર્મના માર્ગથી ભ્રષ્ટ પણ કરી દે છે ! આવી ગંભીર જવાબદારી ધર્માત્માના શિરે છે અને એટલે જ તેણે જીવનના પ્રત્યેક વ્યવહારમાં સાવધાની રાખવાની છે.

અહીં આપણી વાત એટલી જ છે કે સૌ પોતપોતાના અધિકારને વિચારે ! અનધિકૃત

ચેષ્ટામાંથી પોતાની જાતને હટાવી લે !

ધર્મરત્ન પ્રકરણકાર મહર્ષિ ફરમાવે છે કે ભિખારીને મોટે ભાગે ચિંતામણિ રત્ન મળતું નથી. અને કદાચ મળી જાય છે તોય જ્યાં સુધી એ રત્નની તાકાતનો એને ખ્યાલ નથી આવતો ત્યાં સુધી એ રત્ન પણ જોઈએ તેવું લાભદાયી બનતું નથી. પેલી કહેવત આવે છે ને કે :

*'ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;*
*મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી, ચંચૂ ના ભરે.'*

અધિકાર વિના, પાત્રતા વિના ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થઈ જાય તોય તેનાથી કોઈ અર્થ સરતો નથી; કારણ કે મત્સ્યભોગી બગલો મુક્તાફળ પામે તોય કરે શું ? તેને તો માછલામાં જ રસ હોય છે. એટલે એક અપેક્ષાએ એમ કહી શકાય કે વસ્તુ કરતાં તો એ વસ્તુ કોની પાસે આવે છે તેને આધારે લાભ-નુકસાનનો નિર્ણય થાય છે. ગાય ઘાસ ખાય છતાં તેમાંથી દૂધ બનાવે. સાપ દૂધ પીએ છતાં તેમાંથી ઝેર બનાવે.

લાયક અને નાલાયક વચ્ચેનો તફાવત ગાય અને સાપ વચ્ચેના તફાવત જેવો છે. એક જણ નબળી ચીજનુંય સારામાં રૂપાંતર કરે, બીજો સુંદર ચીજનુંય ખરાબમાં રૂપાંતર કરે. એટલા માટે જ અનંતકાળે પણ પ્રાપ્ત એવું ધર્મરત્ન કેટલાક વિરલ જીવોને જ લાભદાયી બની શકે છે. બાકી મોટા ભાગના જીવો તો આ ધર્મરત્નની પ્રાપ્તિ થવા છતાં પણ તેને ન ઓળખી શકવાને કારણે એ ધર્મરત્નને વ્યર્થ ગુમાવી બેસે છે.

પાણીના બિંદુની જ વાત લો ને. વરસાદનું ટીપું સાગરમાં પડે તો ખારું થાય, નદીમાં પડે તો મીઠું બને, સર્પના મોઢામાં પડે તો ઝેરરૂપ બને અને સ્વાતિ નક્ષત્રમાં કોઈ બડભાગી છીપમાં પડે તો એ મોતી બને. પાણી એનું એ જ છતાં એને ઝીલનારા પાત્રના આધારે એની તાકાતમાં ફેરફાર થયા કરે.

## કંઠ મૂકીને જજો

વસંત ઋતુમાં બગીચામાં વૃક્ષ પર બેસીને કોયલ પોતાનું મજેનું સંગીત રેલાવી રહી હતી. એ સંગીત સાંભળવા ચારેય બાજુ માણસોની ઠઠ જામી હતી. એ જ સમયે ઝાડ પરથી પસાર થઈ રહેલા કાગડાએ એ દૃશ્ય જોયું. તેને થયું કે કોયલ કાળી છે તો હુંય કાળો છું. તેનું સંગીત સાંભળવા આટલા માણસો ભેગા થાય છે તો ભેગા થયેલા એ માણસો શું મારું સંગીત નહિ સાંભળે ?

આમ વિચારી કાગડો નીચે ઊતરી કોયલની બાજુમાં જ બેસી ગયો. કોયલના ચાલુ સંગીતમાં જ પોતાનું સંગીત ચાલુ કર્યું. અને જેવું કાગડાનું સંગીત ચાલુ થયું કે તરત જ નીચે બેઠેલા માણસોએ પથરા મારવાના ચાલુ કર્યા.

કાગડો અને કોયલ બંને એ ઝાડ પરથી ઊડીને દૂરના બીજા ઝાડ પર બેઠાં. ત્યાં

કોયલે પાછો ટહુકો કર્યો. ટહુકારનો અવાજ સાંભળીને આજુબાજુમાં બેઠેલા માણસો ત્યાંય ભેગા થઈ ગયાં. અહીં પણ કાગડાને પોતાનું સંગીત સંભળાવી દેવાનો ઉમળકો જાગ્યો. જેવું કા...કા...કા...કા શરૂ કર્યું ત્યાં પથરા પડવાના ચાલુ થયા. બંને ત્યાંથી ભાગ્યાં. વળી પાછા દૂરના ઝાડ પર બંને બેઠાં. ત્યારે કાગડાએ કોયલને ફરિયાદ કરી કે : 'આ દેશના લોકો બિલકુલ પક્ષપાતી છે. તારો રંગ કાળો, મારો પણ રંગ કાળો ! આપણે બંને સમાન હોવા છતાં તારા સંગીતમાં માણસોની ઠઠ જામે અને હું જેવું સંગીત સંભળાવવાનું શરૂ કરું એટલે એ જ ભેગા થયેલા માણસો પથરા ફેંકવા લાગે. આ હડહડતો અન્યાય છે. આવા અન્યાય ભરેલા વાતાવરણ વચ્ચે હું રહી શકું તેમ નથી એટલે હું તો અહીંથી પરદેશ જવાનો વિચાર કરું છું !'

કાગડાની આ ફરિયાદ સાંભળીને કોયલે કાગડાને કહ્યું, 'કાગડાભાઈ ! તમારે જ્યાં જવું હોય ત્યાં જજો; પરંતુ તમારો કંઠ અહીં મૂકતા જજો, નહિતર તો જ્યાં જશો ત્યાં માર પડ્યા વિના રહેવાનો નથી.'

કોયલની આ સલાહ કાગડાએ ન જ માની. પરદેશ ગયો. કહેવાની જરૂર નથી કે જ્યાં ગયો ત્યાં કાગડો હેરાન જ થયો; કારણ કે એ હેરાનગતિમાં દોષ બીજા કોઈનો નહોતો, પરંતુ તેના પોતાના કંઠનો જ હતો.

## માનવ જીવન શા માટે ?

આ જ વાત સંસારી જીવને લાગુ પડે છે. આ જગતના મોટા ભાગના જીવો કાગડા જેવા હોય છે. સદાને માટે તેઓ પોતાની પ્રતિકૂળતામાં બીજા પર જ દોષારોપણ કરતા હોય છે. ક્યાંય તેમને એમ નથી લાગતું કે આ દુ:ખો માટે જવાબદાર હું પોતે જ છું. આની સાથે બીજી વાત એ છે કે આવા જીવો જ્યાં જાય ત્યાં પોતાની અવળચંડાઈના કારણે દુ:ખ જ પામતા હોય છે.

તમામ શાસ્ત્રકાર ભગવંતોએ માનવગતિમાં મળી જતા જન્મને દુર્લભ કહ્યો છે એ સંજ્ઞાઓના પોષણ માટે કે કષાયોના સેવન માટે નહિ; પરંતુ સંજ્ઞાઓના શોષણ માટે તથા કષાયોને નામશેષ કરવા માટે ! આવો દુર્લભ અને કીમતી જન્મ મળવા છતાં આપણે આપણા જીવન સામે નજર નાખીએ તો સ્પષ્ટ દેખાશે કે તિર્યંચોના અવતારોમાં કે દેવ-નારકના ભવોમાં જે ચેષ્ટાઓ કરી છે એ જ ચેષ્ટાઓનું આ ઉત્તમ જન્મમાં પુનરાવર્તન થઈ રહ્યું છે.

*'રાતનો ભૂલ્યો માનવી દિવસે મારગ જાય,*
*દિવસનો ભૂલ્યો માનવી, ફિર ફિર ગોથાં ખાય.'*

ભયંકર જંગલમાંથી પસાર થતો માનવી રાતના અંધારામાં ભૂલો પડ્યો હોય તો દિવસ થતાં ઠેકાણે આવી જાય; કારણ કે દિવસના અજવાળામાં તેને રસ્તા સ્પષ્ટ દેખાતા

હોય; પરંતુ બપોરે બાર વાગ્યે કોઈ ભૂલો પડી જાય તો પછી તેને રસ્તે ચડવું જ કઠિન ! કારણ કે પછીના સમયમાં તો ધીમેધીમે અંધારું વધતું જ જવાનું ! એટલે એ બિચારો પગલે પગલે ગોથાં જ ખાવાનો !

## યાતના ત્રણ ગતિની

આ જ વાત આધ્યાત્મિક જગતમાં લાગુ પડે છે. દેવ, નારક અને તિર્યંચના અવતારો એ રાત્રિના અવતારો છે અર્થાત્ અંધકારના અવતારો છે. મોટે ભાગે સંજ્ઞાઓની ગુલામીના તથા કષાયોની પરવશતાના અવતારો છે.

દેવગતિના અવતારો અતૃપ્તિ અને ઈર્ષ્યાથી ખરડાયેલા છે. પોતાને જે મળ્યું છે તે સદા ઓછું લાગે એ અતૃપ્તિ અને પોતાના કરતાં અધિક મળ્યું હોય તેમના પ્રત્યે અંતરમાં ધબકતી ઈર્ષ્યા. બસ, આ બે તત્ત્વના વિષચક્રમાં મોટા ભાગના દેવાત્માઓ અટવાયા છે. અરે ! વિમાનમાં રત્નો, નંદનવનના બગીચાઓ અને પાણીની વાવડીઓ પ્રત્યેના કાતિલ રાગે ભવનપતિથી માંડીને ઈશાન દેવલોક સુધીના મોટા ભાગના દેવો દેવલોકમાંથી ચ્યવી ચ્યવીને પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાયમાં જન્મ લઈ રહ્યા છે.

જ્યારે નરકગતિની વેદનાઓનું તો વર્ણન થાય તેમ નથી. પરમાધામીઓ તરફથી થતા ત્રાસો ઉપરાંત ક્ષેત્રકૃત વેદનાઓ પણ એટલી બધી ભયંકર છે કે જેનાં વર્ણન વાંચતાં ધ્રુજારી છૂટી જાય. તો પછી સાક્ષાત્ એ વેદનાઓને અનુભવતાં શું થતું હશે ? એ જાલિમ વેદનાઓથી સ્વબચાવ કરવા ખાતર સતત બીજાને મારવાની ક્રૂર વિચારણાઓમાં નરકગતિના નારકો પોતાનું આયુષ્ય પૂરું કરે છે.

તિર્યંચ પંચેન્દ્રિયપણાના અવતારોનાં કષ્ટોને પણ નજર સામે લાવતાં કંપારી છૂટી જાય તેમ છે. વર્તમાનકાળમાં આપણી નજર સામે જ તિર્યંચોનાં રિબાઈ રિબાઈને થતાં કરુણ મોતો દેખાય છે. ભૂંડો અગ્નિમાં શેકાઈ શેકાઈને પરલોકભેગા રવાના થઈ રહ્યાં છે. એક એક અઠવાડિયે ૫૫૦૦-૫૫૦૦ બળદિયાઓ માત્ર એક દેવનારના કતલખાનામાં મોતને ઘાટ ઊતરી રહ્યા છે, બકરીઓ કસાઈની છરીઓ નીચે કપાઈને મરી રહી છે, કૂતરા મ્યુનિસિપાલિટી જેવી અનેક સંસ્થાઓ તરફથી અપાતા ઝેરના લાડવા ખાઈને કારમી ચીસો પાડતાંપાડતાં મરી રહ્યાં છે, ઘેટાં બિચારાં માનવીઓની ક્રૂર લાલસાઓના ભોગ બનીને જન્મ થયા બાદ માત્ર ૪૮ કલાકમાં જીવતાં ચિરાઈ જાય છે, દીપડાઓને ધગધગતા લોખંડના સળિયાના ડામ દેવાઈ રહ્યા છે, માનવીઓના ઝેરી અખતરાઓનો ભોગ બનતા કરોડો વાંદરાઓ અસહ્ય યાતનાઓ ભોગવીને પોતાનું જીવન સમાપ્ત કરી રહ્યા છે. સસલાંઓના રુવાંટીના નામે કચ્ચરઘાણ નીકળી રહ્યા છે, બેથી અઢી કરોડ જેટલા સર્પોની માત્ર એક જ વરસના ગાળામાં જીવતાં ચામડી ઊઝરડાઈ રહી છે, પૉલ્ટ્રિ ફાર્મના ઉદ્યોગોના નામે મરઘીનાં માસૂમ અશક્ત બચ્ચાં તો મોટાં થતાં

પહેલા જ મોતને ઘાટ ઊતરી રહ્યાં છે તો મોટી થયેલી મરઘીઓની વેદના તો વાંચી શકાય તેવી નથી.

એક જ રાતમાં એક સાથે 3000 મરઘીઓની ચાંચ કપાય છે, તો ગરમાગરમ લાલચોળ ઓજારોથી તે તમામની પાંખો પણ કાપી નાખવામાં આવે છે. ગર્ભમાં રહેતા બચ્ચાને 'નિર્જીવ [?]' નામ આપીને આ માનવ જાતે એકએક દિવસમાં લાખોની સંખ્યામાં તેને રહેંસી નાખવાની જાણે સ્પર્ધાઓ યોજી હોય તેવું દેખાય છે.

ત્યારે વિકલેન્દ્રિયોના અવતારોની પરવશતાની તો વાત જ શી કરવી ? ગોળના રવા પાછળ દોટ મૂકતા મંકોડા આ રવાની નીચે જ છુંદાઈ જાય છે, તો સાકરના કણિયાઓ પાછળ દોડતી કીડીઓ ટ્રક નીચે કચરાઈ રહી છે, પેસ્ટ કંટ્રોલનાં ઈંજેક્શન દ્વારા અબજોની સંખ્યામાં ઊધઈઓ મરી રહી છે, ઝેરી દવાઓના છંટકાવમાં મચ્છર, માંકડ, વાંદા, અળસિયાં વગેરે તરફડી તરફડીને મરી રહ્યાં છે.

આવા અવતારોને શાસ્ત્રકારો અંધકારના અવતારો કહે છે. આ અવતારોમાં ધર્મનો પ્રકાશ ક્યાં ? સારાસારનો વિવેક ક્યાં ? હેય-ઉપાદેયની વિચારણા ક્યાં ? ભક્ષ્યાભક્ષ્યનો ભેદ ક્યાં ? લાભ-નુકસાનને માપનારી દૃષ્ટિ ક્યાં ? આવા અંધકારના અવતારોમાંથી છુટકારો ક્યારે ? માનવનો અવતાર પામે ત્યારે; કારણ કે આ અવતારમાં આત્મવિકાસની અનેક શક્યતાઓ પડી છે. અલબત્ત, આ અવતાર પણ આત્મવિકાસ માટે શેષ અનેક સામગ્રીઓની અપેક્ષા રાખે છે.

માનવજન્મ પણ અનાર્ય દેશમાં મળે તો લાભદાયી બનવાને બદલે નુકસાનકારી બનવાનો પૂરો સંભવ. આર્ય દેશમાં જન્મ મળવા છતાં અનાર્ય કુળમાં જન્મ થાય તોય તે મારક બને. ત્યારે સુકુળમાં જન્મ મળવા માત્રથી આત્મકલ્યાણ શક્ય નથી; કારણ કે ત્યાં ધર્મસામગ્રીઓનો યોગ અપેક્ષિત છે. એ થયા પછી શરીરની સુખાકારીય જોઈએ. આમ, આ સઘળી સામગ્રીઓની પ્રાપ્તિ સાથેના માનવજન્મને શાસ્ત્રકારો પ્રકાશનો જન્મ કહે છે. અને એટલે જ કહે છે કે **તિર્યંચોના અવતારોમાંથી ભૂલો પડેલો આ જીવ માનવજન્મમાંય ભૂલો પડે તો પછી તેના લમણે સંસારી રખડપટ્ટી સિવાય બીજું કાંઈ ઝીંકાતું નથી.**

સભા : શું આવો જન્મ પામ્યા પછીય રખડપટ્ટી ચાલુ રહે ?

ઉત્તર : હા. કાગડો ગમે તે જગ્યાએ સંગીત શરૂ કરે તો તે માર જ ખાય. એ જ રીતે કુસંસ્કારોના વારસાને લઈને ગમે તેવી સારી ગતિમાં પણ જીવ જાય તોય મોટે ભાગે તો માર જ ખાવાનો ! અને એટલા માટે તો આપણે વાત કરી કે આવી ઉત્તમ સામગ્રીઓ આપણને મળી તો ગઈ છે; પરંતુ એ સામગ્રીઓનો યોગ્ય સદુપયોગ કરવાની આપણી પાસે કોઈ કળા છે ખરી ?

# પારસમણિ અને હજામ

જંગલમાં તપ તપતા એક બાવાજીના માથામાં પુષ્કળ જૂ થઈ ગઈ. ખૂબ ચટકા ભરે. બાવાજી માથું ખંજવાળવા જોરથી હાથ ફેરવે તો પાંચપંદર જૂ મરી જાય. પોતાની વેદના કરતાંય આ જૂ મોટી સંખ્યામાં મરી જતી હોવાથી બાવાજી દુઃખીદુઃખી થઈ ગયા. અવારનવાર પોતાના દર્શને આવતા એક ભક્તને બાવાજીએ કહ્યું : 'ભાઈ ! શહેરમાંથી એક સારા હજામને બોલાવી લાવ. માથા પરના બધા વાળ મારે ઉતરાવી નાખવા છે.'

બીજે દિવસે પેલો ભક્ત હજામને લઈને બાવાજી પાસે આવ્યો. બાવાજીએ હજામને કહ્યું, 'ભાઈ ! વાળ તું એવી કાળજીથી કાપ કે જેથી માથામાં રહેલી એક પણ જૂ મરે નહિ.'

હજામ દયાળુ હતો. જૂથી ખદબદી ઊઠેલા બાવાજીના માથાનો એકએક વાળ હજામે કાળજીથી કાપવા માંડ્યો. તમામ વાળોને ઉતારતાં પૂરા સાત કલાક લાગ્યા; પણ બાવાજીના અને હજામના એ બન્નેના આનંદનો પાર નહોતો; કારણ કે તમામ જૂ બચી ગઈ હતી !

હજામની વાળ કાપવાની આવડતથી પ્રસન્ન થયેલા બાવાજીએ હજામને પોતાની ઝૂંપડીમાં આવવા કહ્યું. હજામ બાવાજીની સાથે ઝૂંપડીમાં ગયો. બાવાજીએ એક ડબ્બી ઉઠાવી પછી હજામને કહ્યું, 'બેટા ! જીવો પ્રત્યેની તારી દયા જોઈને હું તારા પર ખૂબ પ્રસન્ન થઈ ગયો છું. વરસોથી મારી પાસે પડેલો પારસમણિ 'કોને આપવો ?' એની મને મૂંઝવણ હતી પણ મને લાગે છે કે આ પારસમણિને લાયક તું છે. માટે લે બેટા ! આ પારસમણિ ! લોખંડને અડાડીશ એટલે તુર્ત જ એ લોખંડ સોનામાં રૂપાંતરિત થઈ જશે !' આમ કહીને બાવાજીએ ડબ્બી ખોલીને તેમાં રહેલો પારસમણિ હજામના હાથમાં મૂક્યો.

હજામ તો બાવાજીની આ ઉદારતા જોઈને ગદ્‌ગદ થઈ ગયો. આંખમાં આંસુ સાથે બાવાજીના પગમાં પડી ગયો. અને બાવાજીના આશીર્વાદ લઈને પોતાના ઘર તરફ આવવા નીકળ્યો.

મનમાં આનંદનો પાર નથી. કેટલી મામૂલી સેવાનું કેટલું ઊંચું ફળ મળ્યું ! સીધો આવ્યો પોતાની દુકાને. હૅર કટિંગ સલૂનમાં પડેલાં તમામ લોખંડનાં સાધનોને પારસમણિ અડાડ્યો. તમામ સાધનો સોનાનાં થઈ ગયાં. બીજે દિવસે દુકાનની બહાર મોટા અક્ષરે પાટિયું લગાવ્યું : 'આ સલૂનમાં તમારા વાળ કપાવવા તથા હજામત કરાવવા જરૂર પધારો; કારણ કે અમે સોનાના અસ્ત્રાથી તમારી હજામત કરી આપીશું અને વાળ પણ સોનાની કાતરથી કાપી આપીશું !'

બિચારો હજામ ! પારસમણિ જેવો પારસમણિ મળ્યો તોય રહ્યો તો હજામ જ ! ટનનાં ટન લોખંડને સોનામાં ફેરવી દે તેવી પ્રચંડ તાકાત ધરાવતા પારસમણિનો ઉપયોગ

કર્યો તેણે કાતર અને અસ્ત્રાને સોનામાં ફેરવી નાખવામાં !

હજામની મૂર્ખાઈ પર આપણને હસવું આવે છે. પણ આપણે હજામ કરતાંય વધુ મૂર્ખાઈ કરી રહ્યા હોઈએ તેવું નથી લાગતું ?

વર્તમાનકાળમાં આપણને મળેલી એકએક સામગ્રી પારસમણિ કરતાંય વધુ તાકાતવાળી છે. પારસમણિ વધુમાં વધુ આ જન્મમાં કામ લાગે. અને તેય માત્ર સંપત્તિ જ આપી શકે. પણ રોગોને અટકાવવાની, મોતમાં સમાધિ આપવાની, પરલોકમાં સદ્‌ગતિઓની પરંપરા સર્જવાની તેની કોઈ જ તાકાત નહિ. જ્યારે ધર્મસામગ્રીઓથી યુક્ત આ માનવજન્મની તાકાત કેટલી ? અનંતાનંત કાળથી ચાલતા આત્માના સંસારના પરિભ્રમણને સ્થગિત કરી દેવાની તેની તાકાત છે. દુર્ગતિઓને એ તાળાં લગાવી શકે છે. સદ્‌ગતિઓના દરવાજા તે ખોલી આપે છે. મોતને મહોત્સવમય તે બનાવી શકે છે. રોગને કર્મક્ષયનું પ્રબળ કારણ તે બનાવી શકે છે. સંપત્તિઓના ઢેરના ઢેર વચ્ચે તેને અદ્‌ભુત સ્વસ્થતા તે અર્પી શકે છે. ટૂંકમાં કહીએ તો આત્માના આલોક અને પરલોક એ બંનેને સુવર્ણમય બનાવી દેવાની તેની પ્રચંડ તાકાત છે.

પારસમણિ કરતાંય પ્રચંડ તાકાતવાળા આ જન્મને પામીને આપણે તેનો ઉપયોગ શેમાં કરીએ છીએ એ શાન્ત ચિત્તે વિચારવા જેવું છે.

## ઇન્દ્રિયો કોની પાછળ

એકએક ઇન્દ્રિયની તાકાત કેટલી ? અનંતાનંત આત્માઓ ઈન્દ્રિયોના સદુપયોગ દ્વારા પોતાના સંસારને સ્થગિત કરી ચૂક્યા અને આપણે એ ઈન્દ્રિયોને વિષયોની પાછળ દોડાવી. રસનાને દોડાવી અનુકૂળ-મનપસંદ વાનગીઓ પાછળ. કર્ણેન્દ્રિયને દોડાવી વિકારી ગીતોના શ્રવણ પાછળ, પરનિંદાના શ્રવણ પાછળ. ચક્ષુરિન્દ્રયને દોડાવી પરસ્ત્રીઓનાં રૂપ પાછળ. એકએક ઈન્દ્રિયને તેના વિષયોના તર્પણ કરવા દ્વારા આપણે આપણી દુર્ગતિને અકબંધ બનાવી બેઠા.

પેલા હજામે તો અસ્ત્રા-કાતરને સોનાનાં બનાવ્યાં જ્યારે આપણે સુવર્ણ કરતાં વધારે તાકાતવાળી આ ઈન્દ્રિયોને કથીર જેવી બનાવી દીધી. શું આને માટે આપણો આ જન્મ છે ? સંજ્ઞાઓની ગુલામી અને કષાયની પરવશતાને તોડી નાખવા માટે મળેલા આ જન્મમાં એ ગુલામી અને પરવશતા વધારીને આપણે અહીંથી રવાના થઈશું ? તો પછી ઠેકાણે ક્યારે આવવાના ? મધદરિયે ડૂબનારો તો દયાપાત્ર છે પણ કિનારે રહેલો ડૂબે તો ? આપણે છેક કિનારે આવી ગયા છીએ. પુરુષાર્થભર્યા એક જ કૂદકાની જરૂર છે અને એ કૂદકો લગાવવામાં ગલ્લાંતલ્લાં કર્યાં તો સમજી રાખજો કે અનંતકાળે પણ આ સામગ્રીઓનો યોગ આપણને નહિ થાય !

## આપણી પાસે શું નથી ?

પુષ્પ પૂજાના મંગળમય યોગે નાગકેતુને કેવળજ્ઞાન અર્પી દીધું, તો ઇરિયાવહીની મંગળમય ક્રિયાએ અઈમુત્તા મુનિના ઘનઘાતીના ભુક્કા બોલાવી દીધા. એકાશનના તપે કૂરગડુ મુનિને શાશ્વત સુખની ભેટ ધરી દીધી તો જીવદયાની પરિણતિએ મેતારજ મુનિને કૈવલ્યલક્ષ્મી વરી ગઈ. દુષ્કૃતગર્હાએ ઇલાયચીકુમારને દોરડા પર કેવળજ્ઞાન આપી દીધું તો સુકૃતની અનુમોદનાએ સંગમને શાલિભદ્ર બનાવી દીધો. જીરણ શેઠની સુપાત્ર દાનની સર્વોત્કૃષ્ટ ભાવનાએ તેમને ૧૨ મા દેવલોકમાં મોકલ્યા તો આરિસા ભુવનમાં ભરત ચક્રવર્તીના મનમાં ઊછળેલા અનિત્ય ભાવનાના તરંગોએ તેમને ત્યાં ને ત્યાં જ કેવળજ્ઞાન ધરી દીધું ! વલ્કલચિરીને પૂજવા-પ્રમાર્જવાની ક્રિયાએ અનંત ચતુષ્ટયની ભેટ ધરી દીધી તો ચંડરુદ્રાચાર્યના શિષ્યને ગુરુદેવશ્રી પ્રત્યેના સર્વોત્કૃષ્ટ બહુમાનભાવે આ સંસારની પકડમાંથી મુક્ત કરી દીધા !

જિનશાસનના એક-એક યોગની તાકાત કેટલી ? પરમગતિ જ આપે ! ભાવોમાં થોડી કચાશ હોય તોય સદ્ગતિ તો આપે જ; પરંતુ દુર્ગતિના દ્વારે તો એ ખંભાતી તાળાં લગાવીને જ રહે.

આજે આપણી પાસે શું નથી ? દેવાધિદેવ ભગવાન શ્રી જિનેશ્વર દેવનું શાસન, વીતરાગતાની સુગંધ રેલાવતા નયનરમ્ય શ્રી જિનમંદિરો, કેવળજ્ઞાનદાયક મહામંગળકારી પવિત્ર ક્રિયાઓ, શક્તિ અનુસાર કઠોર જીવન જીવતાં ત્યાગી સાધુ-સાધ્વીજી ભગવંતો, શીલ-સદાચારનું પાલન કરી રહેલાં પુણ્યવંતાં શ્રાવક-શ્રાવિકાઓ, પ્રભુભક્તિ પાછળ ગાંડાઘેલા બની પરમાત્માના વરઘોડા વગેરેમાં મન મૂકીને નાચતા તરવરિયા યુવાનો, શાન્તિસ્નાત્ર, સિદ્ધચક્રપૂજન, પૂજા વગેરે અદ્ભુત અનુષ્ઠાનો, દાનધર્મને જીવનમાં ઝળકાવી રહેલા ઉદારદિલ દાનેશ્વરીઓ, ગામેગામની ધરતીની ધૂળને પોતાના પાદતલથી પાવન કરી રહેલા અનેકવિધ છ'રી પાળતા યાત્રાસંઘો, કર્મોની ભેખડોની ભેખડો ઊખેડી નાખવાની તાકાત ધરાવતા શ્રી શત્રુંજય, ગિરનાર, સમેતશિખર વગેરે અનેક તીર્થો, મોહનું વિષ ઉતારી નાખવાની પ્રચંડ તાકાત ધરાવતા અણીશુદ્ધ શ્રી જિનાગમો. આમાંની એક-એક સામગ્રીની તાકાત કેટલી ?

પેલા હજામ પાસે રહેલા પારસમણિને આ સામગ્રીઓ પાસે શરમાઈ જવું પડે તેટલી તાકાત આ સામગ્રીની છે. આવી ઉત્તમોત્તમ સામગ્રીઓ પામ્યા પછી પણ આપણા દિદાર ફરશે નહિ તો પછી કઈ સામગ્રીઓ આપણા દિદાર ફેરવી શકશે ? ત્રણ જગતના નાથ દેવાધિદેવ જેના જીવનમાં 'પરમાત્મા' તરીકે બિરાજ્યા હોય તેનું ભાવદારિદ્રય ટળે નહિ ?

## મારું ઘર શ્રીમંતનું છે

એક ભિખારીના ઝૂંપડામાં મહાન સાહિત્યકાર ટૉલ્સ્ટોયે પ્રવેશ કર્યો. ભાંગેલા-તૂટેલા ખાટલા પર થીંગડાં મારેલી ગોદડી હતી. એક બાજુ ભંગાર વાસણો પડ્યાં હતાં.

ભિખારીનો ૧૮ વરસની ઉંમરનો છોકરો ઘરમાં હતો. તે ટૉલ્સ્ટોયને ઓળખી ગયો. બન્નેની આંખો મળી એટલે તરત જ ટૉલ્સ્ટોયે ભિખારીના એ છોકરાને પ્રશ્ન પૂછ્યો, 'દોસ્ત, તારું ઘર શ્રીમંતનું કે ગરીબનું ?'

'મારું ઘર શ્રીમંતનું !' છોકરાએ જવાબ આપ્યો. 'અલ્યા ! મગજ ઠેકાણે છે ? ચારે બાજુ વેરવિખેર પડેલી સામગ્રીઓ જ આ ઘરની ગરીબાઈની ચાડી ખાય છે છતાં તું એમ કહે છે કે 'મારું ઘર શ્રીમંતનું છે. તારો આ અભિપ્રાય મને સમજાતો નથી.' ટૉલ્સ્ટોયે છોકરાને પૂછ્યું.

'તો સાંભળો મારો અભિપ્રાય ! આ ભાંગેલીતૂટેલી સામગ્રીઓ મારી ગરીબાઈની ભલે ચાડી ખાતી હોય; પરંતુ એ સામગ્રીઓ વચ્ચે અત્યારે આપ ઊભા છો એ ભૂલશો નહિ. ટૉલ્સ્ટોય જેવો મહાન સાહિત્યકાર જેના ઘરમાં ઊભો હોય તેનું ઘર ગરીબનું હોઈ શકે જ નહિ ! એની હાજરીથી જ એ ઘર શ્રીમંતનું બની જાય છે ! બોલો, મારો અભિપ્રાય હવે સમજાયો ?' છોકરાએ ટૉલ્સ્ટોયને જવાબ આપ્યો.

છોકરાના આ જવાબથી ભારે ખુશ થઈ ગયેલા ટૉલ્સ્ટોયે છોકરાનું દારિદ્રય ટાળી જ નાખ્યું.

આ દૃષ્ટાંત કેટલું જોરદાર છે ? આ દુનિયાનો એક મોટો માણસ પણ જેના ઘરમાં ઊભો રહે તેનું દારિદ્રય ટળી જતું હોય તો પછી દેવાધિદેવ ભગવાન શ્રી જિનેશ્વરદેવ જેના મનમંદિરમાં બિરાજમાન થઈ જાય તેનું ભાવદારિદ્રય ટળી જાય તેમાં શું આશ્ચર્ય છે ?

તપાસીએ આપણા જીવનને. ભાવદારિદ્રય ટળ્યું હોય, ઓછું થયું હોય તેવું દેખાય છે ખરું ? જવાબ સંતોષકારક ન હોય તો નક્કી સમજજો કે પરમાત્મા હજી મનમંદિરમાં જે રીતે બિરાજમાન થવા જોઈએ તે રીતે બિરાજમાન થયા નથી.

## તપાસો જીવનવ્યવહારને

વર્તમાન જીવનની આપણી મોટામાં મોટી કરુણતા એ છે કે આપણે આપણા એક પણ જીવનવ્યવહારને તપાસવા માગતા નથી. જે યોજનાઓને અમલમાં મૂકવા માગીએ છીએ તે યોજના ખરેખર અમલમાં મૂકવા જેવી છે કે નહિ તેની વિચારણા કરવાય આપણે તૈયાર નથી અને એટલે જ આપણું ભાવદારિદ્રય ટળતું નથી.

નવાં કપડાં લાવવાનું મન થાય એટલે તરત જ વિચારો કે ખરેખર મારે આ કપડાંની જરૂર છે ખરી ? ઘર બદલવાનો નિર્ણય કરતાં પહેલાં વિચાર તો કરો કે આ જૂની જગ્યા બદલવી શું અનિવાર્ય છે ? મોજશોખનાં સાધનો ઘરમાં વસાવતાં પહેલાં વિચારો કે શું

આની ખરીદી અનિવાર્ય છે ? જિનાજ્ઞા નિષિદ્ધ કોઈ પણ પ્રવૃત્તિ વિના હું શું ચલાવી શકું તેમ નથી ? માત્ર શાન્ત ચિત્તે પાંચ મિનિટ પણ આવી વિચારણા પ્રામાણિકપણે કરો તો જીવનમાં અઢળક સંક્લેશો ઘટ્યા વિના ન રહે. પણ આટલીય ફુરસદ ક્યાં છે ?

અરે ! મરી ગયેલા કોઈ માણસને તમે સ્મશાને પહોંચાડો ત્યારે તમને તમારું મોત યાદ આવે ? 'જે માણસને હું અત્યારે સ્મશાને પહોંચાડી રહ્યો છું એ જ માણસે તેના જીવનમાં કેટલાયને સ્મશાને પહોંચાડ્યા હતા !' આ યાદ જ ન આવે ? સ્મશાનમાં ચિતા પર મૂકેલા શરીરને ભડકે બળતું જોઈને શરીર પરનો આપણો રાગ જરાય હચમચે નહિ ? ચોરી કરવાના ગુનાસર પકડાયેલાને થતી સજાઓ સાંભળીને એવા નિંદ્ય રસ્તેથી પાછા ફરવાનું મન ન થાય ? ના. કાંઈ યાદ જ આવતું નથી. ક્યાંય પાપક્રિયાઓ પર કાપ મૂકવાનું મન થતું નથી.

## ધીમેધીમે હાથ બેસી જશે

૧૮ મી વાર ચોરી કરવાના ગુનાસર પકડાયેલા છોકરાને કોર્ટમાં લાવવામાં આવ્યો ત્યારે કોર્ટમાં બેઠેલા તમામ માણસો એ છોકરાની સામે જોઈ જ રહ્યા. માત્ર ૧૫ વરસની ઉંમર. અને તેટલી ઉંમરમાં ૧૮ વાર ચોરી ! સહુના મુખ પર આશ્ચર્ય હતું. ગુનેગાર છોકરાની સાથે તેનો બાપ પણ કોર્ટમાં આવ્યો હતો.

બાપની સામે ન્યાયાધીશે જોયું. પછી બાપને પૂછ્યું, 'તમારો છોકરો ચોરી કરતાં ૧૮ મી વાર પકડાયો છે તો તમે તમારા દીકરાને કાંઈ સમજાવતા નથી ?'

'નામદાર ! એવું છે ને, અનેક વાર સમજાવ્યો કે ભાઈ ! સહેજ ચાલાકીથી ચોરી કરતો જા. વારંવાર આ જેલની હવા ખાવી ઠીક નહિ. પણ હજી ઉંમર નાની છે. જોઈએ તેવો હાથ બેઠો નથી. બાકી ધીમેધીમે હાથ બેસી જશે. પછી આપને તેનો કેસ ચલાવવાની તકલીફ નહિ પડે !' બાપે ન્યાયાધીશને જવાબ આપ્યો.

સાંભળીને ન્યાયાધીશ તો સજ્જડ થઈ ગયા. ન્યાયાધીશ શું પૂછે છે અને આ છોકરાનો બાપ શો જવાબ આપે છે ? ન્યાયાધીશ ચોરી છોડવા અંગે પૂછે છે. બાપ ચોરી કરતાં પકડાઈ ન જવાય તેના શિક્ષણની વાત કરે છે !

## ભય ગુનાનો નથી, સજાનો છે

મોટે ભાગે આજે આવી જ હાલત છે. પાપો છોડવાં નથી; પરંતુ પાપો એવી સિફતપૂર્વક કરવાં છે કે એ પાપો કરતાં પકડાઈ ન જવાય ! **ડર પાપનો નથી; પરંતુ પાપ કરતાં પકડાઈ જઈશું તો આબરૂ જશે, તેનો છે !** આવી સ્થિતિમાં જીવનમાં પાપોનો હ્રાસ ક્યાંથી થાય ? કુવિચારોના ઢેરના ઢેર મનની ભૂમિમાંથી શી રીતે ઊખડતા જાય ? ધર્મના વાસ્તવિક જીવનની શરૂઆત ક્યાંથી થાય ? પ્રાપ્ત ઉત્તમોત્તમ સામગ્રીઓ પણ લાભદાયક ક્યાંથી બને ?

જીવનમાં ડગલે ને પગલે તમારી સામે જ બનતા અનેક પ્રકારના વિચિત્ર પ્રસંગોને જોવા છતાં અને તમારા જ જીવનમાં થતા અનેકવિધ વિચિત્ર અનુભવો અનુભવ્યા પછી પણ તેમાંથી કાંઈ બોધપાઠ નહિ લો તો જીવન એમ ને એમ વ્યર્થ ચાલ્યું જશે. અનંતા ભવોમાં આ એક ભવનો ગણતરી પૂરતો ઉમેરો થઈ જશે. આવું ન બને તે માટે અત્યારથી જ જાગ્રત થઈ જાઓ. નિર્ણય કરો કે ભગવાન શ્રી જિનેશ્વર દેવોએ ફરમાવેલી આજ્ઞા પ્રમાણેનું જીવન જીવવા કટીબદ્ધ બનીશ જ અને એ માટે જે કાંઈ છોડવું પડે તે છોડવા તૈયાર રહીશ.

## અગ્નિથી સુવર્ણની શુદ્ધિ

યાદ રાખજો, **સત્ય સાથેની દોસ્તી એ આગ સાથેની દોસ્તી છે. આગ કચરાને બાળે પણ સુવર્ણને તો વધુ ને વધુ વિશુદ્ધ જ કરે. એ જ રીતે સત્ય જીવનમાં ઘર કરી ગયેલી અનેક પ્રકારની અશુદ્ધિઓને બાળી નાખશે. પણ આત્માને તો વિશુદ્ધ બનાવીને જ રહેશે.** માટે જરાય ચિંતા ન કરશો. એક વાર તો આ આગમાં ઝંપલાવવા જેવું જ છે. હિંમત કરીને જેમણે ઝંપલાવ્યું છે તેઓ શાશ્વત સુખના માલિક બની ગયા છે. માટે ડર છોડીને એક વાર તો આ માર્ગે ચાલ્યા આવો.

હા, આ માર્ગે પગ મૂકવા માટે માની લીધેલાં અનેક પ્રકારનાં સુખોને, ધારણાઓને, સામગ્રીઓને છોડવાં પડશે. અનાદિના અવળા રાહ બદલવા પડશે અને એમ કરવા જતાં મનમાં અકળામણ પણ થશે. એ માર્ગને છોડી દેવાનું મન પણ થશે. આ બધુંય થવા છતાં તમે આ માર્ગને પકડી રાખશો તો તેનું સુંદર પરિણામ અવશ્ય પામશો.

છે આટલી ધીરજ ધરવાની આપણી તૈયારી? કષ્ટોની વણઝાર વચ્ચે પણ મનને સ્વસ્થ રાખવાની છે આપણી તૈયારી? તો જ આ માર્ગની પસંદગીનો વિચાર કરજો.

આવે છે ને પેલી વાત?

'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને.' શૂરવીરોનો આ માર્ગ છે. મજબૂત છાતી, લોખંડી મન, ભારે ઉત્સાહ આ બધાંયની જરૂર છે આ માર્ગે ડગ મૂકવા માટે.

આ હિંમત કેળવવામાં લાભનો કોઈ પાર નથી, જ્યારે નાહિંમત બની જવામાં નુકસાનોની કોઈ સીમા નથી. તમારા સંસારના વ્યવહારોનેય નજર સામે લાવો ને? જોખમ ક્યાં નથી? કષ્ટોની શક્યતા ક્યાં નથી?

ઘર ઊભું કરવામાં જોખમ, ઘર માંડવામાં જોખમ, દુકાન ખોલવામાં જોખમ, રૂપિયા લાવવામાં જોખમ, લાવ્યા પછી સાચવવામાં જોખમ, મુસાફરીમાં જોખમ! જોખમો ક્યાં નથી? આટઆટલાં જોખમો હોવા છતાં તમે એ જોખમોની વચ્ચે તમારી જાતને છોડી દો છો તો પછી આત્મકલ્યાણના માર્ગે આવતાં જોખમોથી ડરીને પીછેહઠ શા માટે કરો છો?

તમને એક વાતનો ખ્યાલ છે ? ઘરમાં તિજોરી શા માટે વસાવો છો ? રૂપિયા રાખવા માટે ! છતાં બજારમાંથી આ તિજોરી લાવતાં પહેલાં તમારે તિજોરીના રૂપિયા ચૂકવવા તો પડે જ છે ને ? એ જ રીતે કુંભાર ઘડો શા માટે બનાવે છે ? પાણી રાખવા ! છતાં એ ઘડો બનાવતાં પહેલાં માટીમાં પાણી તો નાખવું જ પડે છે ને ? રૂપિયા સાચવવા માટે તિજોરી ખરી. પણ એ તિજોરી લાવવા માટે પહેલાં તો રૂપિયા છોડવા જ પડે ! પાણીને ટકાવનારો ઘડો ખરો; પરંતુ એ ઘડો બનાવવા માટે માટીમાં પાણી નાખવું જ પડે ! તો આ જ ન્યાય લગાડી દો સુખને માટે ! શાશ્વત સુખ મેળવવા માટે ક્ષણભંગુર સુખોને પહેલાં તો છોડવાં જ પડે ! એ સુખોને પકડી રાખીને શાશ્વત સુખ મેળવવાના વિચારો વાહિયાત છે ! અને હા, અનુભવીઓની આ બાબતમાં સલાહ લેશો તોય ખ્યાલ આવી જશે કે મૂલ્યવાન ચીજ મેળવવા માટે મૂલ્યહીન ચીજો છોડવી જ પડે છે.

સંસારનાં તમામે તમામ સુખોની સામગ્રીઓ સાવ મૂલ્યહીન છે. અરે ! એટલું જ નહિ, અમૂલ્ય એવા આત્મગુણોની કતલ કરનારી છે. સંસારનાં આટઆટલાં વરસોના વર્તમાન જીવનમાં તમે મેળવ્યું છે શું તેનું વર્ણન તો કરો ?

## જો હું જીતી જાઉં તો...

યુવાન વયે પહોંચવા છતાં એક યુવક લગ્ન માટે બિલકુલ તૈયાર થાય નહિ. લગ્ન કરવાની જે સલાહ આપે તે દરેકને આ યુવક પ્રશ્ન પૂછે : 'પ્રામાણિકપણે કહો, તમે સંસાર માંડીને ખરેખર સુખી થયા છો ?'

આ પ્રશ્ન સાંભળતાં જ લગ્ન કરવાની સલાહ આપનારા વિદાય જ થઈ જતા હતા; કારણ કે ખોટો જવાબ કોઈને આપવો નહોતો અને સાચો જવાબ આપવાની કોઈની હિંમત નહોતી. આખરે તે યુવકનાં કુટુંબીજનોમાંથી કોકે યુક્તિ લગાવી એક જોરદાર વકીલને તૈયાર કર્યા. 'તમે ગમે તે હિસાબે એ યુવકને લગ્ન કરવા સમજાવી દો !'

પેલા વકીલ આ યુવક પાસે આવ્યા. ઔપચારિક વાતો પત્યા પછી વકીલે મૂળ વાત શરૂ કરી, 'બોલ ! હું તને લગ્ન કરવામાં રહેલા અગણિત ફાયદાઓ સમજાવી દઉં તો તું લગ્ન કરવા તૈયાર થઈ જઈશ ?' વકીલે યુવકને પૂછ્યું,

પેલા યુવકે જવાબ આપ્યો, 'વકીલ સાહેબ ! તમે જેમ શરત મૂકો છો તેમ મારી પણ એક શરત સાંભળી લો. લગ્ન કરવામાં રહેલા અગણિત ફાયદાઓ તમે રજૂ કરો. લગ્ન કરવામાં રહેલાં ભયંકર નુકસાનોનું વર્ણન હું રજૂ કરું. આપણા બન્નેની દલીલો એક નિવૃત્ત ન્યાયાધીશ સાંભળે. સાંભળ્યા પછી એ ચુકાદો આપે કે તમે જીતી ગયા તો મારે લગ્ન કરી લેવાં અને એ મારી તરફેણમાં ચુકાદો આપે તો તમારે છૂટાછેડા લઈ લેવા. આ શરત મંજૂર હોય તો જ તમારી દલીલો સાંભળવા હું તૈયાર છું. બોલો, મંજૂર છે શરત ?'

પેલા વકીલ સાહેબે તો આ શરત સાંભળતાં ચાલતી જ પકડી. તેના મનમાં થયું કે 'આ છોકરો તો ઘર માંડતાં માંડશે પણ મારું ઘર ક્યાંક ભાંગી નાખશે. એને પરણવું હોય તો પરણે, નહિતર પડે ખાડામાં ! તેની પાછળ હું શું કામ મરવા તૈયાર થાઉં ?'

**આ વાસ્તવિકતા છે સંસારની. કણ જેટલા સુખને મેળવવા ગયેલા મણ જેટલાં દુઃખોને નોતરી બેઠા છે. નથી એ સુખની લાલચને છોડી શકતા કે નથી એ કાળઝાળ દુઃખોને પ્રસન્નતાથી વેઠી શકતા ! ક્યાં જાય ?**

આવી પરિસ્થિતિમાં તમે પેલાં નાશવંત, ક્ષણિક અને દુઃખમિશ્રિત સુખોને લાત મારવાની હિંમત કેળવી શકતા હો તો શાસ્ત્રકારો તમને ખાતરીપૂર્વક કહે છે કે તમારા જીવનમાં વાસ્તવિક સુખનો સૂર્ય ઊગ્યા વિના નહિ રહે !

પેલું મધુબિંદુનું દૃષ્ટાંત નથી સાંભળ્યું ? ગાંડો હાથી ઝાડને હચમચાવી રહ્યો છે. મુસાફર ઝાડની ડાળી પકડીને લટકી રહ્યો છે. નીચે કૂવો છે. એ કૂવામાં રહેલા ચાર અજગર મોં ફાડીને આ મુસાફરના પડવાની રાહ જોઈ રહ્યા છે. જે ડાળી પકડીને પોતે લટકી રહ્યો છે એ જ ડાળી બે ઉંદરો કાતરી રહ્યા છે. મધપૂડામાંથી ઊડેલી મધમાખીઓ ચટકા મારી રહી છે. આવા સમયે મધપૂડામાંથી ટપકતું મધનું ટીપું આ મુસાફરની જીભ પર પડ્યું છે. આકાશમાંથી પસાર થઈ રહેલો વિદ્યાધર આ મુસાફરને બચાવી લેવા છેક ઝાડ પાસે આવ્યો છે. મુસાફરને વિમાનમાં બેસી જવા વિનંતી કરે છે; પરંતુ પેલો મુસાફર ઇનકાર કરી દે છે. 'આ મધનાં ટીપાંનો રસાસ્વાદ લઈ લેવા દો. પછી આવું છું તમારી સાથે', આ એનો જવાબ છે. પેલો વિદ્યાધર રવાના થઈ જાય છે !

આ દૃષ્ટાંત આપણું જ છે. બચવાની કોઈ જ સંભાવના નથી. ગાંડો હાથી કદાચ રવાના થઈ જાય તો પેલા બે ઉંદરો ડાળને કાતરી દે એટલે મોત. એ ઉંદરોય ચાલ્યા જાય તો પણ અમુક સમય પસાર થતાં ડાળ પરથી પકડ છૂટે એટલે નીચે રહેલા ચાર અજગરમાંથી ગમે તે એક અજગરના મોઢામાં પેલો જાય એટલે મોત ! ચારેય અજગર રવાના થઈ જાય તોય કૂવામાં પડે એટલે મોત ! કૂવો ન હોય તોય મધમાખીઓના ભારે ડંખથી જ મોતની વાટે રવાના થવાનું. પ્રત્યેક નિમિત્ત મોતનું છતાં તેના પ્રત્યે આંખમીંચામણાં કરાવનાર કોણ ? પેલાં ટપકી રહેલાં મધનાં ટીપાં. એ પણ સતત ટપકવાનાં નથી જ. એ જ અરસામાં વિદ્યાધરનું આગમન છતાં બચાવી લેવાની તેની વિનંતીનોય અસ્વીકાર !

**પરલોકનાં ભયંકર દુઃખોની વાત તો પછી પણ બિલકુલ સામે જ ડાચું ફાડીને મોત ઊભું છે છતાં પેલાં મધનાં ટીપાંએ મોતને ભુલાવી દીધું છે. વિષયસુખોની પાછળ આત્મા કેટલો મૂર્છિત બની ગયો છે તેની સચોટ રજૂઆત કરતું આ દૃષ્ટાંત છે. વિચિત્રતા તો એ છે કે જે વખતે મધનાં ટીપાં ટપકી રહ્યાં છે એ જ વખતે મધમાખીઓના ભયંકર**

ચટકા શરીરમાંથી કારમી વેદનાઓ ઊભી કરી રહ્યા છે. પણ મધનાં ટીપાંના આકર્ષણે અનુભવાતી વેદનાઓને પણ ભુલાવી દીધી છે.

સંસારનું પ્રત્યેક સુખ આવું છે. એના ભોગવટા વખતે પણ તમે અનેક પ્રકારના માનસિક સંક્લેશો અનુભવતા હો, છતાં એ સુખોને છોડવાની બુદ્ધિ જ ન થાય. વિદ્યાધર જેવા સદ્‌ગુરુઓ એક વાર નહિ, અનેક વાર બચાવવા આવે તોય એ રસ્તેથી પીછેહઠ કરવાની તૈયારી ન થાય. પછી પરિણામમાં કર્મ તરફથી જાલિમ દુર્ગતિઓની સજા ન ફટકારાય તો બીજું શું થાય ?

મંજૂર છે એ દુર્ગતિનાં કાળઝાળ દુઃખો ? જો ના, તો પછી આજથી જ અવળા રાહેથી પાછા ફરવાનો સંકલ્પ કરો. તાત્કાલિક ચમત્કાર દેખાશે.

## પ્રકાશ સામે અંધારું

સભા : અનાદિકાળના કુસંસ્કારો આત્મા પર જામ્યા છે એટલે એકદમ જલદી તો પરિવર્તન શી રીતે આવે ?

ઉત્તર : એક વાત સમજી રાખો કે સો વરસથી બિલકુલ બંધ જ રહેલા ઘરમાં ગમે તેટલું ગાઢ અંધારું હોય તોય એ અંધારાને રવાના કરવા માટે સો વરસ જ જોઈએ એવું નથી. તમે જેવી સ્વિચ દાબો અને લાઈટ થાય એ જ ઘડીએ અંધારું રવાના થઈ જાય !

બીજું એ છે કે અંધારું ગમે તેટલું જૂનું તથા ગમે તેટલું ગાઢ હોય છતાં તમે લાઈટ કરવા માગતા હો તો અંધારાની એ તાકાત નથી કે તે તમને લાઈટ કરતાં અટકાવી શકે !

જે વાત અંધારા અને પ્રકાશ માટે છે એ જ વાત પાપના કુસંસ્કારો અને આત્માના સત્પુરુષાર્થ માટે છે ! ભલે ને અનાદિકાળના કુસંસ્કારો આત્મા પર જામ્યા હોય; પરંતુ આત્મા જે દિવસે વીર્ય ફોરવે એ જ દિવસે એ કુસંસ્કારોને અને કુકર્મોને રવાના થયે જ છૂટકો છે. બીજા નંબરમાં વાત એ છે કે તમને **સત્પુરુષાર્થ કરતાં અટકાવવાની તાકાત કુસંસ્કારની જરાય નથી.** હા, એવું બને કે અંધારામાં સ્વિચ બોર્ડ તમને જલદી ન દેખાય તેથી કદાચ થોડી તકલીફ પડે. મકાનમાં અથડાવાનું પણ બને, હાથ-પગ ગમે ત્યાં ટકરાય એવું બને, છતાં જ્યાં સ્વિચ બોર્ડ પર તમારો હાથ ગયો ત્યાં અંધારાને ગયે જ છૂટકો છે. એ જ રીતે અનાદિના કુસંસ્કારો કદાચ મનની વ્યગ્રતા ઊભી કરે, વિષયોનાં આકર્ષણો ચિત્તમાં ઊભાં કરે એવું બને; પરંતુ જ્યાં વ્યવસ્થિત સમજણ આવી, સત્પુરુષાર્થ કરવા તમે પ્રબળ સંકલ્પ કર્યો, ત્યાં એ કુસંસ્કારોની તાકાત તૂટી જ સમજો.

એટલે માયકાંગલી વાત ન કરશો કે અનાદિના કુસંસ્કારો અને અસંખ્યકાળનાં કર્મો એમ રમતમાત્રમાં શી રીતે તૂટી જાય ? મનની દિશા જે દિવસે ફરશે એ દિવસે બધુંય ફરી જશે. હા, એમ કરવામાં તકલીફનો અનુભવ પણ નહિ થાય.

૧૯૮૨ના જાન્યુઆરી મહિનામાં કાવીમાં ભૂતપૂર્વ શિબિરાર્થીઓનું એક સંમેલન

હતું. હિન્દુસ્તાનભરનાં જુદાંજુદાં ગામોમાંથી પસંદ કરાયેલા ૧૬૦૦ યુવકો આવ્યા હતા. ત્રણ દિવસના એ સંમેલનમાં રોજના પાંચપાંચ કલાક ચાલેલાં પ્રવચનોએ વિદ્યાર્થીઓના જીવનમાં કેવા ચમત્કારો સર્જ્યા એ તો કેટલાક વિદ્યાર્થીઓ રૂબરૂ મળ્યા ત્યારે ખબર પડી. એક યુવકે પોતાના જીવનની રજૂઆત કરી.

'મહારાજસાહેબ ! લગભગ પાંચેક વરસ પહેલાં મેં સંકલ્પ કરેલો કે પાંચ વરસમાં ૧૦૦૦ પિક્ચર જોવાં. તેમાં ક્યારેક બહારગામ જવાના કારણે, માંદગીના કારણે, કોઈ વ્યવહાર સાચવવાના કારણે પિક્ચર જોવા રહી જતાં, એટલે ક્યારેક તો એક દિવસમાં ચારચાર શોમાં પિક્ચરો જોવા જતો. એમ કરતાંકરતાં ૯૯૫ પિક્ચરો સુધી પહોંચ્યો અને તે ગાળામાં કાવી સંમેલનમાં આવવાનું બન્યું.

ત્યાં જે સાંભળ્યું, વાસનાની ગુલામીની ભયંકરતાં સાંભળી, અનર્થદંડનાં પાપોના કારમા વિપાકો સાંભળ્યા એ જ ઘડીએ મનમાં ગડમથલો થવા લાગી, એક મન કહેતું હતું કે જીવનભરને માટે છોડી દે આ પિક્ચરો જોવાના પાપને ! બીજું મન કહેતું હતું કે ૧૦૦૦ પિક્ચરમાં માત્ર પાંચ જ પિક્ચર બાકી રહે છે. તે જોઈ લે. પછી જે કરવું હોય તે કરજે.' આ ગડમથલમાં પહેલાં મનની જીત થઈ. મનમાં જ ગણિત માંડ્યું કે : 'પિક્ચર એ ઝેર જેવા લાગ્યાં જ છે તો પછી પાંચ પિક્ચર જોવાનું ગાંડપણ પણ શા માટે ઊભું રાખવું ?' બસ, આ એક જ વિચારે જીવનભરને માટે પિક્ચરનો ત્યાગ કરી દીધો. બસ, એ ત્યાગ કર્યા પછી ક્યારેય મનમાં અકળામણ થઈ નથી કે 'મેં ક્યાં આવી ઉતાવળ કરી નાખી ?'

તમને આશ્ચર્ય થશે કે કાવી સંમેલનમાં એકઠા થયેલા અનેક યુવકોએ અમારા પર ચિઠ્ઠીઓ મોકલીને ભલામણ કરેલી કે 'આપ જેમ અમારા જીવન પરિવર્તન માટે શિબિરો વગેરે યોજો છો તેમ અમારાં માબાપ માટે હવે શિબિરો યોજો એ ખૂબ જરૂરી છે.'

આ શું બતાવે છે ? યુવાનો ભયંકર વિલાસી વાતાવરણમાં ખેંચાઈ ગયા છે, ખેંચાઈ રહ્યા છે એ વાત સાચી; છતાં છેલ્લાં વરસોમાં હજારો વિદ્યાર્થીઓના થયેલા સંપર્કે એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે તેમનાં જીવન ખુલ્લી કિતાબ જેવાં છે. બીજાં ક્ષેત્રોમાં કદાચ તેઓ કાવાદાવા રમતા હશે પરંતુ ધર્મના ક્ષેત્રમાં અને તેમાંય પોતાના વ્યક્તિગત ધર્મના જીવનમાં તેઓ મોટે ભાગે કાવાદાવા રમતા નથી અને એટલે જ જીવનને ધર્મના માર્ગે વાળી દેવું ધાર્યા કરતાં વધુ સહેલું છે.

## પ્રબળ પુરુષાર્થ જરૂરી

આપણી મૂળ વાત એ હતી કે અનાદિના ગમે તેવા પણ પાપના કુસંસ્કારો એ બધા અંધકાર જેવા છે. તેની ઝાઝી તાકાત નથી. સત્પુરુષાર્થ નહિ ફોરવો તો એના જેવા કોઈ બળવાન નથી. તમારી સામે જ રહેલા પદાર્થો તમને તે જોવા નહિ દે. આંખ હોય તોય

અંધારું સાથે જ હોય તો આંખની કિંમત કેટલી ? એ જ રીતે લબ્ધિરૂપે અનંતી શક્તિઓ આત્મામાં પડી હોવા છતાં સત્પુરુષાર્થ જ નહિ હોય અને બીજી બાજુ કુસંસ્કારોનો જથ્થો જામેલો હશે તો એ શક્તિઓ કયો બચાવ આપશે ?

સ્વિચ બોર્ડ હોય, વાયર કનેક્શન વ્યવસ્થિત હોય, લાઇટનો ગોળો પણ ખામી વિનાનો હોય; છતાં તમે તમારા હાથને સ્વિચ બોર્ડ તરફ લઈ ન જાઓ, સ્વિચ બોર્ડ તરફ ગયેલા હાથની આંગળીથી તમે સ્વિચ ન દબાવો તો અંધકાર રવાના થાય જ નહિ.

એ જ રીતે અનાદિના કુસંસ્કારોને તોડી નાખવાની તાકાત ધરાવતી તમામ સામગ્રીઓ તમારી સામે જ વિદ્યમાન હોય, એ સામગ્રીઓનો સદુપયોગ કરવાની તમારી તાકાત પણ હોય છતાં તમે સત્પુરુષાર્થ ન કરો તો અનાદિના કુસંસ્કારો રવાના નહિ જ થાય એ નિશ્ચિત સમજી રાખજો.

અરબસ્તાનની એક કહેવત છે કે

**'ઘોડાને વધુમાં વધુ તમે નદીકિનારે લઈ જઈ શકશો; પરંતુ પાણી તો ઘોડાએ પોતે જ પીવું પડશે. તેને કોઈ પરાણે પાણી નહિ પિવડાવી શકે.'**

બસ, આ જ વાત સાધનાના જીવનમાં લાગુ પડે છે. પુણ્યકર્મના ઉદયો વધુમાં વધુ તમારી સામે ધર્મારાધનાની ઉત્તમોત્તમ સામગ્રીઓ રજૂ કરી દેશે. પરંતુ એ સામગ્રીઓનો સદુપયોગ કરવા માટે સત્પુરુષાર્થ તો તમારે પોતે જ કરવો પડશે તેમાં બાંધછોડ જરા જેટલીય નહિ કરી શકાય.

દુનિયામાં સફળતા મેળવવા માટેના તમારા ધમપછાડા કેટલા ? લોહીના પાણી કરી નાખનારા તમારા તનતોડ પ્રયત્નોને પણ શાસ્ત્રકારોએ વખાણ્યા નથી; કારણ કે એ પ્રયત્નો તમારા આત્મગુણોની કતલ કરનારા જ નીવડ્યા છે. યાદ રાખજો, સંસારમાં મળતી સફળતા તમને તમારા સ્વભાવથી વધુ ને વધુ દૂર ધકેલી દેનારી નીવડશે. હા, પાપકર્મોના ઉદયે આવતી નિષ્ફળતાઓની એક તાકાત છે કે કદાચ તે તમારા સ્વભાવને પ્રગટાવી દેવામાં નિમિત્ત બની જાય !

અને એટલે તો કહેવાય છે ને કે 'દુઃખ એ તો આત્મગુણોને પ્રગટાવી દેનાર મોટામાં મોટી મૂડી છે. જો તેને સમ્યક્ રીતે સહન કરતાં આવડે તો !' ક્યાં શાસ્ત્રકારોનાં ટંકશાળી વચનો અને ક્યાં મોટે ભાગે તેનાથી અવળા માર્ગે જ જઈ રહેલું આપણું પોતાનું જીવન ?

## જીવનપદ્ધતિ બદલો

ફેરવવી છે આ અવળી જીવનપદ્ધતિ ? તો મનના અવળા ધોરણને ફેરવવા માંડો. અને એ માટે અનંતજ્ઞાનીઓનાં વચનોને સતત નજર સામે રાખો.

એક વાત ભૂલશો નહિ. દુનિયાના વ્યવહારોમાં તમને જેના કારણે સફળતાઓ

મળતી હશે એ જ કારણોને મુખ્ય બનાવીને સાધનાના માર્ગે પ્રવેશ કરશો તો સફળતા મળશે જ તેવું નિશ્ચિત નહિ. દુનિયાનાં ગણિત જુદાં છે. એ ક્ષેત્રમાં જેટલી ચાલાકી વધારે એટલી સફળતા વધારે, જ્યારે સાધનાના ક્ષેત્રમાં જેટલી સરળતા વધારે એટલી સફળતા વધારે ! તમારી દુનિયામાં આક્રમણ ઝીલનારો જીતે છે ! તમારી દુનિયા કહે છે સગા બાપ પર વિશ્વાસ મૂકશો નહિ. આ ક્ષેત્ર કહે છે કે દુશ્મનને પણ મિત્ર માનીને જીવજો ! ક્યાં મેળ છે સંસારને અને શાસનને ?

**વરસોથી ધર્મસાધનાઓ કરવા છતાં જોઈએ તેવું પરિણામ નથી દેખાતું તેનું કારણ એ નથી કે એ ધર્મસાધનાઓની કોઈ તાકાત જ નથી. તાકાત તો પુષ્કળ છે; પરંતુ એ તાકાતને પ્રગટાવવા માટેની જે અનિવાર્ય શરતો છે એનું આપણા જીવનમાં હજી જોઈએ તેટલું પાલન નથી થતું.**

પરમાત્માની મૂર્તિ પાસે જઈને મોઢેથી 'અન્યથા શરણં નાસ્તિ' એ બોલવું જુદું અને આત્માના પ્રદેશેપ્રદેશથી 'અન્યથા શરણં નાસ્તિ'નો ઊઠતો પુકાર જુદો !

## મારી સ્થિતિ જોઈને જ...

રાજાની સભામાં એકાએક એક ભિખારી આવી ચડ્યો. છેક સિંહાસન પાસે આવીને ઊભો રહ્યો. સિંહાસન પર બેઠેલા રાજાને એકદમ ઝૂકીઝૂકીને નમસ્કાર કર્યા. રાજાની નજર એ ભિખારી પર પડી. પગથી માથા સુધી એકીટશે રાજા એ ભિખારીને નિહાળી રહ્યો. માત્ર બે જ મિનિટ વીતી હશે ત્યાં રાજાએ પોતાના ખજાનચીને હુકમ કર્યો કે 'આ ભિખારીને અબઘડીએ લાખ સોનામહોર આપી દો !' રાજાની આ આજ્ઞા સાંભળતાં સહુ સ્તબ્ધ થઈ ગયા. રાજાએ એકદમ આ શો ધડાકો કર્યો ? પણ આજ્ઞા એટલે આજ્ઞા ! ખજાનચીએ ભિખારીને ઇનામ તો આપી દીધું; પરંતુ ભિખારી જેવો રાજદરબારમાંથી બહાર નીકળ્યો, તરત જ તેની પાછળ દરબારીઓ પણ રાજાને કોઈક કારણ બતાવીને નીકળ્યા. ભિખારી જેવો મેદાન પર આવ્યો કે તુર્ત જ તેની આસપાસ દરબારીઓ વીંટળાઈ ગયા.

'અલ્યા ! તને વગર માગ્યે લાખ સોનામહોર શી રીતે મળી ગઈ ?' એક દરબારીએ પ્રશ્ન પૂછ્યો.

પેલા ભિખારીએ જવાબ આપ્યો. 'મારી હાલત જ એવી હતી ને કે એ જોતાં જ સમ્રાટને આપવાની ઇચ્છા થઈ જાય. અત્યારે જ મારી સામે જુઓ ને ભૂખના કારણે ઊંડું ઊતરી ગયેલું પેટ, નિસ્તેજ થઈ ગયેલી આંખો, ધોળા થઈ ગયેલા વાળ, લથડિયાં ખાતા પગ, કાંપતા મારા હાથ, શરીર પર રહેલાં આ ચીંથરેહાલ કપડાં–આ બધું જોતાં જ સામા માણસને કાંઈ ને કાંઈ આપવાનું મન થઈ જ જાય.

હું સમ્રાટ પાસે ગયેલો અસહાય અશરણ બનીને ! અમારા બંનેની આંખો મળી.

નખશિખ મને સમ્રાટે જોઈ લીધો. અને વગર માગ્યે મારી કલ્પના બહારનું તેણે મને આપી દીધું !'

આ સાંભળતાં પેલા દરબારીઓ તો સજ્જડ થઈ ગયા ! 'વરસોથી આ સમ્રાટની આપણે સેવા કરીએ છીએ છતાં આ ભિખારી જેટલું આપણને ક્યારેય મળ્યું નહિ. અને આ ભિખારી એક જ વખતની મુલાકાતમાં આટલું બધું મેળવી ગયો ! આશ્ચર્ય જ છે ને ?'

આધ્યાત્મિક જગતમાં પણ સફળતા મેળવવા માટેનું આ જ રહસ્ય છે. પેલો ભિખારી જે રીતે સમ્રાટ પાસે ગયો હતો તે રીતે આપણે ક્યારેય પરમાત્મા પાસે નથી ગયા. ખરેખર અસહાય, અશરણ બનીને આપણે પરમાત્મા પાસે ગયા હોત તો અવશ્ય આપણું ભિખારીપણું ટળ્યા વિના ન રહ્યું હોત ! પણ ના, આપણે પરમાત્મા પાસે ગયા તો ખરા; પરંતુ અહંકારને સલામત રાખીને ! 'અન્યથા શરણં નાસ્તિ' મોઢેથી અનેક વાર બોલ્યા; પરંતુ અંતરને એ વાત ક્યારેય અડી જ નહિ !

## પરમાત્મા જ શરણભૂત

પુણ્ય ઉદયે મળી ગયેલી સામગ્રીઓ અને શક્તિઓ જ આ સંસારમાં આપણને શરણભૂત લાગી છે. જ્યારેજ્યારે જીવનમાં આપત્તિઓ આવી છે ત્યારેત્યારે પહેલ-વહેલા તો આપણે એ સામગ્રીઓ અને શક્તિઓના શરણે જ ગયા છીએ. એ બધી જ્યારે આપત્તિઓને હટાવવામાં નિષ્ફળ જતી દેખાઈ છે ત્યારે આપણે ગયા છીએ પરમાત્મા પાસે અને તે શ્રદ્ધા ભરપૂર માનસે નહિ; પરંતુ શંકાગ્રસ્ત માનસે ! આવો માયકાંગલો શરણ સ્વીકાર જીવનમાં શી રીતે ચમત્કાર સર્જી શકે ?

પેલા દરબારીઓ વરસોથી સમ્રાટની સેવા કરતા હતા છતાં સમ્રાટ પાસેથી વિશિષ્ટ ઇનામ પામી શક્યા નહોતા. તેનુંય કારણ હતું. સમ્રાટ પાસે તેઓ રહેતા હતા ખરા, પરંતુ બનીઠનીને ! રોજ અપટુડેટ કપડાં પહેરીને રાજસભામાં તેઓ આવતા હતા. અવસરે અવસરે તેઓ શરીર પર અલંકારોની સજાવટ પણ કરતા હતા, દિવસમાં દસવાર રાજાને ઝૂકતાય હતા, રાજાના નામની છડીઓ પણ પુકારતા હતા, છતાં તેઓ રાજાની મહેરબાની પામી ન શક્યા; કારણ કે તેના મુખ પર કે આંખમાં ક્યાંય પેલા ભિખારી જેવી અસહાયતા દેખાતી નહોતી.

આપણીય હાલત પેલા દરબારીઓ જેવી જ છે. રોજ પરમાત્મા પાસે જઈએ છીએ, અવસરે પૂજામાં બે કલાક જેટલો સમય પણ ગાળીએ છીએ, મજેનાં સ્તવનોય લલકારીએ છીએ, ક્યારેક રંગમાં આવી જઈને ઉછામણીમાં લાખો રૂપિયા બોલી ધનનો ત્યાગ પણ કરીએ છીએ. અરે ! ક્યારેક તો સર્વ સંગનો ત્યાગ કરીને ચારિત્રજીવનના સ્વીકાર સુધી પણ પહોંચી જઈએ છીએ; તોય એ દરેક પ્રવૃત્તિના કેન્દ્રસ્થાને 'હું'

ગોઠવાયેલો છે, 'તે' નથી ગોઠવાયો !

યજ્ઞના મંડપમાંથી ભગવાન પાસે જવા નીકળ્યા ત્યારે તો ઇન્દ્રભૂતિ ગૌતમ દરબારી થઈને નીકળેલા પરંતુ જ્યાં પ્રભુ વીરનાં દર્શન થયાં, તેઓશ્રીના શ્રીમુખે બે શબ્દો સાંભળ્યા ત્યાં જ પેલું અહંકારનું દરબારીપણું રવાના થઈ ગયું. પોતાની જાત તેમને પેલા ભિખારી જેવી અસહાય અશરણ દેખાઈ. ત્યાં જ ચમત્કાર સર્જાઈ ગયો. પ્રભુ વીરે એ સમયે ઇન્દ્રભૂતિ ગૌતમને જે આપ્યું તે એમની ખુદની કલ્પના બહારનું હતું. 'અન્યથા શરણં નાસ્તિ' ની વાસ્તવિક અનુભૂતિએ ઇન્દ્રભૂતિ ગૌતમને શાશ્વત કાળ સુધી સુરક્ષિત બનાવી દીધા. અરે ! એટલું જ નહિ, ઇન્દ્રભૂતિ ગૌતમ ખુદ અનેક આત્માઓને માટે અશરણ શરણ બની ગયા !

## જગત અશરણ લાગે છે ?

આવા જીવનના સ્વામી બનવા માટેની પહેલી શરત એ છે કે જીવનમાં તમે જેને જેને શરણ માન્યા હોય એ તમામની શરણ આપવાની તાકાતને એક વાર બરાબર ચકાસી જુઓ. જે દિવસે પ્રામાણિકપણે આ ચકાસણી શરૂ થશે એ જ દિવસે કલ્પનાના બાંધેલા સઘળા મિનારાઓ જમીનદોસ્ત થઈને જ રહેશે.

પૈસા સ્વયં અસુરક્ષિત છે. એ તમને સુરક્ષિત શી રીતે બનાવી શકશે ? પત્ની સ્વયં અશરણ છે. એ તમને શરણ શી રીતે આપી શકશે ? શરીર સ્વયં રોગાદિના ભયોથી ઘેરાયેલું છે. એ તમને શી રીતે શાન્તિ અર્પી શકશે ? આ દુનિયાની એકે સામગ્રી એવી નથી કે જેના પર 'વિનાશીપણા'નું કલંકિત લેબલ ન લાગ્યું હોય !

બસ, જે દિવસે આ વાસ્તવિકતાનો ખ્યાલ આવી જશે એ જ દિવસે આપણે પેલા ભિખારીની જેમ અસહાય અશરણ બનીને પરમાત્માની સામે જઈને ઊભા રહીશું. અને વગર માગ્યે સમ્રાટની જેમ પરમાત્મા પણ આપણી ઝોળી ભરી જ દેશે !

વાસ્તવમાં અસહાય દશા હોવા છતાં આપણી જાતને અસહાય માનવી સહેલી નથી; કારણ કે આ સંસારની કેટલીક સામગ્રીઓ ક્યારેક ક્યારેક આપણી કામચલાઉ અસહાયતાને અલ્પ કાળ માટે દૂર કરી દે છે અને તે સમયે એ સામગ્રીઓને આપણે સહાયક, શરણભૂત માની લેવાની ભયંકર ભૂલ કરી બેસીએ છીએ.

**ભૂખ લાગી, ભોજન કર્યું, ક્ષુધા રવાના થઈ ગઈ.**
**ગરીબી હતી, પૈસા આવ્યા, ગરીબી દૂર થઈ ગઈ.**
**રોગ આવ્યો, દવા લીધી, માંદગી રવાના થઈ ગઈ.**
**ઠંડી લાગી, ધાબળા ઓઢ્યા, ઠંડીનો ત્રાસ દૂર થયો.**
**ગરમી પડી, પંખો ચલાવ્યો, ગરમીની અકળામણ દૂર થઈ.** બસ, માત્ર કામચલાઉ સહાયક બનતી અને શરણ આપતી આ સામગ્રીઓમાં આપણે કાયમી શરણતા માની

લીધી અને આપણી આ ભ્રામક કલ્પનાએ જ આપણને પરમાત્મા પાસે અશરણ બનીને જવા ન દીધા. અરે ! એટલું જ નહિ, એ તારક તીર્થંકર ભગવંત પાસે આપણે ગયા તોય ત્યાંથી વધુ અશરણ બનાવે તેવી જ સંસારની સામગ્રીઓની ભીખ માગીને આપણે પાછા આવ્યા ! પેલા કવિએ ગાયું છે ને :

'અહીં કોણ ભલાને પૂછે છે ?
અહીં કોણ બૂરાને પૂછે છે ?
મતલબથી બધાને નિસ્બત છે.
અહીં કોણ ખરાને પૂછે છે ?
અત્તરને બનાવ્યા પછી,
ફૂલોની દશાને કોણ પૂછે છે ?
સંજોગો ઝુકાવે છે નહિતર
અહીં કોણ ખુદાને પૂછે છે ?'

આવી મનોવૃત્તિ તોડ્યે જ છૂટકો છે. આપણે ભિખારી તો છીએ જ; પરંતુ એ ભિખારીપણાને આપણે અનુભવીએ તો પછી ઈનામમાં સમ્રાટપણું મળ્યે જ છૂટકો છે !

મૂળ વાત આ છે. આધ્યાત્મિક જગતમાં સફળતા મેળવવાના તમામ રસ્તાઓને બરાબર સમજી લેજો. ચાલબાજી એ કદાચ તમારી દુનિયાની સફળતાની ચાવી ગણાતી હશે; પરંતુ આધ્યાત્મિક જગત તો સરળતાને જ સફળતાની 'માસ્ટર કી' માને છે.

## આજે જ આવ્યા છે

સવારના પહોરમાં સાત વાગ્યે ઘરની રિંગ વાગતાં નોકરે દરવાજો ખોલ્યો. બહાર ઊભેલા માણસે પૂછ્યું, 'ઘરમાં શેઠ છે ?'

નોકરને એમ કે આ રૂપિયા લેવા જ આવ્યો લાગે છે એટલે તરત જ જવાબ આપી દીધો, 'શેઠ પરમ દિવસે બહારગામ ગયા છે.'

'કાંઈ વાંધો નહિ, હું બે-ચાર દિવસ પછી આવીશ. આ તો મારે રૂ.૫૦,૦૦૦ શેઠને આપવાના હતા તે મને એમ કે લાવ આજે જ આપી આવું. એટલે સવારના પહોરમાં આવ્યો હતો.' પેલાએ જવાબ આપ્યો.

આ સાંભળતાં જ નોકરે વાત ફેરવી, 'શેઠ બહારગામ ગયા હતા એ વાત સાચી; પરંતુ આજે સવારના પાંચ વાગ્યે જ પાછા આવી ગયા છે. અત્યારે આરામ કરતા હશે. આપ અંદર આવો. ચા-પાણી પીઓ ત્યાં શેઠ જાગી જશે.'

તમારી દુનિયાનું ગણિત આ છે. સત્યાસત્યની બહુ પરવા ન કરો. લાભ મળતો હોય તો ગમે તેનો ઉપયોગ કરી લો. આ ગણિત આધ્યાત્મિક જગતમાં ચાલે તેવું નથી. અહીં તો મરણાન્ત કષ્ટના સમયમાંય સત્યને વળગી રહેવાની તૈયારી હશે તો જ જીતશો.

અન્યથા સિવાય પરાજય બીજું કાંઈ નથી.

**સફળતાની માસ્ટર કી**

તમારી દુનિયામાં આ વાત સમજાઈ જાય તેવી છે. હિમાલયન કાર રૅલીની હરીફાઈમાં પહેલે નંબરે આવીને જેને ઇનામો મળ્યાં હોય તેવો માણસ મોટર ચલાવવામાં ભલે ગમે તેટલો હોશિયાર હોય; પરંતુ તેને દરિયાઈ મુસાફરી કરવી હોય તો એ મુસાફરીની સફળતાના અલગ રસ્તા તેણે જાણી જ લેવા પડે. રોડના નિયમો દરિયાઈ મુસાફરીમાં લાગુ પડતા નથી. આ નિયમ માત્ર મુસાફરી માટે જ નથી. પ્રત્યેક ક્ષેત્રમાં સફળતા મેળવવાના રસ્તા અલગ છે. પરીક્ષામાં સફળતા મેળવવાના રસ્તા જુદા છે, તો વેપારમાં 'કિંગ,' બનવાના રસ્તા અલગ છે. કાપડ બજારની સફળતા અને હીરા બજારની સફળતા એ બન્ને જુદાજુદા રસ્તાઓને આભારી છે. ક્રિકેટ મૅચની સફળતા અને ટેબલ ટેનિસની સફળતા એ બન્ને અલગ 'ટેક્નિક'ને આભારી છે.

બસ, આ વાત બરાબર સમજી લો. આક્રમક વૃત્તિ, કુટિલ, ચાલબાજી ભરેલી મનોવૃત્તિ, સંદેહભર્યું માનસ વગેરે તમારી દુનિયામાં જીતતાં હશે; પરંતુ આધ્યાત્મિક જગતમાં અનાક્રમકતા, સરળતા, શ્રદ્ધાળુતા વગેરે રસ્તાઓના સ્વીકારમાં જ સફળતાનાં બીજ પડેલાં છે.

પશ્ચિમનો મૅક્યાવલી કહે છે કે આ દુનિયામાં તમારે જીતવું હોય તો ક્યારેય ઢાલ ન બનશો, તલવાર જ બનજો ! બીજો તમારા પર આક્રમણ કરે એ પહેલાં તમે જ બીજા પર આક્રમણ કરી દેજો. આ રસ્તો અપનાવશો તો જ તમે જીતશો નહિતર બીજો તમારા પર ચડી બેસશે. યહૂદીઓની ક્રૂર કત્લેઆમ કરનારો હિટલર સફળતા મેળવવા માટેના ઉપાયો બતાવતાં કહે છે કે પ્રત્યેક પળે બીજાને મારવા તમે તૈયાર નહિ હો તો બીજો તમને મારી નાખશે. માટે મજેથી જીવવું હોય તો બીજાને મારતા જ જાઓ.'

આવા ક્રૂરતાભરેલા માનસ સાથે જીવન જીવનારા કદાચ તમારી દુનિયામાં સફળ બનતા હશે; પરંતુ આ આધ્યાત્મિક જગતમાં તો મામૂલી કઠોરતાની પરિણતિ પણ સાધનાના જીવનમાં એકઠી કરેલી આત્મગુણોની મહામૂલી મૂડીને સાફ કરી નાખવાની તાકાત ધરાવે છે.

ધર્મમય જીવનની શરૂઆત કરતાં પહેલાં પાયાની આ વાતો ખાસ સમજી લેજો. તો જ ધર્મની આરાધના વાસ્તવિક આત્મસુખની અનુભૂતિ કરાવી શકશે.

ખેદની વાત છે કે સફળતા માટેની આ અગત્યની કડીઓ આજે આપણે વીસરી ગયા છીએ અને એટલે જ આપણે ધર્મનાં ક્ષેત્રોમાં પણ 'રાજકારણ' ઘુસાડી દીધું છે. **આક્રમક વૃત્તિ અને કુટિલતાને અપનાવીને ધર્મારાધના કરનાર આત્માઓ સ્વ-પર અનેકને ભારે નુકસાનીમાં ઉતારી રહ્યા છે.**

યાદ રાખજો, તમારી દુનિયામાં અપનાવાતી કુટિલતા તમને જેટલી મારક બનશે તેના કરતાં આ ધર્મની દુનિયામાં કુટિલતાનો લેવાતો આશ્રય જનમોજનમ બગાડી નાખશે. રાગદ્વેષની પરિણતિ ઘટાડવાની જ જ્યાં એક માત્ર આજ્ઞા છે એવી ધર્મારાધના કરવા દ્વારા આપણે રાગદ્વેષ વધારીએ ? પાણીમાંથી જ જે દિવસે આગ ઊઠશે એ દિવસે બળેલાઝળેલા લોકો ઠરવા માટે ક્યાં જશે ?

ધર્મના ક્ષેત્રમાં જવાબદારીભર્યાં સ્થાને રહેલા તમામ આત્માઓ આ એક જ વિચારણાને નજર સામે લાવે કે મારે શિરે માત્ર મારી એકલાની જ જવાબદારી નથી, અનેક આત્માઓના ભાવ પ્રાણોની રક્ષા કરવાની મારી જવાબદારી છે. મારી એક પણ પ્રવૃત્તિ એવી ન હોવી જોઈએ કે જેને કારણે મારા આત્માનું અને સામાના આત્માનું અહિત થઈ જતું હોય.

## જવાબદારી ટ્રસ્ટીઓની

એક જ દૃષ્ટાંત લઈએ. ધર્માદા સ્થાનોના ટ્રસ્ટીઓ તરીકે ગોઠવાયેલા તમામે આ ખાસ ધ્યાન પર લેવા જેવું છે કે વર્તમાન રાજકીય પરિસ્થિતિ એટલી બધી વિચિત્ર છે કે પરમાત્માની આંગી-મુગટ વગેરેમાં રહેલા સોના પર ભારેમાં ભારે જોખમ છે. આપણે નથી ઇચ્છતા; પરંતુ આવતી કાલ કદાચ એવી જ આવીને ઊભી રહે કે દેરાસરમાં રહેલું આ તમામ સોનું કાયદાની કોઈ કલમ દ્વારા સરકાર આંચકી લે તો ? આવી શક્યતાનો આજની પરિસ્થિતિ જોતાં ઇનકાર થઈ શકે તેમ નથી. આવું કાંઈ અઘટિત બની જાય તો તેની જવાબદારી કોની ? અને એ નુકસાન કેટલા જણને ? આખા સંઘને જ ને ?

એક શહેરમાં દેરાસરના એક ટ્રસ્ટી મારી પાસે બેઠા હતા. મેં તેમને આ વાત સમજાવી કે આજે અનેક દેરાસરોના જીર્ણોદ્ધાર કરવાની જરૂર છે. અનેક પ્રાચીન પ્રતિમાજીઓને લેપ વગેરેની જરૂર છે. આ અંગે સારી એવી રકમ જોઈએ તો તમારા દેરાસરમાં રહેલું સોનું કાઢી નાખી તેની જે રકમ આવે એ રકમ આવાં શુભ કાર્યોમાં વહેલી તકે ખર્ચી નાખો એ ખૂબ જરૂરી છે.

તે ભાઈ મને કહે, 'સાહેબ ! તમારી આ કલ્પના જ ખોટી છે કે સરકાર ભવિષ્યમાં સોનું લઈ લેશે. શું સરકાર એટલી બધી હિંમત કરી શકશે ? આપ ખોટી ચિંતા કરો છો.'

મેં તેમને કહ્યું, 'હું ઇચ્છું છું કે મારી આ કલ્પના ખોટી પડે. પરંતુ જો આવું કાંઈ બને તો ? દેરાસરના તમે તમામ ટ્રસ્ટીઓ ભેગા બેસીને લિખિત કબૂલાત આપો કે અમારા હાથ નીચેના વહીવટમાં જેટલી મિલકત છે એ મિલકતને ભવિષ્યમાં જરા જેટલું પણ નુકસાન પહોંચશે તો અમે સઘળા ટ્રસ્ટીઓ અમારી પોતાની મિલકતમાંથી એ નુકસાની ભરપાઈ કરી આપવા બંધાઈએ છીએ. આટલું લખાણ આપી દો તો વાત પતી જાય છે.'

આ સાંભળતાંવેંત તે ટ્રસ્ટી હસવા લાગ્યા, 'સાહેબ ! આવું તે કાંઈ લખી અપાતું હશે ? મિલકત આખા સંઘની અને નુકસાન અમારે એકલાએ ભરપાઈ કરી આપવાનું ?' આમ કહીને એ ભાઈ ચાલતા થયા. અલબત્ત, એટલું કબૂલ કરી ગયા કે 'મિલકત આખા સંઘની' એટલે ? ટ્રસ્ટીઓના હઠવાદમાં નુકસાન થાય તો તે ભોગવવાનું આખા સંઘે !

## ટ્રસ્ટીઓની મર્યાદા

આ દુઃખદ પરિસ્થિતિ છે. મિલકતનો વહીવટ કરવો છે પણ મિલકતની સુરક્ષા કઈ રીતે થાય તેનો લેશ માત્ર વિચાર પોતે તો કરવો નથી; પરંતુ એ વિચાર કોઈ સુઝાડે તો તેને સ્વીકારવાનીય તૈયારી નથી ! ટ્રસ્ટીઓ મિલકતના માલિક નથી; માત્ર મિલકતની દેખભાળ, સુરક્ષા કરનારા છે અને એ દેખભાળ પણ પોતાની મરજી મુજબ નથી કરવાની, શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કરવાની છે.

આ માત્ર એક જ ટ્રસ્ટીની વાત નથી. મોટે ભાગે દરેક જગ્યાએ આવી જ પરિસ્થિતિ સર્જાઈ છે અને હજુ વધુ ખરાબ પરિસ્થિતિ સર્જાતી જાય છે.

આનાથીય વધુ કરુણતા તો એ છે કે કોઈ પણ દેરાસર કે ઉપાશ્રયના ટ્રસ્ટીઓ શાસ્ત્રાજ્ઞા નિરપેક્ષ આવો મરજી મુજબનો વહીવટ કરતા હોય તો તેને કોઈ પડકારનાર પણ નથી ! અત્યારે સંઘની એવી કોઈ વ્યવસ્થા નથી કે ગેરબંધારણીય રીતે ધર્માદા સ્થાનની મિલકતનો વહીવટ કરનારને સંઘ કોઈ સજા કરી શકે ! વર્તમાન ચિત્ર જ જ્યાં દુઃખદ છે ત્યાં ભવિષ્યની સુખદ કલ્પના શી રીતે કરવી ?

પોતાના ઘરની મિલકત અંગે આવાં કોઈ ભયસ્થાન તમારી નજર સામે આવી જાય તો પછી એ ભયસ્થાનોને દૂર કરવા માટેની તમારી મહેનત કેટલી ? ખાલી અફવા આવે ને કે આવતી કાલે તમારે ત્યાં ઈન્કમટૅક્સ ઑફિસરો દરોડો પાડવાના છે તોય તમારી દોડધામ કેટલી વધી જાય ? એ ઑફિસરોની નજરમાં વાંધાજનક હોય એવી એકેય નિશાની તમે રહેવા દો ? ના, એ બાબતમાં તકેદારી પૂરી છે. ત્યાં જરા જેટલી ઉપેક્ષા થતી નથી; કારણ કે એ મિલકત પર 'મારા'પણાનું મમત્વ છે, જ્યારે ધર્માદા સ્થાનોની મિલકત પર આવું કોઈ મમત્વ નથી એટલે તેની સુરક્ષાની, વૃદ્ધિની કોઈ વિચારણા જ થતી નથી. અરે ! એવા ઉપાયો દેખાડનારની સરાસર અવગણના થાય છે. આવું લાંબા સમય સુધી ચાલશે તો સાત ક્ષેત્રના અનેક પેટા વિભાગમાંય ભારે ગરબડ ઊભી થવાનો સંભવ નકારી શકાય તેમ નથી.

થોડાં જ વરસો પહેલાં આપણે ત્યાં વેપાર-ધંધા વગેરેની બાબતમાંય કેટલી જબરદસ્ત કડકાઈ હતી તેનું આ એક કાનોકાન સાંભળેલું સત્ય દૃષ્ટાંત છે.

## નાત બહાર

૬૦-૬૦ જૈનોનાં ઘરો જ્યાં હતાં તેવા એક ગામમાં એક વેપારીએ પોતાની દુકાનમાં ગ્રાહકોની સતત માગણીથી લોખંડની ખીલીઓનો ધંધો શરૂ કર્યો. શરૂઆતમાં તો ખાલી એક નાનું પડીકું જ લાવેલા; પરંતુ એ બાબતની જાણ તુર્ત જ એ ગામના મહાજનના મોવડીને થઈ. એ જ દિવસે સાંજે આખી નાતની મિટિંગ મળી, તેમાં એ વેપારીને બોલાવવામાં આવ્યો. સહુની હાજરી વચ્ચે આગેવાન મોવડીએ વેપારીને પ્રશ્ન પૂછ્યો, 'તમે દુકાનમાં લોખંડની ખીલીનો ધંધો ચાલુ કર્યો છે ?'

'હા.'

'આજથી તમને નાત બહાર મૂકવામાં આવે છે.' પેલા આગેવાન મોવડીએ તરત જ ચુકાદો આપી દીધો. નહોતી તો એ વેપારીની તાકાત આ ચુકાદાનો પ્રતિકાર કરવાની કે નહોતી તો એકઠા થયેલા માણસોની તાકાત કે આ ચુકાદા અંગે એકાદ હરફ પણ ઉચ્ચારી શકે !

તરત જ પેલો વેપારી ઊભો થઈ ગયો. આખી નાત સમક્ષ તેણે માફી માગી અને જાહેર કર્યું કે હવે પછી ક્યારેય આવો ધંધો નહિ કરું.

આવી પ્રચંડ તાકાત હતી ગામડેગામડે ગોઠવાયેલી મહાજન સંસ્થાની ! વાણિયાનો દીકરો એ કાળમાં લોખંડની ખીલીઓનો ધંધો કરતો તો નાત બહાર મુકાઈ જતો. આજે ગોવાથી આવતા માછલાંના પૅક ડબ્બાઓના વેપાર કરનારાઓને કોઈ અટકાવનાર નથી, કોઈ પડકારનાર નથી !

માત્ર ધંધાની જ વાતમાં એ કાળમાં આવી કડકાઈ હતી એવું નહિ, લગ્ન સંબંધોની બાબતમાં પણ એવી જ કડકાઈ હતી ! આજે એ બાબતમાંય પેસી ગયેલી બદીઓનું વર્ણન થઈ શકે તેમ નથી. સિનેમા, સહશિક્ષણ, છૂટથી વેચાતાં બીભત્સ સાહિત્યના આજના જમાનામાં મને તો એમ કહેવાનું મન થઈ જાય છે કે પ્રાયઃ કરીને કોઈ માણસ આજે છાતી ઠોકીને એમ નહિ કહી શકે કે મારા ઘરનાં તમામ છોકરા-છોકરીઓ લગ્નજીવનની પૂર્વકાલીન મર્યાદાઓનું ઉલ્લંઘન ક્યારેય કરશે જ નહિ ! ના, લગભગ ઘરઘરમાં ટાઇમબૉંબ મુકાઈ ગયા છે. માત્ર ફૂટવાના સમયની જ રાહ જોવાની છે ! કોણ કોની સાથે સંબંધ બાંધશે એની આગાહી અત્યારે થઈ શકે તેમ નથી.

આવી કરુણ વર્તમાન પરિસ્થિતિમાં તમારા ઘરની સલામતી જ જ્યારે જોખમાઈ છે ત્યારે ધર્મક્ષેત્રની સલામતીનાં ભયસ્થાનો અંગે પૂછવું જ શું ?

## વર્તમાન સંઘની દુઃખદ સ્થિતિ

**કલ્પના તો કરી જુઓ એવા ઘરની કે જે ઘરમાં રહેનારાં ૧૦ માણસોમાંથી કોઈ પણ વ્યક્તિનો કુટુંબનાં બાકીનાં સભ્યો પર અંકુશ ન હોય ! આવા ઘરની જેવી હાલત થાય તેવી હાલત કંઈક અંશે વર્તમાન સંઘની છે.**

વિશાળ સંખ્યામાં હરિજનો મુસ્લિમ થઈ રહ્યા છે. લાલચો આપીઆપીને ગરીબોને ખ્રિસ્તી બનાવાઈ રહ્યા છે. જે ક્ષેત્રોમાં સાધુ-સાધ્વીજી, ભગવંતોનો વિહાર નહિવત્ છે એવાં ક્ષેત્રોમાં જૈનો માત્ર નામના જ રહ્યા છે. પવિત્ર જૈનાચારોની તેમને કોઈ સમજ જ નથી અને એટલા જ માટે તેમને માર્ગવિમુખ કરનારાઓ સફળ થતા જાય છે. આવી ભયંકર સ્થિતિનેય ગંભીરતાથી લેવાનું મન થતું નથી. અનંતી પુણ્યરાશિએ શ્રાવિકા માતાની કુક્ષિએ જન્મ પામનારા એ બડભાગી આત્માઓ જૈનત્વથી વંચિત થઈ રહ્યા છે, એની લગભગ ચિંતા નથી.

જૈનોનાં બાળકો પણ વર્તમાન શિક્ષણના બોજા હેઠળ પરમાત્માના શાસનની ભવ્યતાને સમજી શકતાં નથી એનો કોઈ અફસોસ નથી. સંસ્કૃતિની અને જૈનાચારોની ક્રૂર હાંસી અને મશ્કરી ઉડાવનારી યોજનાઓનો વિરોધ જોરશોરથી થાય છે; પરંતુ એની સામે કોઈ વિકલ્પ અપાતો નથી ! દેરાસરો, ઉપાશ્રયો, પૂજાઓ વગેરેમાં પાંગળી હાજરી દેખાતી હોવા છતાં તેના નિદાન સુધી પહોંચવાની આપણી કોઈ તૈયારી નથી. જગતના જીવ માત્ર સાથે મૈત્રી જમાવવાની વાતો કરનારા આપણે બાજુવાળા સાથે મૈત્રી જમાવી શકતા નથી ! પળેપળે પલટાતી પરિસ્થિતિ છતાં શાસ્ત્રસાપેક્ષ કોઈ નવી વિચારણા કરવા પણ આપણે તૈયાર નથી ! 'રાજકારણ ગંદું છે' એમ કહીને રાજકારણ તથા રાજકારણીઓથી સાવ અલિપ્ત રહીને આપણે કેટલું ગુમાવ્યું છે તથા હજુ કેટલું ગુમાવી રહ્યા છીએ તેની નુકસાનીનો આપણને કોઈ અંદાજ નથી. અકબર જેવા ક્રૂર, ઘાતકી અને નિર્દય રાજાને પણ જગદ્‌ગુરુ હીરસૂરીશ્વરજી મહારાજે દયાળુ બનાવી દીધો એવી વાતો કરવા છતાં અને સાંભળવા છતાં આપણે આ રાજકારણીઓ સાથે વાત કરવાય તૈયાર નથી !

## રોગની ઉપેક્ષા ન કરશો

હું કહું છું કે કૅન્સર ખરાબ છે, અસાધ્ય છે એ વાત સાચી; પરંતુ એટલા માત્રથી કૅન્સરના દર્દીના ઉપચાર છોડી દેવાય ? એકવીસ દિવસના મુદતિયા તાવવાળા દર્દીનો તાવ એકવીસ દિવસ પહેલાં ગમે તેટલી દવા કરવા છતાં નથી જ ઊતરવાનો એવું જાણવા છતાં શું એકવીસ દિવસના એ મુદતિયા તાવમાં તેને કંઈક રાહત રહે એટલા માટે ઠંડા પાણીનાં પોતાં મૂકવામાં નથી આવતાં ? તો પછી ધર્મક્ષેત્રમાં આવી વિચારણાઓનો સ્વીકાર શા માટે નહિ ? આ ક્ષેત્રમાંય લાગુ પડી ગયેલાં કેટલાંક દર્દો અસાધ્ય નહિ તોય દુ:સાધ્ય તો જરૂર છે; છતાં એ દર્દને દૂર કરવાના આપણા પ્રયત્નો કેટલા ?

આ સમયે મને જનતા પક્ષના શાસનકાળ દરમ્યાન વિદેશ પ્રધાન વાજપેયીએ કરેલું એક નિવેદન યાદ આવે છે. તેમણે કહેલું, 'વિરોધ પક્ષમાં હું હતો ત્યારે સત્તાસ્થાને

બેઠેલાઓ શી ભૂલ કરે છે એ જ મારે તો જોવાનું હતું અને એ કાર્ય બહુ સહેલું હતું; કારણ કે એ લોકોની કોઈ ને કોઈ ભૂલો તો થતી જ અને એ ભૂલોને આગળ કરીને જનતા સમક્ષ એ લોકોને હલકા ચીતરવા રમત વાત હતી; પરંતુ આજે જ્યારે હું પોતે જ સત્તા પર છું, ત્યારે મને ખ્યાલ આવે છે કે કામો કરવાં કેટલું કઠિન છે ?'

મારે આ જ વાત કરવી છે. કોઈ પણ પ્રવૃત્તિનો વિરોધ કરવો સદા માટે સહેલો છે; પરંતુ એ જ પ્રવૃત્તિની જવાબદારી જ્યારે પોતાના પર આવે છે ત્યારે ખબર પડે છે કે આ જવાબદારી શી રીતે અદા થાય છે ? મકાનને ઊભું કરવા માટે એંજિનિયરો જોઈએ છે; પરંતુ ઊભા થઈ ગયેલા એ મકાનને ધરાશાયી કરવા માટે તો મજૂરો પણ ચાલે !

## ભાવિનો વિચાર અત્યારથી જ કરો

ચારે બાજુ બુમરાણ છે. નવી પેઢી બગડી ગઈ છે, ઉચ્છ્રંખલ બની ગઈ છે, નાસ્તિક બની ગઈ છે. કંઈક અંશે આ વાત સાચી હોવા છતાં એ પેઢીના માનસને જાણવાની આપણી તૈયારી કેટલી ? એ પેઢીને સન્માર્ગે લાવવાના આપણા પ્રયત્નો કેટલા ? એ પેઢીના ઉચ્છૃંખલ વર્તન સામે આપણી સહિષ્ણુતા કેટલી ? એ પેઢીમાં પેસી ગયેલી બદીઓ પ્રત્યે આપણી હમદર્દી કેટલી ?

પૂર્વ પુરુષોએ બલિદાનો આપીને આપણા સુધી પહોંચાડેલા જૈન શાસનને આપણે આગલી પેઢી સુધી પહોંચાડી શકીશું કે કેમ તે તો પ્રશ્ન છે; પરંતુ વર્તમાન પેઢી પણ શ્રી જિનશાસન અભિમુખ થાય તેવા આપણા પ્રયત્નો કેટલા ?

ધંધાના હિસાબે ગામડાં તૂટી રહ્યાં છે. શ્રાવકો આજીવિકાની ચિંતામાં ને ચિંતામાં ગામડાં છોડીછોડીને શહેર તરફ રવાના થઈ રહ્યા છે. શહેરમાં જગ્યાની હાડમારીઓનો પાર નથી. ગામડાં ખાલી થઈ ગયા પછી સાધુ-સાધ્વીજી, ભગવંતોના વિહારનું શું ? એ ગામોમાંથી પસાર થતા એ સાધુ-ભગવંતોના નિર્દોષ ગોચરી-પાણીનું શું ? ગોચરી-પાણીની અનુકૂળતા ન જ હોય તો બાજુના ગામના શ્રાવકો પર પડતા એ ગોચરી-પાણીના વધુપડતા ભારનું શું ?

શું આ બધા પ્રશ્નોના સમાધાન શોધવાનો સમય અત્યારે નથી આવી ગયો ? અત્યાર સુધી અસાવધ તો રહ્યા જ છીએ; પરંતુ હજુ પણ અસાવધ રહ્યા તો પરિણામ શું ? તમારા મોત પછી પણ તમારી પેઢી વ્યવસ્થિત ચાલે એની તમને ચિંતા છે; પરંતુ તમારા જીવતાં જ આ અનંત કલ્યાણકર શ્રી જિનશાસનની પેઢીના શા હાલ થઈ રહ્યા છે એને વિચારવાનીય તમારી તૈયારી નથી !

જગડુશા, પેથડશા, ઝાંઝણશા, કુમારપાળ, ઉદયન, બાહડ, વસ્તુપાળ-તેજપાળ વગેરે પુણ્યાત્માઓ પોતાના સત્તાકાળ દરમ્યાન પ્રજાના દિલમાં વસી ગયેલા. આજે તમે તમારા ઘરનાં સભ્યોનાં દિલમાં નથી વસી શક્યા ! આનું કારણ તો શોધો. ક્યાં ઉમદા

તત્ત્વો જીવનમાં ખૂટે છે કે જેને કારણે લોકચાહના મેળવી નથી શકતા ? અંગત સ્વાર્થ, દગા, પ્રપંચ, અહંકાર વગેરેના ભોગ તો તમે નથી બન્યા ને ?

રાજા-મહારાજાઓને જે વણિક મંત્રીઓની સલાહ લઈને રાજ્ય ચલાવવાં પડતાં હતાં એ જ વણિક બુદ્ધિના સ્વામી આજે તમે છો. ઉપયોગ તેનો એવો કરી જાણો કે ભવાંતરમાં જિનશાસનની પ્રાપ્તિ સુલભ બની જાય !

ના, ક્યાંય વિખવાદો પેદા ન કરો. બાહ્ય આક્રમણોનો કોઈ પાર નથી. હવે મહેરબાની કરીને નવા આક્રમકો પેદા ન કરો. થોડી દીર્ઘદૃષ્ટિ દોડાવો.

આ પ્રસંગે મને એક કથા યાદ આવે છે.

## દુકાન સલામત તો સબ સલામત

કરિયાણાનો એક વેપારી ખૂબ શ્રીમંત. જે લત્તામાં તેની દુકાન હતી એ લત્તામાં તેના વેપાર સાથે હરીફાઈ કરી શકે એવો બીજો એકેય વેપારી નહોતો. આજુબાજુના ઘણા વેપારીઓને તેની ઈર્ષ્યા થતી હતી. તેને પછાડવાના સહુ કોઈ પ્રયત્નો કરતા હતા પણ પેલાનું પુણ્ય એટલું જોર કરતું હતું કે કોઈ ફાવતું જ નહોતું.

તેમાં એક દિવસ એક વિચિત્ર પ્રસંગ બની ગયો. તે વેપારીના લત્તાની બાજુની ગલીમાં કોઈ બે જૂથ વચ્ચે ભયંકર તોફાન થઈ ગયું. પૂરતા પ્રમાણમાં અને છૂટથી હિંસક હથિયારોનો ઉપયોગ થયો. કેટલાય મરાયા અને કેટલાય ઘવાયા. ચારે બાજુ હોહા મચી ગઈ. લોકો નાસભાગ કરવા લાગ્યા.

તેમાં એક માણસ આ શેઠની દુકાન પર ચડી ગયો. સીધો તેણે અનાજની ગૂણી પર પોતાનો હાથ અજમાવ્યો. શેઠે જોયું. એમ કાંઈ શેઠ ગાંજ્યા જાય એવા નહોતા. ગાદી પરથી ઊભા થયા અને પેલાને મારવા દોડ્યા; પણ જેવા મારવા દોડ્યા એવી તેમની નજર દુકાનની બહાર ઊભેલા માણસ પર પડી. તેના હાથમાં જે જોયું એ જોઈને શેઠ હબક ખાઈ ગયા ! પેલાના હાથમાં સળગતો કાકડો હતો અને એ કાકડો તે માણસ શેઠની દુકાન પર ફેંકવાની તૈયારી કરી રહ્યો હતો !

શેઠને થયું કે આ અનાજની ગૂણી પર હાથ મારનાર કરતાંય વધુ ભયંકર તો આ સળગતા કાકડાવાળો માણસ છે એટલે તેને જ સરખો કરવા દે ! શેઠ કૂદ્યા એ માણસ પર ! અચાનક થયેલા હુમલાથી પેલો હેબતાઈ ગયો. પ્રતિકાર ન કરી શક્યો અને શેઠે એને પછાડી દીધો; પરંતુ એ ગાળામાં પેલો આગળવાળો માણસ અનાજની ગૂણી ઉઠાવી ગયો ! આમ છતાં શેઠ આનંદિત હતા; કારણ કે અનાજની ગૂણી જવા છતાં આખી દુકાન સહીસલામત રીતે બચી ગઈ હતી !

આજે સળગતા કાકડા નાખનારા આવા અનેક માણસો ચારે બાજુ ફરી રહ્યા છે. તેમને ઝઘડાઓમાં અને હત્યાઓમાં જ રસ છે. જૈન શાસનમાં હંમેશને માટે વિખવાદો

ચાલ્યા જ કરે એ માટે ઘણા માણસો હવનમાં હાડકાં નાખ્યા કરે છે. આમાં સૌથી વધુ કરુણતા એ છે કે આવા હાડકાં નાખનારા અસુરોને પડકારવાની લગભગ કોઈની તાકાત નથી.

સ્યાદ્વાદની વિશિષ્ટ દેનથી આ જગતની સઘળી સમસ્યાઓનો સરળ રીતે ઉકેલ લાવી શકવાની તાકાત ધરાવતા જૈન સંઘની આ વર્તમાન સ્થિતિને ભવિષ્યની પેઢી શી રીતે માફ કરી શકશે ? જૈન શાસનના હિતને નજરમાં રાખીને શું કોઈ પ્રામાણિકપણે આવા સક્રિય પ્રયત્નો નહિ કરે ?

## શાસનની રક્ષા–સર્વની રક્ષા

એક વાત ભૂલશો નહિ, જૈન શાસનની રક્ષામાં અનંતાનંત જીવોના હિતની રક્ષા છે. એ કલ્યાણકર શાસનની ઉપેક્ષામાં અનંતાનંત જીવોના હિતની ઉપેક્ષા છે. એટલા માટે જ પ્રાણના ભોગે પણ આ શ્રી જિનશાસનને બચાવી લેવાની જરૂર છે. એ માટે શું કરવું જોઈએ એનો વિચાર દરેકે સ્વસ્થ ચિત્તે કરવાનો સમય પાકી ગયો છે.

એવું નથી કે અત્યારે સમાધાન થઈ શકે એવા કોઈ ઉપાયો જ નથી. પહેલી વાત એ છે કે હકીકતમાં દ્રૌપદીના વસ્ત્રાહરણની જેમ વર્તમાનમાં શ્રી જિનશાસનના થઈ રહેલા વસ્ત્રાહરણના કટુ સત્યને સ્વીકારવાની આપણી તૈયારી છે ? જો એ તૈયારી હોય તો પછી બાકીના બધા ઉપાયો તો સરળ છે; પણ એવું કોઈ નુકસાન દેખાતું જ નહોય તો પછી નાની પણ સમસ્યા ઊકલી જાય તેવી કોઈ શક્યતા નથી.

હા, નવયુવાન-નવયુવતીઓની દીક્ષાઓ વધી રહી છે. પૂર્વનાં વરસોમાં ક્યારેય સાંભળવા ન મળી હોય તેવી તપશ્ચર્યાઓ પૂરબહારમાં આજે થઈ રહી છે. દેવવિમાન જેવાં નૂતન જિનમંદિરનાં નિર્માણ થઈ રહ્યાં છે. છ'રી પાળતા યાત્રાસંઘ ભારે શાસન પ્રભાવના કરવા સાથે આજે નીકળી રહ્યા છે. ઉછામણીમાં લાખો રૂપિયા બોલીને ધનની મૂર્છા ઉતારનારા ભાગ્યશાળીઓ આજેય વિદ્યમાન છે. અંજનશલાકા, પ્રતિષ્ઠા, વરઘોડા, સ્વામીવાત્સલ્ય વગેરે તો આજે ભારે ધનના ત્યાગપૂર્વક થઈ રહ્યાં છે. આ પણ વર્તમાન સંઘનું એક બાજુનું સુખદ ચિત્ર છે. પરંતુ એક બાજુના આ ચિત્રને જોઈને સંપૂર્ણ ચિત્ર આવું જ છે એવું માની લેવાની રખે કોઈ ભૂલ કરતા ! મુંબઈમાં જેમ વાલકેશ્વરના ફ્લૅટો છે તેમ વરલીનાં ઝૂંપડાં પણ છે ! કંઈક અંશે એવી જ સ્થિતિ વર્તમાન જૈન સંઘની છે.

## સાત ક્ષેત્રની વિકટ પરિસ્થિતિ

સાતેય ક્ષેત્રોમાંનું પ્રત્યેક ક્ષેત્ર આજે ચોક્કસ પ્રકારની માવજત માગી રહ્યું છે. પાટણ, ખંભાત, રાધનપુર વગેરે એક વખતના ભારે જાહોજલાલીવાળાં શહેરો આજે જૈનોથી ખાલી થતાં જાય છે. એ શહેરોમાં આજેય શોભી રહેલાં ગગનચુંબી જિનાલયોમાં

પૂજા, દર્શન કરનારો વર્ગ વસ્તી ઓછી થવાની સાથે ઓછો થઈ રહ્યો છે. આ સઘળાં જિનમંદિરોની રક્ષાનું શું ?

અમદાવાદ જેવામાં પોળેપોળે ભવ્ય દેરાસરો છે. પોળમાં રહેનારા જૈનો સ્થિતિસંપન્ન થવાની સાથે સોસાયટીઓમાં રહેવા ચાલ્યા જાય છે. સોસાયટીઓમાં નવાં જિનમંદિરો ઊભાં થતાં જાય છે; પણ પછી આ પોળનાં દેરાસરોનું શું ? સોસાયટીમાં રહેવા ગયેલા પોળવાળા સભ્ય પાસે પોળના દેરાસરના નિભાવ માટે પોળમાં રહેનારા ફંડ-ફાળો એકઠો કરવા જાય તો એ કહી દે છે કે અમારી સોસાયટીનું દેરાસર હું સાચવું કે પોળનું દેરાસર સાચવું ? આવી સ્થિતિમાં પોળેપોળે શોભી રહેલાં જિનમંદિરોનું શું ? ગુજરાતનાં જિનમંદિરોની આ સ્થિતિ છે તો પછી મેવાડ વગેરેમાં રહેલાં જિનમંદિરોનું તો પૂછવું જ શું ?

જિનમૂર્તિઓની સ્થિતિ પણ વિચારણીય છે. મેવાડ વગેરેનાં જિનમંદિરોમાં રહેલી જિનમૂર્તિઓને જુઓ તો ખ્યાલ આવે. એવી પણ કેટલીક મૂર્તિઓ છે કે જેના પર માટીના થર એવા જામી ગયા છે કે જે થરને દૂર કરતાં દિવસોના દિવસો લાગે.

એ સિવાય પણ જે જિનમંદિરોમાં પૂજા કરનારો વર્ગ ઓછો છે અને તેની સામે પરિવાર વધુ છે એ જિનમૂર્તિઓ અંગે 'કંઈક' વિચારવું જ પડશે.

આ બાબતમાં મોટી મુશ્કેલી એ છે કે જ્યાં આવાં નયનરમ્ય પ્રાચીન પ્રતિમાજીઓ છે ત્યાંનો ટ્રસ્ટીવર્ગ આ પ્રતિમાજીઓને બીજાં ગામોનાં દેરાસરો માટે આપવા તૈયાર નથી. કેમ જાણે ભગવાન ટ્રસ્ટીઓની જેલમાં ! નથી ત્યાં આ પ્રતિમાજીઓની પૂજા થતી અને નથી એ પ્રતિમાજીઓ બીજે ક્યાંય મોકલવી ! આવી સ્થિતિમાં એ પ્રતિમાજીઓનું ગૌરવ જળવાય શી રીતે ?

શ્રી જિનાગમો અંગે પણ ચિત્ર સારું નથી. શ્રાવક વર્ગની આના પ્રત્યેની ઉપેક્ષાનું તો વર્ણન થાય તેમ નથી. પોતાનાં બાળકોને જે વર્ગ પાઠશાળામાં મોકલવા માટે પણ આગ્રહ કરવા તૈયાર નથી એ વર્ગ શ્રી જિનાગમોની રક્ષા માટે કેટલો તૈયાર હોઈ શકે એ સમજી શકાય તેમ છે. ઘણાં શહેરોમાં જ્ઞાનભંડારો છે. નવા જ્ઞાનભંડારો ઊભા થઈ રહ્યા છે; પરંતુ તેનો ઉપયોગ કરનાર કોણ ? મોટે ભાગે સાધુ-સાધ્વીજીઓ. જેને આધારે વર્તમાનમાં તરવાનું છે એ જિનાગમોના સિદ્ધાન્તોને સમજવાની જ તૈયારી ન હોય તો પછી ધર્માદા સ્થાનોના વહીવટ પણ શાસ્ત્રાજ્ઞા મુજબ શી રીતે ચાલશે ? જે મિલકતના શાસ્ત્રાજ્ઞા મુજબના વહીવટમાં તીર્થંકર નામકર્મના બંધની શક્યતા પડી છે એ મિલકતનો વહીવટ શાસ્ત્રાજ્ઞાને એક બાજુએ મૂકીને જ થતો હોય તો પછી એનાં ભાવિ નુકસાનો કેટલાં ? શ્રાવક વર્ગમાં શ્રી જિનાગમો પ્રત્યે રસ પેદા થાય તેવા ઉપાયો અજમાવવા જ રહ્યા ! શાસ્ત્રસાપેક્ષ રહીને પાઠશાળાઓમાં કંઈક પરિવર્તન લાવવું રહ્યું. પહેલેથી જ

અંગ્રેજી માધ્યમમાં ભણી રહેલાં જૈનોનાં બાળકોના સુસંસ્કારો માટે કોઈ નક્કર યોજના કરવી જ રહી.

## સંયમજીવન ખતરામાં

પૂજનીય સાધુ-સાધ્વીજી, ભગવંતોની સ્થિતિ 'દયનીય' છે એમ તો વિચારાય પણ નહિ. છતાં તેઓશ્રીના સંયમજીવનની સુરક્ષા અંગે ઘણી વિચારણાઓ કરવી પડે તેમ છે. એક બાજુ ગામડાં તૂટતાં જાય છે અને શહેરોમાં વસતિ વધી રહી છે. તેવી સ્થિતિમાં સાધુ-સાધ્વીજીઓને ગામડાંના વિહારો મુશ્કેલ બની રહ્યા છે તો એ જ રીતે ગામડાંના ચાતુર્માસો પણ મુશ્કેલ થઈ ગયા છે.

પાંચ-દસ વરસ પછી કદાચ એવું જ બને કે ચોમાસાં મોટાં શહેરોમાં જ કરવાં પડે ! તો સંયમજીવનની સુરક્ષાનું શું ?

મુંબઈમાં આજે ઘણા ઉપાશ્રયો એવા છે કે જેમાં એ ઉપાશ્રયનાં બાંધકામ જ એવી રીતે થયાં છે કે સાધુને પોતાના આસને બેઠાંબેઠાં ગૃહસ્થના ઘરનાં ટી.વી. દેખાય ! ટી.વી.માં આવતાં અતિ બીભત્સ કક્ષાનાં દૃશ્યો એક વાર પણ સાધુની નજરમાં ચડી ગયાં તો ? સાધુ પણ આખરે નિમિત્તવાસી જ છે ! નબળાં નિમિત્તોએ પૂર્વના ભલભલા સત્ત્વશીલ સાધકોને પણ એક વાર તો પછાડી દીધા છે તો પછી આજના અલ્પ સત્ત્વવાળા આત્માઓ માટે તો પૂછવાનું જ શું ?

આ સિવાય ગોચરી, પાણી, સ્થંડિલ, માત્રું, સંસક્ત વસતિ વગેરે અનેક પ્રકારના પ્રશ્નો ગંભીર વિચારણા માગી લે છે. આની સામે એક વર્ગ એવો અવાજ ઉઠાવે છે કે સાધુઓએ શહેરનાં ચોમાસાં જ બંધ કરી દેવાં જોઈએ ! તો આની સામે પ્રશ્ન એ થાય છે કે શહેરમાં આવીને વસેલા આવા બહુજન વર્ગની ઉપેક્ષા કરવામાં નુકસાનો કેટલાં ? સાતેય ક્ષેત્રો માટે જોઈતી ધન વગેરેની આવશ્યકતા શહેરી વર્ગ જ પૂરી પાડે છે. ગામડાંનાં દેરાસરો, ઉપાશ્રયો, વૈયાવચ્ચ ખાતાંઓ વગેરેના નિભાવનો તમામ ખર્ચ શહેરમાંથી નીકળે છે. જો શહેરોને સાવ જ છોડી દેવામાં આવે તો આ બધા ગંભીર પ્રશ્નોનું શું ? અલબત્ત, આનો અર્થ એવો નથી કે શહેરોમાં જ સાધુ-સાધ્વીઓએ રહેવું ! હિન્દુસ્તાનમાં આજેય એવાં મજેનાં ગામડાં છે કે જ્યાં ચાર-પાંચ ઠાણા ખૂબ શાન્તિથી સંયમજીવનની આરાધના કરી શકે, ગામડાંના ભાવુક વર્ગમાં ધર્મના સુંદરમાં સુંદર સંસ્કારોનું આદાન કરી શકે. આવાં ગામડાંના ચાતુર્માસો ચતુર્વિધ સંઘને માટે લાભદાયી છે; પરંતુ આ અંગેની યોગ્ય વ્યવસ્થા થાય એ જરૂરી છે.

## શ્રાવકવર્ગની ઉપેક્ષા

બીજી એક વિચારણીય બાબત છે સાધુ-સાધ્વીજીના સંયમજીવનના પાલન પ્રત્યે શ્રાવકવર્ગની ઘોર ઉપેક્ષાની !

કોઈના લગ્નના વરઘોડામાં જનારાઓ એ વરઘોડા પછી દંપતીના જીવનમાં શું ચાલે છે તેની જેમ જરાય ચિંતા કરતા નથી એ જ રીતે આજે દીક્ષા લેવા તૈયાર થયેલા મુમુક્ષુના વરસીદાનના વરઘોડામાં હોંશેહોંશે આવનારા, દીક્ષાર્થીના મસ્તક પર અક્ષત નાખનારા મોટા ભાગના માણસો એ પુણ્યાત્માના સંયમજીવનની જરાય કાળજી કરતા નથી. અરે ! ગોચરી વહોરવા માટે પોતાને ત્યાં આવે તોય એને કદાચ ખબરેય ન હોય કે આ પુણ્યાત્માની દીક્ષા વખતે હું હાજર હતો.

તેમાંય સાધ્વીજી ભગવંતોના સંયમજીવનની સુરક્ષાનો પ્રશ્ન તો ખૂબ જ ગંભીર રીતે વિચારવાની જરૂર છે. વિષમ કાળના વિલાસી વાતાવરણમાં જ્યારે તમારા ઘરમાં રહેનારાં પત્ની, બહેન અને માતાના શીલની રક્ષા પણ દુષ્કર બની રહી છે, તેવા કાળમાં વિહારમાં સૂમસામ રસ્તાઓ પર કોઈ પણ જાતના સુરક્ષાના પાકા બંદોબસ્ત વિના વિહાર કરનાર સાધ્વીજી ભગવંતોનાં પવિત્ર જીવનની રક્ષાનું શું ? સાધ્વીજી ભગવંતોના જૂથ સાથે કોઈ વૃદ્ધ પુરુષને રાખો તો એ કોઈ ગુંડાઓના આક્રમણ વખતે પ્રતિકાર શી રીતે કરી શકે ? કોઈ યુવાન પુરુષને રાખો તો એ જ પોતે હરામખોરી કરે તો ? બહેનો રાખો તો એ શી રીતે સાધ્વીજીના શીલની રક્ષા કરી શકે ? વિહાર કરીને જે ગામમાં સાધ્વીજીઓ પહોંચે છે એ ગામમાં ઊતરવાના મકાનની વ્યવસ્થા બરાબર ન હોય તો અનેક પ્રકારની મુશ્કેલીઓ સર્જાય છે. દારૂડિયાઓ અને લબાડ માણસો સાધ્વીજીઓની મશ્કરીઓ કરીને ઉત્તેજના ફેલાવે છે એ નજરોનજર જોયું છે. સિનેમા થિયેટરોમાં હલકી કોમના માણસો પુષ્કળ આવે છે. એ માણસોને પોતાના મનમાં ઉત્પન્ન થતી વાસનાઓને તૃપ્ત કરવાનાં કોઈ સાધનો મળતાં નથી. ગામડેગામડે આવા માણસો રખડતા હોય છે. એવા કોઈ લબાડ માણસોની નજર સાધ્વીજી ભગવંતો પર પડી તો ? કલ્પના કરતાંય કંપારી છૂટી જાય તેવી આ વાસ્તવિકતાને વહેલી તકે યોગ્ય ઉપાયો દ્વારા અટકાવવી જ રહી. આ અંગે ગીતાર્થ પૂજનીય આચાર્ય ભગવંતો પોતપોતાના વિશ્રાવર્તી સાધ્વીજીભગવંતોને તથા જવાબદાર શ્રાવક વર્ગને યોગ્ય માર્ગદર્શન આપે એ ખૂબ જરૂરી છે.

## શ્રીમંતો વિચાર કરે

છેલ્લે વાત આવે છે શ્રાવક-શ્રાવિકા વર્ગની ! કાળઝાળ મોંઘવારીના સમયમાં મધ્યમ વર્ગની હાલતની કલ્પના કરવીય કઠિન છે ! અલબત્ત, આવી કપરી પરિસ્થિતિમાં બધો દોષ મોંઘવારીનો જ નથી. વિના કારણે વધારી દીધેલી જરૂરિયાતો અને વધારી દીધેલા મોજશોખ પણ આમાં મુખ્ય કારણ છે. ઘરમાં દૂધ લાવવાના વાંધા હોય છતાં સિનેમા જોયા વિના ન ચાલે. ઘાસતેલ માટે લાઇનમાં ઊભો રહેનારો ટેસ્ટ મૅચ જોયા વિના રહી ન શકે. સ્થિતિ પહોંચતી ન હોય છતાં ખાવામાં મિષ્ટાન્ન વિના ન ચાલે. આવા વધુપડતા મોજશોખો અને વધારી દીધેલી જરૂરિયાતોએ પણ મધ્યમ વર્ગને

મુશ્કેલીમાં મૂકી દીધો છે એ વાત સાચી હોવા છતાં આજે એવો પણ મધ્યમ વર્ગ છે કે જેના જીવનમાં મોજશોખો ન હોવા છતાં—જરૂરિયાતો ન વધી હોવા છતાં—ભારે કટોકટીમાં જીવતો હોય !

આવા મધ્યમ વર્ગનાં શ્રાવક-શ્રાવિકાઓને ધર્મમાં સ્થિર કરવા માટે જરાય પ્રયત્નો નથી થતા એવું નથી. પૂજનીય ત્યાગીવર્ગ આ અંગે જરૂરી માર્ગદર્શન અવારનવાર અવશ્ય આપે જ છે; છતાં મુખ્યત્વે આ પ્રશ્નને સ્થિતિસંપન્ન શ્રાવકોએ ઉપાડી લેવા જેવો છે. આખા હિન્દુસ્તાન પૂરતો આ પ્રશ્ન હલ થઈ શકે તેમ ન હોય તોય જે મકાનમાં પોતે રહેતો હોય, જે ગામમાં પોતે રહેતો હોય, એ મકાનમાં અને એ ગામમાં રહેતા નબળા સાધર્મિકને પોતે યોગ્ય ટેકો આપી દે તો ધીમેધીમે આ પ્રશ્ન હલ થતો જાય તેમ છે. સરોવરમાં નાખેલી એક જ કાંકરી જેમ આખા સરોવરમાં તરંગો પેદા કરી દે છે તેમ નાના પાયા પર પ્રશ્નોને હલ કરવાની મહેનત સમય જતાં વિરાટ પ્રશ્નોને પણ હલ કરી દેવામાં સફળ બની જાય છે !

સાતેય ક્ષેત્રોની વર્તમાન પરિસ્થિતિ આ છે. પ્રત્યેક આત્મા આ અંગે પોતે શું કરી શકે તેમ છે એનો સ્વસ્થ ચિત્તે વિચાર કરે અને પોતે પોતાની શક્તિ અનુસાર તેમાં શક્ય યોગદાન આપે તો આવા દુઃસાધ્ય પ્રશ્નો પણ સુસાધ્ય બની શકે તેમ છે. પણ મૂળ પ્રશ્ન એ છે કે હકીકતમાં જ ખૂબ કટોકટી ભરેલી કહી શકાય તેવી વર્તમાન પરિસ્થિતિનો આપણે એ રીતે સ્વીકાર કરવા તૈયાર છીએ ખરા ? કે પછી આપણને આપણી આજુબાજુમાં થઈ રહેલા ઓચ્છવ-મહોત્સવો ચોથા આરાના કાળની જ યાદ કરાવે છે ?

રાજાએ પોતાના પ્રજાજનની વાસ્તવિક પરિસ્થિતિ જાણવી હોય તો રાજમહેલમાં બેઠેબેઠે જાણી શકાતી નથી. એ જાણવા માટે કાં તો પોતાના માણસોને નિયુક્ત કરવા પડે કે જેઓ ઘેરઘેર જઈને, તપાસ કરીને અથવા ચોરે-ચૌટે, બગીચામાં પ્રજાજનોમાં થઈ રહેલી વાતો સાંભળીને રાજાને પરિસ્થિતિનું વાસ્તવિક ચિત્ર આપે. અને કાં તો રાજાએ પોતે જ ભિખારીના વેશે નગરમાં ફરવા નીકળવું પડે કે જેથી તેને પોતાને સ્પષ્ટ ખ્યાલ આવી જાય કે મારાં પ્રજાજનની આ હાલત છે.

આ જ ન્યાય અહીં લાગુ પડે છે. સાતસાત પેઢી સુધી બેઠાંબેઠાં ખાવા છતાં ન ખૂટે તેવી આર્થિક સ્થિતિ ધરાવતા સ્થિતિસંપન્ન શ્રાવકોને મારે એટલું જ કહેવું છે કે જ્યારે જ્યારે મોટરમાં બેસીને ફરવા નીકળો બે-ચાર નબળા સાધર્મિકોની ખબર તો લેતા જાઓ ! મોટરમાં બેસીને યાત્રા વગેરે કરવા માટે નીકળો ત્યારે રસ્તામાં આવતાં બે-ચાર ગામોની મુલાકાત તો લેતા જાઓ ! તો ખબર પડશે કે વાસ્તવિકતા શી છે. આ સિવાય ઘરમાં બેઠાંબેઠાં તમને તમારા સુખી જીવન સિવાયના બીજા જીવનની કાંઈ કલ્પનાય નહિ આવે.

ગીતાર્થ પૂજનીય આચાર્ય ભગવંતોને સલાહ આપનારો હું કોણ ? પણ તેઓશ્રીના

ચરણોમાં નમ્ર ભાવે આ વિનંતી છે કે શ્રી જિનશાસનમાં રાજાને સ્થાને આપ બિરાજમાન છો. આપ આ સાતેય ક્ષેત્રોની ચિરકાળ સુધી ખૂબ સુંદર જાળવણી થતી રહે તે અંગે સકળ સંઘને શીઘ્ર યોગ્ય માર્ગદર્શન આપો કે જેથી અનંત કલ્યાણકર શ્રી જિનશાસન આજેય વાસ્તવિક રીતે જયવંતું બની જાય !

## પુણ્ય હોય તો કુટિલતાય ફાવે

અસ્તુ ! આપણી મૂળ વાત એ હતી કે સંસારના ક્ષેત્રમાં સફળતાનાં સોપાનો અલગ છે, તો ધર્મના ક્ષેત્રમાં સફળતાનાં સોપાનો અલગ છે. અલબત્ત, એક વાત તો છે જ કે કુટિલતા કર્યા પછી મળતા રૂપિયામાં મુખ્ય તો પુણ્યનો ઉદય જ કારણ છે. છતાં તમારા વ્યવહારમાં એમ બોલાય છે : 'ભાઈ ! આ તો થોડી ચાલબાજી કરી એટલે ફાવ્યો, નહિતર આમાં કાંઈ મળે તેવું નહોતું !' બસ, આ હિસાબે આપણી વાત છે કે કદાચ પુણ્યના ઉદયનું પીઠબળ હશે તો કુટિલતા તમને તમારા ધંધા વગેરેના ક્ષેત્રમાં સફળતા અપાવશે; પરંતુ આ ક્ષેત્રમાં એટલે કે આત્મકલ્યાણ કરનારા સાધનાના આ માર્ગમાં કુટિલતા તમને સફળતા નહિ અપાવે; કારણ કે અહીં તો કુટિલતા એ જ મોટામાં મોટી નિષ્ફળતા છે !

## સાધકની મનોવ્યથા

'વરસોથી સાધના કરવા છતાં મને સફળતા કેમ મળતી નથી ? આગળ જવાની મહેનત કરું છું અને પાછળ પડતો જાઉં છું. પ્રત્યેક વ્યક્તિ સાથે, અરે ! મારા પિતાજી સાથે અને મારા નાના ભાઈ સાથે પણ બહુ હોશિયારીપૂર્વક વાત કરું છું છતાં સામાના દિલમાં સ્થાન જમાવી શકતો નથી. ક્યાંય ફસાઈ ન જાઉં તેની તકેદારી રાખવા છતાં હું ફસાતો જ જાઉં છું. મારે માટે આવું કેમ બને છે ?

'સંસારના પ્રત્યેક ક્ષેત્રમાં હું અજેય હતો, અપરાજિત હતો, સંપૂર્ણ સફળ હતો. ધંધો કરતી વખતે મેં કોઈના પર ક્યારેય સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો નથી. તેથી જ મને ખોટો માલ પધરાવી દેવામાં કોઈ ફાવ્યો નથી. મારા પર કોઈ આક્રમણ કરે તેના પહેલાં હું સામા પર તૂટી પડ્યો છું. મને પછાડી દેવાની તક મેં સામાને ક્યારેય આપી નથી. અને તેથી જ મારી સામે આજેય કોઈ માથું ઊંચકવાની હિંમત કરી શકતું નથી.

'અને હા, મારી ચાલાકીનું તો પૂછવું જ શું ? સામા માણસને તેનાં પગલાં પરથી માપી શકું તેવી મારી દૃષ્ટિ બની ગઈ છે. શબ્દેશબ્દે સામો માણસ મારાથી અંજાઈ જાય તેવી વાક્પટુતા મેં સિદ્ધ કરી છે. એટલી બધી સફળતાઓ મને આજ સુધીમાં મળી છે કે જેનું વર્ણન થાય તેમ નથી. મારી 'સૌથી વધુ સફળ માણસ' તરીકેની ખ્યાતિ ચારે બાજુ આજે પણ ફેલાયેલી છે. સફળતાના આ તમામ રસ્તા મેં સાધનાના જીવનમાં અપનાવ્યા. પણ આશ્ચર્ય ! સફળતા તો દૂર રહી પણ દિનપ્રતિદિન વધુ ને વધુ નિષ્ફળ બનતો જાઉં

છું અને તેથી જ હતાશાએ મને ચારે બાજુથી ઘેર્યો છે.'

એક સાધકે પોતાના સાધનાના જીવનની નિષ્ફળતાઓનું બયાન રજૂ કર્યું અને માર્ગદર્શન માગ્યું.

## સાધકને માર્ગદર્શન

ભલા માણસ ! સંસારમાં મળેલી સફળતાની પદ્ધતિને અહીં અપનાવી. એ જ તારી નિષ્ફળતાનું મુખ્ય કારણ છે.

સંસારમાં સફળતા મેળવવા માટે પ્રત્યેક વ્યક્તિ પર સંદેહ કેળવવો જ પડે એવું પેલું નીતિવાક્ય–'સગા બાપ પર પણ વિશ્વાસ ન મૂકશો'– કહે છે. એમ કહીને સૂચવે છે કે **સંદેહ એ સંસારની સફળતાનું મૂળ છે. જ્યારે સાધનાના આ જીવનમાં તો શ્રદ્ધા વિના ડગલુંય મુકાય તેમ નથી. માથાવાઢ દુશ્મનનેય પ્રેમથી અપનાવવાની પૂરેપૂરી તૈયારી હોય તો જ અહીં વિજય છે, અન્યથા પરાજય સિવાય કાંઈ નથી.**

સંસારમાં ધન-સંપત્તિ વગેરે લૂંટાઈ ન જાય માટે પ્રત્યેક પળે સામા પર આક્રમણ કરવા તૈયાર રહેવું જ પડે છે, જ્યારે આ માર્ગે તો સદા અનાક્રમક જ રહેવું પડે છે. હાલતોચાલતો માણસ પણ કદાચ મારી જાય કે ગાળ દઈ જાય તોય પ્રસન્નતા જાળવી રાખતાં આવડે તો જ અહીં જીતી શકાય છે.

સંસારમાં વસ્તુઓ પરિમિત છે. તેને મેળવવા તેની પાછળ દોડનારાઓ અપરિમિત છે, અને તેથી જ સંસારમાં પ્રતિસ્પર્ધા અનિવાર્ય છે. આ પ્રતિસ્પર્ધામાં આગળ નીકળવું હોય તો સંસારીની આ ગણતરી હોય છે કે ચાલાકી કર્યા વિના ચાલે તેવું નથી. જેટલી ચાલાકી જોરદાર તેટલી સફળતા જોરદાર. આ સંસારમાં સફળ બનવા માટેની માન્યતા છે. જ્યારે સાધનાના માર્ગમાં આનાથી બિલકુલ ઊલટું છે. જ્ઞાનાદિ અનંતગુણો આપણી પાસે જ વિદ્યમાન છે અને એટલે જ તેમાં કોઈ પ્રતિસ્પર્ધા નથી. પ્રતિસ્પર્ધા જ નથી તેથી ચાલાકી કે કુટિલતા અહીં વિજય અપાવી શકે તેમ નથી. વિજેતા બનવા માટે આ ક્ષેત્રમાં સરળતા એ મોટામાં મોટી મૂડી છે.

સંદેહ કરવા ગયા તો જમાલિ ગોથું ખાઈ ગયા. આક્રમક બનવા ગયા તો ખંધકસૂરિ વિરાધક બની ગયા. ચાલાકી કરવા ગયા તો રોહગુપ્ત નિન્હવ થઈ ગયા. આની સામે તેનાથી વિપરીત દૃષ્ટાંતો જુઓ. અનાયાસે પણ સંભળાઈ ગયેલાં પરમાત્માનાં વચનો પર સંપૂર્ણ શ્રદ્ધા રાખી તો રોહિણીયો ચોર પણ તરી ગયો. અનાક્રમક જ રહ્યા તો ઝાંઝરિયા ઋષિ કૈવલ્યલક્ષ્મી વરી ગયા, અને સરળતા જ રાખી તો ગુરુણી શ્રી ચંદનબાળા કરતાંય સાધ્વીજી શ્રી મૃગાવતીશ્રીજી પહેલાં કેવળજ્ઞાન પામી ગયા.

## સફળતાનાં કારણો : શ્રદ્ધા–સરળતા

સંસારમાં કદાચ સંદેહ, આક્રમણ, ચાલાકી સફળતા અપાવતાં હશે; પરંતુ ધર્મના

ક્ષેત્રમાં તો શ્રદ્ધા, અનાક્રમકતા, સરળતા એ જ સફળતાનાં કારણો છે. ગુરુદેવે જવાબ આપ્યો.

આ સનાતન સત્યને આત્મસાત્ કર્યા વિના સફળતા મળવી જ મુશ્કેલ છે. **'તમેવ સચ્ચં નિ:શંકં'** એ જિનાજ્ઞાને આત્મસાત્ કરીએ, ઝૂકી જઈએ પૂર્ણ શ્રદ્ધાથી દેવ-ગુરુનાં ચરણે. પર તરફથી આવતાં આક્રમણો સામે આક્રાન્ત બનીએ, ભયંકર કુટિલતાનો જવાબ પણ સરળતા ઊભી રાખીને જ આપીએ, તો સાધનાના જીવનમાં સફળતા જરાય છેટે નથી. અને આ જીવનપદ્ધતિના સ્વીકાર વિના સફળતાની કોઈ શક્યતાય નથી.

ખેતરમાં ગમે તેટલો સારામાં સારો વરસાદ પડે, ખેડૂતે એ ખેતરમાં બિયારણ પણ સારામાં સારું નાખ્યું હોય તોય તેમાં પાક સારો ઊતરે જ એવો કોઈ નિયમ નહિ; કારણ કે સારા પાક માટે જે ધરતીમાં બીજ નાખવાનાં છે એ ધરતી નરમ હોવી જ જોઈએ. અને એટલા માટે તો વરસાદ આવતાં પહેલાં અને બીજ નાખતાં પહેલાં ખેડૂત આખા ખેતરને ખેડી નાખે છે, અને ખેતરની ધરતીને પોચી, નરમ બનાવી દે છે.

આ જ વાત સાધનાના જીવનમાં લાગુ પડે છે. આત્માને પહેલાં કૂણો, નરમ બનાવો પછી જ તમામ ધર્મારાધનાઓ સફળ બનશે. અનાદિકાળથી આ આત્મા કઠોર જ રહ્યો છે, કોમળતાને તેણે અપનાવી જ નથી. અને તેથી જ અનેક પ્રકારના શુભ યોગોને આરાધવા છતાં જોઈએ તેવું નક્કર પરિણામ તેના જીવનમાં આવ્યું નથી.

તમે પથ્થરને જોયો છે ? તપેલીમાં એક પથ્થરને મૂકો. પછી બીજા પથ્થરને તપેલીમાં મૂકવા જાઓ. પહેલેથી તપેલીમાં રહેલો પથ્થર બીજા પથ્થરને પોતાનામાં પ્રવેશવા નહિ દે. જ્યારે પથ્થરની જગ્યાએ એ તપેલીમાં થીજેલું ઘી મૂકો. અને પછી તેમાં પથ્થર મૂકો. થીજેલું ઘી પથ્થરને ધીમેધીમે પોતાનામાં પ્રવેશવા દેશે. થીજેલા ઘીની જગ્યાએ તમે તપેલીમાં તેલ ભરો અને પછી તેમાં પથ્થર મૂકો. ઘી કરતાં તેલ વધુ ઝડપથી પથ્થરને પોતાનામાં પ્રવેશવા દેશે. તેલની જગ્યાએ તપેલીમાં પાણી ભરો. તેલ કરતાંય પાણી વધુ ઝડપથી પથ્થરને પોતાનામાં સમાવી લેશે.

આ બતાવે છે કે **કઠોર ચીજ પોતાનામાં કઠોરને સમાવી શકતી નથી. કઠોરને સમાવવા માટે કોમળ બનવું અનિવાર્ય છે. તો જગતના જીવો ગમે તેવા કઠોર બને, તમારે તમારા આત્મામાં તેમને સમાવવા હોય, તેમની સાથેનો મૈત્રીભાવ જીવતો અને જાગતો રાખવો હોય તો તમારે કોમળ બન્યે જ છૂટકો છે !** હું કહું છું કે તમારી તાકાત હોય તો પાણી જેવા બની જાઓ. તેમાં પથ્થર મૂક્યો નથી અને નીચે પહોંચ્યો જ સમજો ! એય તાકાત ન હોય તો છેવટે તેલ જેવા, ઘી જેવા બની જાઓ. ભલે ધીમેધીમે પણ પથ્થરને સમાવી તો શકશો; પરંતુ પથ્થર જેવા તો ક્યારેય બનશો નહિ; કારણ કે એવા કઠોર જીવનમાં તમે બીજાને તમારામાં સમાવી નહિ શકો.

## પાણીની ધાર પથ્થર તોડે

આ દુનિયામાં ઘણા નિયમો એવા છે કે જે આપણી બુદ્ધિમાં જલદી બેસતા નથી. બાકી વાસ્તવિકતા તો એ છે કે કોમળ અને કઠોરની લડાઈમાં કોમળ જીતે છે અને કઠોર હારે છે. કોમળ ગણાતું પાણી કઠોર ગણાતા પર્વતને તોડી નાખે છે.

કબીરની પેલી કડી યાદ છે ?

**'રસરિ આવત જાત હૈ સીલ પર પડત નિશાન**
**કરત કરત અભ્યાસ કે જડમતિ હોત સુજાન.'**

કૂવાને કાંઠે પથ્થરની ગરેડી પર વારંવાર દોરડાં આવતાં-જતાં રહે તો કઠોર એવી પથ્થરની શિલા પણ સમય જતાં ઘસાઈ જાય છે. પાણીની ધાર પણ એક સરખી પથ્થર પર પડે તો પથ્થરને તોડી નાખે છે. બસ, એ જ રીતે શુભ પ્રવૃત્તિઓના સતત અભ્યાસથી કુસંસ્કારોથી વાસિત એવો આત્મા પણ ધીમેધીમે કૂણો બની જાય છે.

અહીં એક વાત ખાસ સમજી રાખજો કે પાણીનો ધોધ એક સાથે પથ્થર પર પડે તો પથ્થર નહિ ઘસાય; પરંતુ રોજેરોજ પાણીની ધાર પથ્થર પર પડશે તો જ પથ્થર ઘસાશે. બસ, એ જ રીતે સાધના ક્વચિત જ કરી લેવા માત્રથી અનાદિના કુસંસ્કારો નહિ ઘસાય. એ ઘસારો પાડવા માટે તો સાધનાનું સાતત્ય જોઈશે. ત્યારે તો સ્તવનમાં આવે છે ને કે, 'અવર અનાદિની ચાલ, નિત નિત તજીએ જી.' અનાદિની અવળી ચાલને રોજરોજ તોડતા જાઓ.

પર્યુષણમાં અઠ્ઠાઈ કરી લીધી. પછી બાકીના ૩૫૨ દિવસનાં ન તપ કરીએ કે ન ત્યાગ કરીએ તો આહારસંજ્ઞાનું જોર શી રીતે ઘટે ? એક સાથે દાનમાં લાખ રૂપિયા આપી દીધા પણ ત્યાર બાદ છતી શક્તિએ દાનના પ્રસંગો આવવા છતાં દાન ન જ કરીએ તો સંગ્રહવૃત્તિના કુસંસ્કારો શી રીતે તૂટે ? એક દિવસમાં આઠદસ સામાયિકો કરી લીધા બાદ પછી બીજા વરસ પર સામાયિક કરવાનું રાખીએ તો પાપક્રિયાના આનંદ શી રીતે ઓછા થાય ? એક સાથે પાંચ-સાત દિવસ સુધી રોજ દસદસ કલાક સ્વાધ્યાય કરીએ પરંતુ ત્યાર બાદ દિવસો સુધી હાથમાં સમ્યક્ જ્ઞાનનું પુસ્તક લેવાનું પણ ન રાખીએ તો અજ્ઞાનતાના પાપમાં કાપ શી રીતે પડે ?

## આરાધનાનું સાતત્ય રાખો

નદી એક દિવસ નહિ; પરંતુ ઘણા દિવસો સુધી વહે છે ત્યારે સાગરને મળી શકે છે એ જ રીતે સાધના એક દિવસ પૂરતી નહિ; પરંતુ ઘણા દિવસો સુધી ચાલુ રાખીએ ત્યારે સિદ્ધિ મળે છે.

સફળતા માટેની અનેક શરતોમાંની એક શરત એ છે કે સાધના રોજ કરતા જાઓ.

રોજની સાધના તમારે માટે સ્વભાવરૂપ બની જશે. **'सातत्यं धर्मलक्षणम्'** એ પંક્તિને યાદ રાખજો.

આપણી હાલત પેલા રેસના ઘોડા જેવી છે. શનિવાર આવે એટલે રેસનો ઘોડો તૈયાર ! બસ, એ જ રીતે પર્યુષણા વગેરે પર્વ દિવસો આવે એટલે આપણે તૈયાર ! એ વીત્યા પછી તેના કોઈ સંસ્કારો પણ પછીના દિવસોમાં જોવા ન મળે !

અલબત્ત, રોજ ધર્મારાધના ન કરી શકનારા આત્માઓ પર્વ દિવસોમાં ધર્મારાધના કરે એ સારું જ છે. એ બહાને પણ જીવનમાં આચારધર્મની પ્રતિષ્ઠા તો થાય જ છે ને? પરંતુ અહીં આ વાત એટલા માટે આપણે કરીએ છીએ કે ખરેખર નક્કર પરિણામ લાવવું હોય આરાધનાઓનું તો તેનું સાતત્ય જાળવતા જાઓ, વચ્ચે બ્રેક ન લગાવો.

સામાન્ય કાયદો એ છે કે શુભ કે અશુભ જે ક્રિયાઓનું સાતત્ય જીવનમાં હશે એ ક્રિયાઓનું બળ વધ્યા વિના નહિ રહે. ગમે તેવી નબળી સ્થિતિઓમાંય એ ક્રિયાના સંસ્કાર પોતાનો ભાવ ભજવ્યા વિના નહિ રહે.

## સોદો કરી લેજે

એક સટોડિયાની તબિયત બગડી. બે-ચાર દિવસ ચાલુ ઉપચારો કરતા છતાં તબિયત ન જ સુધરી. તાવ વધતો જ ગયો. સટોડિયાની પત્ની ડરી ગઈ. ફોન કરીને તાત્કાલિક ડૉક્ટરને બોલાવ્યા.

ડૉક્ટર આવ્યા. દર્દીની નાડ જોઈ. થર્મોમીટર કાઢી દર્દીના મોઢામાં મૂક્યું. એકાદ મિનિટ બાદ થર્મોમીટર બહાર કાઢી તાવ જોયો. સટોડિયાની પત્નીએ પૂછ્યું, 'કેમ ડૉક્ટર, તાવ કેટલો છે ?'

'૧૦૪ ડિગ્રી.' ડૉક્ટરે જવાબ આપ્યો.

'૧૦૫ થાય ત્યારે સોદો કરી લેજે', સટોડિયો તાવમાં ને તાવમાં બોલ્યો !

આ શું ? સંસ્કાર ! આખો દિવસ અને રાત ભાવતાલમાં ને ભાવતાલમાં જ જેનું મન રમતું હોય તેને કોઈ પણ પ્રકારના આંકડા સાંભળવા મળે કે તરત જ પોતાના ધંધાના એ સંસ્કારો યાદ આવ્યા વિના ન રહે !

મારે એમ કહેવું છે કે પાપક્રિયાઓના સંસ્કારોની આ તાકાત છે તો ધર્મક્રિયાઓના સંસ્કારોની શું કોઈ તાકાત જ નથી ? અરે ! એની તાકાતનું તો વર્ણન થાય તેમ નથી. માંદગી અને મોતની ભયંકર વેદનાઓ વચ્ચે અનેક આત્માઓને સમાધિ આપવાનાં કામ આ ધર્મક્રિયાઓના સાતત્યે જ કર્યાં છે. અને એટલે જ જ્ઞાનીઓ કહે છે કે ગમે તેવી પરિસ્થિતિમાં ધર્મક્રિયાઓને છોડી દેવાનો વિચાર સરખો પણ કરશો નહિ.

અરે ! પાપની ક્રિયાઓમાં પણ પાવરધા થવા માટે સાતત્ય જાળવ્યા વિના ક્યાં ચાલે છે ? પહેલવહેલી વાર બીડી પીનારાને પૂછજો કે એ વખતનો તારો અનુભવ કેવો ?

તો તરત જ કહેશે, 'ભાઈ ! પૂછશો જ નહિ. ફૂંક મારી ત્યાં તો ભારે બેચેની થવા લાગી. એ વખતે તો એમેય થઈ ગયું કે લોકો આની પાછળ શરીર અને પૈસા બંને ક્યાં બરબાદ કરતા હશે ? પણ પછી ધીમેધીમે રોજ બીડી પીતાંપીતાં હવે બરાબર જામી ગઈ છે !'

સાઈકલ ચલાવનારને પૂછો, 'પૅડલ મારતાંવેંત સાઈકલ ચાલવા માંડી હતી ?' તો એય કહેશે કે, 'ભાઈ ! ઓછામાં ઓછો પંદર વાર સાઈકલ ચલાવતાં પડ્યો હોઈશ ત્યારે તો સાઈકલ ચલાવતાં આવડી. પહેલે ધડાકે તે કાંઈ આવડી જતું હશે ?'

સર્વત્ર આ કાયદો છે. જે સંસ્કારને તમારે આત્મસાત્ કરવા હોય તે સંસ્કારને અનુરૂપ ક્રિયાઓનું વારંવારનું સાતત્ય એ જ તેનો એક માત્ર ઉપાય છે.

આના પરથી બીજી એક વાત ફલિત થાય છે કે જે ક્રિયાઓનું વારંવારનું સાતત્ય નહિ હોય એ ક્રિયાઓના સંસ્કાર આત્મામાં જોરદાર પડશે નહિ.

પાપક્રિયાઓના કુસંસ્કારો તમારે તોડવા છે ? તો આ રહ્યો તેનો સચોટ ઉપાય. તેનું સાતત્ય તોડી નાખો. જેવું સાતત્ય તૂટશે એવી તેની તાકાત તૂટશે.

સાધનામાં મસ્ત રહેનારા મહાત્માઓના અને ધર્મક્રિયાઓના વારંવારના સેવનથી પોતાના આત્મામાં ધર્મ પરિણતિને મજબૂત બનાવી ચૂકેલા સદ્‌ગૃહસ્થોને કષાયો કરવા મુશ્કેલ બની જાય છે. અરે ! એટલું જ નહિ, અન્યને કષાયો કરતા જોઈને તેમને આશ્ચર્ય થઈ જાય છે કે આ લોકો આટલા ગુસ્સે શી રીતે થઈ શકતા હશે ? આવી ઉપશમ ભાવથી યુક્ત ચિત્તવૃત્તિ જે માનસિક શાન્તિ અર્પે છે એ શાન્તિ કરોડો રૂપિયાના ખર્ચે પણ ખરીદી શકાતી નથી.

પણ આવી શાન્તિ પ્રાપ્ત થાય છે શી રીતે ? ધર્મક્રિયાઓના સાતત્યને જાળવવાથી અને પાપક્રિયાઓના સાતત્યને તોડી નાખવાથી.

ગંગાનું મૂળ ઉદ્‌ગમસ્થાન હિમાલય ! જ્યાંથી ગંગા શરૂ થાય છે તે સ્થાનને ગંગોત્રી કહેવાય છે. આ ગંગોત્રી પાસે ગંગા કેટલી બધી નાની હોય છે; પરંતુ આ જ ગંગા જ્યારે હરદ્વાર પાસે આવે છે ત્યારે ઘણી મોટી થઈ જાય છે ! ત્યાંથી પહોંચે છે એ પ્રયાગ પાસે ! અને ત્યાંથી પણ પસાર થતાંથતાં ગંગા આવે છે બનારસ પાસે ! જ્યાં ગંગા પ્રચંડ બનીને વહેતી હોય છે. ગંગોત્રી પાસે ગંગામાં કોઈ ફેરફાર કરવો હોય તો તે ખૂબ સરળ બને છે, હરદ્વાર પાસે ગંગામાં ફેરફાર કરવો કઠિન બને છે, પ્રયાગ પાસે ફેરફાર અતિ વિકટ બને છે. જ્યારે બનારસ પાસે ફેરફાર કરવો પ્રાયઃ અસંભવિત બની જાય છે.

બનારસની ગંગાનો આ પડકાર છે કે લાખ પ્રયત્નો કરો, મારા અસ્તિત્વને નામશેષ કરવાની તમારી પાસે કોઈ જ તાકાત નથી !

## પાપનો પ્રવેશ જ અટકાવો

કેટલી મજેની વાત છે ! જેવું ગંગા માટે એવું જ આપણા જીવનમાં પ્રવેશી જતાં

પાપો માટે ! જાણતાં કે અજાણતાં પ્રથમ વાર જ જ્યારે જીવનમાં પાપ પ્રવેશે છે, ત્યારે તે કેટલું બધું નાનું હોય છે ? તમે ધારો તેવો ફેરફાર ત્યાં કરી શકો ! એ પાપ ત્યાંથી આગળ જતું અટકાવવું જ હોય, તો તમે ખૂબ જ ઓછી મહેનતે તે બાબતમાં સફળ થઈ શકો છો; પરંતુ ત્યાંથી તમે તેને જરાક આગળ વધવા દો, મન સાથે એવું સમાધાન કરી લો કે કાંઈ નહિ, આપણે ધારીશું ત્યારે પાપને તિલાંજલિ આપી શકીશું. તો તમે ભારે ભ્રમણામાં છો. એકદમ ઉદ્ગમસ્થાનથી આગળ વધી ગયેલા એ પાપથી મુક્ત થવા તમારે વધુ મહેનત કરવી પડશે, એ માટે મનને વધુ મારવું પડશે.

અહીંથીય પાપને આગળ જવા દીધું, એમ માન્યું કે પાપીઓ પણ ક્યાં નથી તર્યાં ? આપણે પછી આલોચના કરી લઈશું ? હમણાં તો જેમ ચાલે છે તેમ ચાલવા દો. જો આવી ઝેરી વિચારણા અપનાવી, તો સમજી રાખજો કે પાપનાં મૂળિયાં અંતરમાં વધુ ને વધુ મજબૂત થતાં જવાનાં. પછી તેમાં ફેરફાર કરવામાં નવનેજે પાણી ઊતરશે.

આથી પણ તમે આગળ વધ્યા કે હું એકલો જ થોડો પાપ કરું છું ? ઘણા માણસો પાપ કરે છે. શું બધા જ દુર્ગતિમાં જવાના ? બધાનો મોક્ષ શું અટકી જવાનો ? આવી કાતિલ વિચારણાનો ભોગ થઈ બેઠા, તો નિશ્ચિત સમજી રાખજો કે આત્મકલ્યાણ–આત્મશુદ્ધિ દુર્લભ છે.

**જે વિચારણામાં પાપ પ્રત્યે કૂણી લાગણી છે, તિરસ્કારનો કોઈ ભાવ નથી એ કષાય અનંતાનુબંધીના ઘરનો છે, અનંત સંસારની સાથે આત્માને જે જોડી આપે એ પાપવિચારણા કેટલી ખરાબ ? આનો શાંત ચિત્તે વિચાર કરજો.**

સાધનાના માર્ગે અચ્છાઅચ્છા સાધકોના ભાવપ્રાણ હરી લેવાનું કામ મનના આવા દુષ્ટ સમાધાને કર્યું છે. પ્રમાદસ્થાનો સાથે મનનું સમાધાન કરવાનું હોય કે પછી બળવો જગાવવાનો હોય ? મામૂલી ગણાતા પ્રમાદ સાથે પણ સમાધાન કરનારા હારી ગયા છે અને ભયંકર પ્રમાદોના સેવન પછી તેની સામે લાલ આંખ કરનારાઓ સાધનાના જીવનમાં સંપૂર્ણ સફળતાને પામી ગયા છે.

ખબર છે તમને ? પગથિયું ચૂકનાર આખી સીડી ચૂકી જાય છે ! અતિ અલ્પ પણ પ્રમાદ મનને સ્વીકાર્ય બની ગયો તો સમજી રાખજો કે આ એક પ્રમાદ જીવનમાં અનેક પ્રમાદોને લાવ્યા વિના નહિ રહે.

આ બાબતમાં એક વાત સતત ધ્યાનમાં રાખવા જેવી છે કે કોઈ પણ પ્રમાદના સેવન પછી શરૂઆતમાં મન ખૂબ જ સંવેદનશીલ હોય છે, ત્યારે એ ખચકાટ અનુભવતું હોય છે. એ સંવેદનશીલતાનો અને ખચકાટનો લાભ ઉઠાવીને તમે એ પ્રમાદથી પાછા હટી જશો, તો જીતી જશો અને એ ખચકાટની ઉપેક્ષા કરી તો નિશ્ચિત સમજી રાખજો કે એક નહિ, અનેક પ્રમાદો તમારા જીવનની ચારે બાજુ પોતાનો પંજો ફેલાવીને જ રહેશે.

શાસ્ત્રોના પાનેપાને નોંધાયેલાં દૃષ્ટાંતો પણ આપણને એક જ વાત કહે છે કે '**પ્રમાદો હિ મૃત્યુઃ**' પ્રમાદ એ જ મોત છે !

* મહામુનિ કંડરિક રસનાની ગુલામી પ્રત્યે બેપરવા બન્યા, તો ૧૦૦૦ વરસનું સંયમ ગુમાવી બેઠા. * કમલપ્રભાચાર્ય વાણીનો ઉપયોગ કરવામાં જિનશાસનની મર્યાદા ભૂલી ગયા તો અનંત સંસાર વધારી બેઠા. * રુક્મિ સાધ્વી ગૃહસ્થપણામાં સેવેલા દૃષ્ટિદોષના પાપની શુદ્ધિ ન કરી શક્યાં, એટલું જ નહિ, ઊલટા સામાના બ્રહ્મચર્યની પરીક્ષાનું બહાનું કાઢી બચાવમાં પડ્યાં, તો સ્ત્રી અવતારના એક લાખ ભવ વધારી બેઠાં ! * જમાલિ સર્વજ્ઞના ત્રિકાળાબાધિત વચન કરતાં જાતના ભ્રામક અનુભવને પ્રાધાન્ય આપવા ગયા, તો જિનશાસનની બહાર ફેંકાઈ ગયા. * લબ્ધિધર કૂલવાલક મુનિ ઉપકારી ગુરુદેવના હિતકારી વચનને માન્ય ન કરી શક્યા, તો ગુરુદ્રોહી બન્યા અને અંતે સંયમથી ભ્રષ્ટ થયા. * મરિચી શિષ્યના લોભમાં ઉત્સૂત્ર ભાષણ કરી બેઠા, તો એક કોડાકોડી સાગરોપમનો સંસાર વધારી ગયા * શ્રેણિક મહારાજા હરણીનો શિકાર કર્યા પછી પસ્તાવો કરવાને બદલે શિકારની હોશિયારીની અનુમોદના કરવા ગયા તો, નરકગતિનું આયુષ્ય બાંધી બેઠા. *ઘાણીમાં પિલાઈ રહેલા શ્રી ખંધકસૂરિ સંયમજીવનના સારભૂત ઉપશમભાવને ભૂલ્યા, તો મહામૂલો ભવનિસ્તાર ચૂકી બેઠા *ભાઈને ખમાવવા ગયેલા મરુભૂતિ અંતિમ સમયે દુર્ધ્યાનમાં ચડ્યા તો હાથણીના પેટમાં ફેંકાઈ ગયા.

અચ્છાઅચ્છા સાધકો આ ગણિતમાં ગોથાં ખાઈ ગયા છે. માટે જ કહેવાનું મન થઈ જાય છે કે ચોવીસ કલાકની પ્રત્યેક મિનિટ અને પ્રત્યેક મિનટની પ્રત્યેક સેકંડ પર ચોકી મૂકી દો ! કારણ કે પ્રમાદની એકાદ સેકંડ પણ ક્રોડ પૂર્વના સંયમજીવનની હોનારત સર્જી દેવાની કાતિલ તાકાત ધરાવે છે. પેલા દીવાસળીના નાના ટોપકામાં ગામોનાં ગામો તારાજ કરી દેવાની તાકાત નથી પડી ? બસ, એ ન્યાય અહીં લાગુ પડે છે !

ચાલો, સૌ પ્રથમ તો પાપના વિચારને ઊગવા જ ન દઈએ. એ ઊગી જાય તો મનની ધરતીમાં તેને સ્થિર થવા ન દઈએ, કદાચ એ સ્થિર થઈ જાય, તોય તે મજબૂત ન બની જાય, એ માટે એને કોઈ પણ જાતનો ખોરાક ન પહોંચાડીએ. બસ, જો આટલું કરતાં આપણને આવડશે તો અનંતજ્ઞાનીઓ આપણને ખાતરી સાથે કહે છે કે તમારી સામે એ પાપોને હાર્યે જ છૂટકો છે.

આ માત્ર વાતો જ નથી; પરંતુ વાસ્તવિકતા છે. ચંડકૌશિક, ગોશાલક, અર્જુનમાળી, દૃઢ પ્રહારી આદિની પાસે આ પાપોએ પોતાની હાર સ્વીકારી છે, તો આપણી પાસે પણ તેને હાર સ્વીકાર્યે જ છૂટકો છે. માટે હતાશ ન થશો. આવી તકેદારી રાખશો તો વિજયની વરમાળા ગળામાં આરોપાઈને જ રહેશે !

# આગ સામે રમત ન રમો

ભૂલશો નહિ એક વાત કે નાનીનાની ક્ષતિઓની, પાપપ્રવૃત્તિઓની ઉપેક્ષા કરનારો માણસ આગની સાથે ખેલી રહ્યો છે. એ આગ તેના આત્મગુણોને બાળીને જ રહેશે !

પૂછો આત્માને, આખા દિવસ દરમ્યાન થતી અઢળક પાપપ્રવૃત્તિઓમાંથી કઈ પાપપ્રવૃત્તિ ખટકે છે ? પહેલા નંબરમાં તો સાધુ થવાને બદલે સંસારમાં રહી ગયા છો એ પાપ ખટકે છે ? સંસારમાં રહ્યા પછી ધન વગેરેના પાપે સજ્જનતાને પણ નેવે મૂકી દેવા સુધી પહોંચી ગયા છો એ પાપ ખટકે છે ? ચાનો કપ મોઢે માંડતાં યાદ આવે ખરું કે અસંખ્ય નિર્દોષ સ્થાવર જીવોની કતલ થયા પછી ઊભો થયેલો આ ચાનો કપ છે ? ના, ક્યાંય આ પાપપ્રવૃત્તિઓના ખટકા નથી ! એમ ને એમ જીવન પસાર થઈ રહ્યું છે ! જે પાપો પ્રત્યે પશ્ચાત્તાપનો ભાવ નથી એ પાપો કેટલાં ગોઝારાં બની શકે છે એનો તમને કોઈ અંદાજ નથી.

દેરાસરમાં બિરાજમાન પરમાત્માની અને ઉપાશ્રયમાં બિરાજમાન સાધુ ભગવંતની વાત દેરાસર અને ઉપાશ્રયને છોડીને તમે બીજે ક્યાં કરો ?

સભા : ક્યાંય નહિ !

તો પછી પરમાત્માની પૂજા કે જિનવાણીનું શ્રવણ તમને ઉપકારક શી રીતે બની શકે ?

સરોવરે પાણી પીવા તો વાઘ, સિંહ, ગાય, ભેંસ વગેરે પણ આવે; પરંતુ એ તમામ જાનવરોનો સરોવર સાથેનો સંબંધ કેવો ? કહો કે કામચલાઉ ! પાણી પી લીધું એટલે સરોવરને છોડીને આ બધાં જાનવરો પોતપોતાનાં સ્થાને રવાના ! પરંતુ માછલીનો આ સરોવર સાથેનો સંબંધ કેવો ? તો કહો કે માછલી જન્મે, જીવે અને મરે ત્યાં સુધી સરોવરથી અલગ ન થાય. માછલીના પાણી સાથેના આવા તાદાત્મ્ય ભાવના સંબંધને જોઈને તો શ્રી શાન્તિનાથ ભગવાનના સ્તવનમાં કવિએ ગાયું ને કે 'મેરો મન તુમ સાથે લીનો, મીન વસે જ્યું જલમેં.' 'હે ભગવંત ! માછલીનો પાણી સાથે જેવો સંબંધ છે એવો સંબંધ મારો તારી સાથે છે. માછલી જેમ પાણી વિના જીવી શકતી નથી, તેમ હું પણ તારા વિના જીવી શકું તેમ નથી.'

પાણીની બહાર પડેલી તરફડિયાં મારતી માછલીને તમે હીરા, માણેક, મોતી ગમે તે આપો. તેને એમાંના એકેય પદાર્થ સાથે નિસ્બત નથી. તેને તો માત્ર પાણી જ જોઈએ એ જ રીતે સમ્યક્દૃષ્ટિ આત્માને આ સંસારની ગમે તેટલી આકર્ષક સામગ્રીઓ આપો ને ! તેનું મન તેમાં ન હોય. તેને તો માત્ર વીતરાગમાં અને વીતરાગના શાસનમાં જ રસ હોય !

## શેના વિના ન ચાલે ?

હું તમને પૂછું છું, સાચું બોલો, રૂપિયા વિના ન ચાલે કે ભગવાન વિના ?

સભા : રૂપિયા વિના !

તમને ખબર છે ? આ દુનિયામાં રૂપિયા એ તો તમામ સાધનોનું પણ સાધન છે. તમે એ રૂપિયાને સાધ્ય બનાવીને બેઠા છો. જ્યારથી આવી કનિષ્ઠ મનોવૃત્તિના ભોગ તમે બની બેઠા છો ત્યારથી જીવનમાં હોળીઓ સળગી છે.

અરે ! કરુણતા તો એ ઊભી થઈ છે કે આ જગતમાં અંતિમ સાધ્ય વીતરાગતા ! એને બદલે તમે રૂપિયાને સાધ્ય બનાવીને બેઠા અને એ રૂપિયા મેળવવા માટે વીતરાગને પણ સાધન બનાવતાં તમે ખચકાયા નહિ ! હવે તમે ફરિયાદ કરો કે પરમાત્માની ભક્તિ જીવન પરિવર્તન કેમ કરી દેતી નથી ? જીવન પરિવર્તન જોઈએ છે કોને ? જેના મનમાં આ વાત બેઠી હોય કે 'આ સંસારમાં ભગવાન વિના હજી ચાલે પણ રૂપિયા વિના ન જ ચાલે !' આવો માણસ લાખો રૂપિયાનો માલિક થાય તોય એ હકીકતમાં તો રૂપિયાનો ગુલામ જ કહેવાય; કારણ કે રૂપિયાની વધઘટ સાથે જ તેના મનમાં રાગ-દ્વેષની વધઘટ થતી હોય છે !

માલિકીનો દાવો રાખવો એ જુદી વાત છે અને વાસ્તવિકતામાં વસ્તુના માલિક હોવું એ જુદી વાત છે. વસ્તુનો સાચો માલિક તો એ કે ધારે ત્યારે પોતાની મરજી મુજબ એ વસ્તુને છોડી શકે ! બૅન્કનો કૅશિયર આખા દિવસમાં લાખો રૂપિયા ગણે છતાં એ રૂપિયામાં તેના પોતાના કેટલા ? એકેય નહિ. આજે મોટે ભાગે તમારી સ્થિતિ બૅન્કના કૅશિયર જેવી થઈ ગઈ છે. કહેવાય તમારા રૂપિયા છતાં મરજી પડે તે રીતે અને મરજી પડે ત્યારે તમે એ રૂપિયા વાપરી શકો તેવી આજે તમારી સ્થિતિ નથી. અરે ! માત્ર રૂપિયાની બાબતમાં જ આ વાત લાગુ પડે છે તેમ નથી. જીવનનાં મોટા ભાગનાં ક્ષેત્રોમાં આ પરિસ્થિતિ સર્જાઈ છે.

## મૂકી દો રોટલી

બે વરસ પહેલાં મુંબઈના ચાતુર્માસમાં વાલકેશ્વર બાજુ એક ફ્લૅટમાં ગોચરી વહોરવા અમારા એક સાધુ ભગવંત ગયા. એક ઘરમાં 'ધર્મલાભ' કહીને મહાત્મા પ્રવેશ્યા.

'લાભ દો', એવો અવાજ સંભળાયો.

રસોઈયો રોટલી વણી રહ્યો હતો. શેઠાણીએ વહોરાવવા માટે એક સાથે ચાર-છ રોટલી હાથમાં ઉપાડી. સાધુ ભગવંત એટલી રોટલી વહોરવાની હા-ના કરે ત્યાં તો રસોઈયાએ બૂમ પાડી, 'બે રોટલી સિવાયની બાકીની રોટલી પાછી મૂકી દો ! ખબર છે તમને કે રોટલી શી રીતે થાય છે ? તમારે તો ઠીક કે લાવો વહોરાવી દઉં ! પણ આ

જાય છે.’

રોટલી વણતાંવણતાં મારો હાથ દુઃખી જાય છે.’ સાંભળીને ખરેખર આ શેઠાણીએ બે સિવાયની બાકીની
રસોઇયાની આ બૂમ સાંભળીને મહારાજસાહેબને બે રોટલી વહોરાવી દીધી.
રોટલીઓ મૂકી દીધી. મહારાજસાહેબને ફ્લૅટમા રહેતા શ્રીમંતોની આ ન કલ્પી શકાય તેવી
૨૦-૨૦ લાખની કિંમતના ફ્લૅટમા પગારદાર માણસ અને છતાં એ આ શેઠાણીને રમાડી
ગરીબી છે. રસોઇયો પોતાનો પગારદાર માણસ કે શેઠાણીનાં હાડકાં હરામનાં થઈ ગયેલાં !
જાય ! આનું કાંઈ કારણ ? કારણ એ જ કે શેઠાણીનાં હાડકાં હરામનાં થઈ ગયેલાં !
બાવડામાં જોર મળે નહિ ! નહિતર આવા સુપાત્રે દાન કરતાં અટકાવનાર રસોઇયાને
કહી ન દે કે ‘ભાઈ ! ઊભો થઈ જા. રોટલી વણવાની જ નહિ, આખા ઘરની સઘળી
રસોઈ કરવાની મારી તાકાત છે ! ઘરે પધારેલા સાધુભગવંતને કેટલી રોટલી વહોરાવવી
એનો નિર્ણય તું કરે ? સાધુભગવંતને માટે તું આમ કહેતો હોય તો પછી કોઈ સાધર્મિકને
તો તું જમાડે જ શાનો ? આ ઘરમાં નોકરી કરવી હોય તો અમારી મરજી મુજબ તારે
રહેવું પશે. તારી મરજી મુજબ અમારે રહેવાનું નથી !’ પણ આવી સ્પષ્ટ વાત શેઠાણી
કહી ન શક્યાં એનું કારણ હતું કે શેઠાણી રસોઈનું કામ કરવા તૈયાર નહોતાં !

## શ્રીમંતોની ગરીબાઈ

મોટે ભાગે પ્રત્યેક ક્ષેત્રમાં જરૂરિયાતો વધારીને શ્રીમંતોએ જાણી જોઈને લાચારી ઊભી કરી દીધી છે. લાઇટ જાય તો અકળામણ, પાણીના નળ બંધ થઈ જાય તો અકળામણ, ત્રણ દિવસ ધોબી ન આવે તો મૂંઝવણ, શાકભાજી મળતાં બંધ થઈ જાય તો ત્રાસ, ચંપલ ચોરાઈ જાય તો અકળામણ, ઝાડુવાળો ગેરહાજર રહે તો મૂંઝવણ, રસોઇયો ન આવે તો વ્યથા, ઘાટી ન આવે તો મુશ્કેલી, થાળીમાં ચટણી ન આવે તો ‘મૂડ’ ગાયબ, નોકર સલામ ન ભરે તો અકળામણ, અચાનક પંખો બંધ થઈ જાય તો મગજ ગરમ, કપડાંની વ્યવસ્થિત ઇસ્ત્રી ન થઈ હોય તો વ્યથા !

**ગરીબ માણસના જીવનમાં જે ગરીબી હોતી નથી તેવી અનેક પ્રકારની ગરીબીઓ શ્રીમંતોના જીવનમાં ડગલે ને પગલે જોવા મળે છે. પેલી ગરીબી તો રૂપિયાની અલ્પતાથી ઊભી થયેલી હોય છે અને એટલે એ ગરીબી ટાળવી તો સહેલી હોય છે; પરંતુ શ્રીમંતોના જીવનની ગરીબી મનની નિઃસત્ત્વતાથી ઊભી થયેલી હોય છે અને એટલે જ તેને ટાળવી બહુ કઠિન છે.**

વાસ્તવિકતા આ છે માટે જ તો ગરીબાઈ અને શ્રીમંતાઈ અંગેની તમારી વ્યાખ્યા આધ્યાત્મિક જગતમાં કામ લાગતી નથી. તમારી ગરીબીની અને શ્રીમંતાઈની વ્યાખ્યામાં કેન્દ્રસ્થાને ‘રૂપિયા’ છે જ્યારે આધ્યાત્મિક જગતની ગરીબી અને શ્રીમંતાઈની વ્યાખ્યામાં કેન્દ્રસ્થાને ‘મનની સાત્ત્વિકતા’ છે.

તમારા જગતમાં મમ્મણ શ્રીમંત હતો અને પુણિયો શ્રાવક ગરીબ હતો, જ્યારે

આધ્યાત્મિક જગતમાં મમ્મણ ગરીબ હતો અને પુણિયો શ્રીમંત હતો.

ગુલામીની વ્યાખ્યા શી ? જાણો છો ?

જેને જેના વિના ન ચાલે તે તેનો ગુલામ !

કેટલાક માણસો રુઆબભેર વાત કરે છે, 'ભાઈ ! આપણે ન જમીએ એ ચાલે પણ જમવા બેઠા પછી થાળીમાં મિષ્ટાન્ન તો જોઈએ જ !', 'ફર્સ્ટ કલાસની ટિકિટ ન મળે તો આપણે મુસાફરી કરતા જ નથી !', 'મોટર વિના આપણે ક્યારેય બહાર નીકળતા જ નથી !', 'પ્રતિક્રમણ કરવા આપણે હવાવાળી જગ્યા સિવાય ક્યાંય બેસતા જ નથી.', 'ધંધામાં દસ-વીસ હજાર જેટલો મામૂલી સોદો આપણે ક્યારેય કરતા જ નથી.' આવી માન્યતાવાળાઓને એટલી ખબર નથી કે તમારી આ બધી રજૂઆતો તમારી શ્રીમંતાઈની નહિ પરંતુ મનની દરિદ્રતાની સૂચક છે.

તમને જેના વિના નથી ચાલતું એવી ચીજો તમારી પાસે નહિ હોય ત્યારે તમે અકળાયા વિના નહિ રહેવાના. તમે તે વખતે મગજ પરનો કાબૂ ગુમાવી બેસવાના. તે વખતે સારાસારનો વિવેક તમે ભૂલી જવાના. અરે ! ક્યારેક તો જીવનથી અકળાઈને જીવન સમાપ્ત કરી બેસવાના !

## હું શા માટે ટૅક્સીમાં જાઉં ?

થોડાં વરસો પહેલાં બની ગયેલો આ સાચો પ્રસંગ છે, પાંચ માણસનું કુટુંબ. ઘરમાં પાંચ મોટર ! કુટુંબનો દરેક માણસ બહાર નીકળે ત્યારે પોતપોતાની મોટર જ વાપરે !

એક દિવસ બહારગામથી એક યુવક મહેમાન થઈને આવ્યો. ધંધા માટે તેને પાંચ-દસ જગ્યાએ જવું હતું. દરેક જગ્યાએ ટૅક્સી મળે કે ન મળે, એ ગણતરીએ યજમાનને ત્યાંથી જ સૌથી નાના ભાઈની મોટર લઈને તે બહાર નીકળી ગયો.

નાના ભાઈને આ બાબતની ખબર નહિ. બહાર જવાનો પ્રસંગ આવતાં તેણે પોતાની મોટર ગૅરેજમાંથી બહાર કાઢવાનો ડ્રાઈવરને ઑર્ડર કર્યો. ડ્રાઈવરે કહ્યું, 'મોટા ભાઈના કહેવાથી પેલા મહેમાન આપની ગાડી લઈને બહાર નીકળી ગયા છે.'

આ સાંભળતાં જ નાનો ભાઈ ધૂંધવાતો ધૂંધવાતો મોટા ભાઈ પાસે આવ્યો. 'મોટા ભાઈ ! મારી મોટર તમે પેલા મહેમાનને ફરવા માટે કાઢી આપી તો હું હવે બહાર શેમાં જાઉં ?'

'ટૅક્સીમાં જા !' મોટા ભાઈએ જવાબ આપ્યો.

મોટા ભાઈની સામે નાનો ભાઈ બોલી તો ન શક્યો; પરંતુ આ જવાબથી તેને આઘાત એટલો બધો લાગ્યો કે ગાડીના પાટા નીચે જઈને તેણે પોતાનું જીવન ટૂંકાવી દીધું.

પ્રસંગ સાવ મામૂલી; પરંતુ પરિણામ કેટલું બધું ખરાબ ? આના મૂળમાં શું ? આ જ કે હું મૌટર વિના બહાર મુસાફરી ન જ કરું !

## જરૂરિયાતો ઘટાડો

યાદ રાખજો. જરૂરિયાતો જેટલી વધારશો તેટલી અશાંતિ વધશે. વર્તમાનમાં મોટા ભાગના જીવો દુઃખી છે એનું કારણ એ નથી કે તેની પાસે જરૂરી ચીજવસ્તુઓ નથી. એનું કારણ તો એ છે કે તેમણે મનથી જરૂરિયાતો બેમર્યાદ બનાવી દીધી છે.

એટલે તો શાસ્ત્રકારો કહે છે : 'સાધુ સદા સુખિયા રહ્યા, દુખિયા નહિ લવલેશ.' સાધુ સદા સુખી. ઓછામાં ઓછી જરૂરિયાતે તે પોતાનું જીવન પસાર કરે ! આવશ્યકતા પર જ તે અટક્યો હોય. ઈચ્છાઓ પોતાનું આધિપત્ય તેના પર જમાવી શકે નહિ અને એટલે જ તેના ચિત્તની શાન્તિને ખંડિત કરવાની બાહ્ય સંયોગોની કોઈ તાકાત નહિ.

અનુભવવી છે આવી શાન્તિ ? તો જરૂરિયાતો ઘટાડો અને સાચા અર્થમાં વસ્તુના માલિક બની જાઓ. સામગ્રીઓ તમને રમાડી ન જાય તેનો ખૂબ ખ્યાલ રાખો. બજારમાં જઈને તમે બનાવેલા રૂપિયા તમને ન બનાવી જાય એની કાળજી રાખો. અવસર આવ્યે વસ્તુઓના ત્યાગ દ્વારા તમે સુકૃતોના થોકના થોક અર્જિત કરતા જાઓ !

જેટલા પ્રમાણમાં વસ્તુઓ પ્રત્યેની, વ્યક્તિઓ પ્રત્યેની પકડ ઓછી હશે તેટલા પ્રમાણમાં તમે શાન્તિનો અનુભવ વધારે કરી શકશો. અને એ નહિ હોય તો મોત વખતેય શાન્તિ અનુભવી નહિ શકો !

## તો પછી દુકાને કોણ છે ?

મરવા પડેલા ૭૦ વરસના એક ડોસાએ પોતાની આંખ ખોલીને પત્નીને પૂછ્યું, 'સૌથી મોટો છોકરો ક્યાં છે ?'

'તમારા મસ્તક પાસે બેઠો છે.'

'નાનો છોકરો ક્યાં છે ?'

'એ તમારા પગ દાબે છે.'

'વચલો છોકરો ક્યાં છે ?'

'દવા લેવા માટે દવાખાને ગયો છે.'

'ત્રણેય છોકરાઓ અહીં ટળ્યા છે તો પછી દુકાને કોણ છે ?' મરણશય્યા પર પડેલો આ ડોસો ગર્જ્યો !

આ શું ? ધન પ્રત્યેની કાતિલ લાલસા ! આવી લાલસા જીવન તો બગાડે છે; પરંતુ મોતને પણ કડવું ઝેર જેવું બનાવી દે છે !

## ધન : સાધન કે સાધ્ય ?

આપણી મૂળ વાત એ હતી કે રૂપિયા જ્યારથી જીવનમાં સાધ્ય તરીકે ગોઠવાયા છે ત્યારથી આખું જીવન અશાન્તિમય, ક્લેશમય બની ગયું છે !

જિવાય શી રીતે ?

સભા : રૂપિયા વિના સંસારમાં જિવાય શી રીતે ?

ઉત્તર : હું તમને પૂછું છું, તમારા ઘરમાં કચરો કાઢવા માટેનું ઝાડુ છે કે નહિ ? તમારા ઘરમાં હજી રેડિયા વિના કે સૉફાસેટ વિના ચાલશે પણ ઝાડુ વિના એક દિવસ નહિ ચાલે. રોજેરોજ કચરો કાઢવા તેની જરૂર તો પડે જ ! છતાં આવા અતિ જરૂરિયાતવાળા ઝાડુનું તમારા ઘરમાં સ્થાન ક્યાં ? બારણાની પાછળ કે શો-કેસમાં ? ના, તમે સમજો છો કે ઝાડુ ગમે તેટલું ઉપયોગી હોવા છતાં તેને બારણાથી આગળ આવવા દેવાય જ નહિ, તો મારું તમને એ જ કહેવું છે કે સંસાર ચલાવવા માટે રૂપિયા ગમે તેટલા જરૂરી હોય તોય તેને જીવનમાં 'સાધ્ય'ના સ્થાને તો હરગિજ ગોઠવાય નહિ !

**માણસાઈ પહેલી કે રૂપિયા પહેલાં ?**
**મૈત્રી પહેલી કે રૂપિયા પહેલાં ?**
**દિલના સંબંધો પહેલાં કે રૂપિયા પહેલાં ?**
**પરોપકાર પહેલો કે રૂપિયા પહેલાં ?**
**સરળતા પહેલી કે રૂપિયા પહેલાં ?**

રૂપિયા મેળવવા એ જુદી વાત છે અને રૂપિયા જ મેળવવા એ જુદી વાત છે. તમારી દુનિયા આજે રૂપિયા જ મેળવવા પર ચાલી રહી છે. એને ખાતર માણસાઈને નેવે મૂકવી પડે તો મૂકી દો, મૈત્રીના ફુરચેફુરચા ઊડી જાય તોય ચિંતા ન કરો, દિલના સંબંધો તૂટી જાય તોય પરવા ન કરો, પરોપકાર કરવા જેવો જ હોય તોય એને લાત મારી દો, સરળતાને ગિરવે મૂકી દેવી પડે તો મૂકી દો ! આ આજની દુનિયાનાં ગણિત છે.

આખા દિવસમાં પાંચ મિનિટ તો તમારા આત્મા માટે કાઢો ! પૂછો એને કે સુખની સામગ્રીઓના આ ઢેરના ઢેર તારી આસપાસ ખડકયા છે. તને શાન્તિ છે ? ના. આટલોય સમય તમે ક્યાં ફાજલ પાડી શકો તેમ છો ?

શાસ્ત્રકારો કહે છે કે એક ક્ષણ પણ તમારા આત્માને ભૂલશો નહિ. આજના ધનમજૂર અને સુખલંપટ માણસોનાં જીવન કહે છે કે આખા દિવસમાં એક ક્ષણ પણ આત્મા યાદ આવતો નથી. આવું દુઃખદ જીવન પરલોક તો બગાડશે ત્યારે બગાડશે પણ આ લોકમાંય શાન્તિથી જીવવા નહિ દે.

કેટલું ક્ષણભંગુર આ જીવન છે ? મોત કેમ આવે છે એ પ્રશ્ન પૂછવાને બદલે પ્રશ્ન તો આ પૂછો કે ગર્ભપાતના આ જમાનામાં સીધેસીધો જનમ શી રીતે થઈ ગયો છે ? માતાના પેટમાં આવે ત્યારથી માંડીને લાકડાં ભેગો ન થાય ત્યાં સુધી પ્રત્યેક પળે મોતની લટકતી તલવાર નીચે આ જીવ પોતાનું જીવન પસાર કરી રહ્યો છે ! છતાં આશ્ચર્ય એ છે કે તે નિશ્ચિંત છે ! રોગ, ઘડપણ, મોત, પરલોક વગેરે જેવું જાણે કે તેને માટે છે જ નહિ !

## સોપારી જેવું ધન

આ ગાંડપણ કાઢી નાખો. 'હાય રૂપિયા !'ના તુચ્છતાભર્યા જીવનને વહેલી તકે તિલાંજલિ આપી દો. પેલી અંગ્રેજી કહેવત ખ્યાલમાં રાખજો કે Worldly riches are like nuts. Many clothes are torn in gettin]g them. Many a teeth broke in cracking them; but never a belly filled with eating them. આ દુનિયાના ધન-વૈભવ સોપારી જેવાં છે. આજ સુધીમાં સોપારી મેળવતાં ઘણાયનાં કપડાં ફાટ્યાં છે, ખાવા જતાં ઘણાયના દાંત તૂટ્યા છે; પરંતુ કોઈનાય પેટ સોપારી ખાવાથી ભરાયાં નથી. આવું જ છે ધનને માટે ! ધન મેળવવા જતાં ઘણા માણસો દુઃખી થયા હશે, ભારે ત્રાસમાંથી ગુજર્યા હશે; પરંતુ ધન મેળવ્યા પછી આ દુનિયામાં તૃપ્ત તો કોઈ ક્યારેય થયું નથી.

આટલી સીધી-સાદી વાત સમજાઈ જાય તો એ સમજણમાં આત્મકલ્યાણ કરી દેવાની તાકાત પડી છે. પછી જીવનના કેન્દ્રસ્થાને 'ધન' નહિ, 'ધર્મ' ગોઠવાશે ! ડગલે ને પગલે ધનને વધારવાના નહિ; પરંતુ ધર્મને વધારવાના વિચારો જાગશે. ધન માટે નહિ પરંતુ ધર્મ માટે સમય કાઢવાનું મન થશે. ધર્મની તકને નહિ પરંતુ ધનપ્રાપ્તિની તકને જતી કરવાનું મન થશે. વાયદે ધર્મને નહિ, પાપને મૂકવાનું મન થશે. સંક્લેશો નહિ, ઉપશમભાવો જીવનમાં પ્રધાન બનશે ! પણ આ બધું ક્યારે ? અનાદિની સંપત્તિના રાગની અવળી દૃષ્ટિ પલટાશે ત્યારે.

એ સિવાય તો પ્રત્યેક સારી સામગ્રીઓ, પ્રત્યેક સારી વાતો પણ નક્કર પરિણામ લાવી શકશે કે કેમ તે પ્રશ્ન છે.

## કાલ કરે સો આજ કર

એક શેઠ મનોવૈજ્ઞાનિક પાસે ગયા. ફરિયાદ કરી કે મારી ઑફિસમાં કોઈ માણસ પ્રામાણિકપણે કામ જ કરતું નથી. આપ કોઈ નક્કર ઉપાય બતાવો.

'અરે ! એમાં શું છે ? ઑફિસમાં ચારેય બાજુ બોર્ડ લગાવી દો કે,

***'કાલ કરે સો આજ કર. આજ કરે સો અબ,***
***પલમેં પ્રલય હો જાયગા, બહુરી કરેગા કબ ?'***

જુઓ પછી તેનો પ્રભાવ !' મનોવૈજ્ઞાનિકે જવાબ આપ્યો.

શેઠ ખુશ થતાથતા ગયા. ચાર-પાંચ દિવસ થવા છતાં શેઠ પાછા ન આવ્યા ત્યારે મનોવૈજ્ઞાનિક સામે ચાલીને શેઠની ઑફિસે ગયો. ઑફિસ બંધ હતી.

'શેઠ ક્યાં ગયા છે ?' બાજુવાળાને પૂછ્યું,

'શેઠને હૉસ્પિટલમાં દાખલ કર્યા છે !' જવાબ મળ્યો. પેલો હૉસ્પિટલમાં પહોંચ્યો. શેઠને જોતાં જ ચોંક્યો. આ શું ? શેઠના આખા શરીરે પાટાપિંડી કરેલા હતા ! ખાલી મોઢું

ખુલ્લું હતું.

'શેઠ ! શું થઈ ગયું ?'

'ડૉક્ટર ! તમારા બોર્ડનો પ્રભાવ !' શેઠ ધીમેથી બોલ્યા.

'મારા બોર્ડનો પ્રભાવ ? શું તમને કોઈએ માર્યા ?' મનોવૈજ્ઞાનિકે પૂછ્યું.

'મેં બોર્ડ લગાવ્યું એ જ દિવસે મૅનેજર તિજોરી ખાલી કરીને ભાગી ગયો. ચિઠ્ઠી મૂકતો ગયો કે ઘણા વખતથી તિજોરી ખાલી કરવાનું મન થતું હતું પણ હિંમત ચાલતી નહોતી. સાથે એમ પણ થતું હતું કે હમણાં શી ઉતાવળ છે ? ગમે ત્યારે તિજોરી ઉઠાવી લઈશ. પરંતુ આજે જ આપે લગાવેલું બોર્ડ વાંચ્યુ કે 'કાલ કરે સો આજ કર..' બસ, આ વાંચી નિર્ણય કર્યો કે હવે વિલંબ કરવામાં મજા નથી. હાથ લગાવવા જ દે. બરાબરનો મોકો મળ્યો છે. તે હિસાબે આ તિજોરી ખાલી કરી દીધી છે.'

'મારો ક્લાર્ક ટાઇપિસ્ટને લઈને ભાગી ગયો. એ પણ ચિઠ્ઠી મૂકતો ગયો કે ઘણા વખતથી ટાઇપિસ્ટને ઉઠાવી જવાનો વિચાર તો ચાલતો જ હતો; પરંતુ આ બોર્ડ વાંચીને મનમાં થયું કે શા માટે આ વિચારને તાત્કાલિક અમલમાં ન મૂકવો ? બસ, બોર્ડના એ વાક્યે મારામાં હિંમત પ્રગટાવી દીધી છે. અને હું ટાઇપિસ્ટને લઈને આ શહેરમાંથી જ ભાગી જાઉં છું.'

'અને મારી ઑફિસની બહાર બેસતો પટાવાળો તો આ બોર્ડ વાંચીને સીધો મારી કૅબિનમાં જ ઘૂસી ગયો. પોતાનો લોખંડી પંજો મારા પર અજમાવી દીધો. મને મારતાંમારતાં બોલતો હતો કે ઘણા દિવસથી તને ઠોકવાનો વિચાર હતો પણ આ બોર્ડ વાંચતા જ એ વિચારને તાત્કાલિક અમલમાં મૂકી દેવાનો નિર્ણય કર્યો. હરામખોર ! યાદ રાખજે, ભવિષ્યમાં મારી જેમ કોઈ પટાવાળાને હેરાન કર્યો છે તો !'

'મનોવૈજ્ઞાનિક સાહેબ ! હવે તો ખ્યાલ આવી ગયો ને કે આપની સૂચના પ્રમાણે લગાવેલા બોર્ડે કેવો ચમત્કાર સર્જી દીધો છે ?' શેઠ બોલ્યા.

મનોવૈજ્ઞાનિક શું બોલે ?

આપણી હાલત પણ આવી જ છે. પાપક્રિયાઓને વાયદે રાખવાની હતી તેને બદલે હાજરમાં પતાવી. ધર્મક્રિયાઓને હાજરમાં પતાવવાની હતી તેને વાયદે રાખી. આના કારણે પરિણામ એ આવ્યું કે વાયદે રાખેલી ધર્મક્રિયાઓ આચરણમાં આવી જ નહિ અને હાજરમાં જ સેવાઈ જતી પાપક્રિયાઓએ આત્મામાં એ પાપક્રિયાઓના ભયંકર અશુભ અનુબંધો ઊભા કરી દીધા !

## પાપક્રિયાઓને વાયદે રાખો

કેવું વિચિત્ર આપણું મન છે ? કોઈ પણ શુભ પ્રવૃત્તિને અમલમાં મૂકવાની વાત આવે ત્યાં તરત જ મન કહી દે કે થાય છે. અત્યારે શી ઉતાવળ છે ? હજી ક્યાં જિંદગી

વીતી ગઈ છે? આજુબાજુની પરિસ્થિતિનો વિચાર તો કરવો જ જોઈએ ને? વિચાર કર્યા વિના આગળ જઈશું તો વળી પાછા પડવાનું થશે. ઘરડે ઘડપણે ગોવિંદ ગાઈશું. બસ, આવી વિચારણાઓમાં ચડેલા મને જીવનમાં ક્યાંય ધર્મક્રિયાઓનો પગપેસારો જ ન થવા દીધો. ટૂંકમાં કહું તો, મનની આ ચોરી છે, કુટિલતા છે, ચાલબાજી છે! સીધી ના પાડવાની તૈયારી નથી અને સાથે તરત ને તરત એ શુભ ક્રિયાઓને અમલી પણ બનાવવી નથી એટલે વચલો રસ્તો કાઢ્યો, ના પાડવી નહિ, હા પાડવી નહિ પણ વાયદે રાખી દેવી! આમ કરવામાં બહાર જશ મળે, અપજશ ન થાય! 'ભાઈ ટિપમાં રકમ લખાવવાની એમણે ઘસીને ના પાડી હોં! હા, એટલું કીધું કે સંબંધીઓને પૂછીને પાંચ-પંદર દિવસમાં જણાવીશ. અને વાતેય સાચી જ છે ને? સંબંધીઓને પૂછવું તો પડે જ ને? સાથે રહેવું અને પૂછવું નહિ એ કેમ ચાલે?'

સાવધાન! ધર્મક્રિયાઓને વાયદે રાખવાનો વિચાર એ ભારે ખતરનાક વિચાર છે. પ્રત્યેક ધર્મક્રિયા વખતે આ વિચાર આગળ આવીને પોતાનો ભાગ ભજવશે. અને ઉત્તરોત્તર તમને ધર્મક્રિયામાં સત્ત્વ ફોરવતા અટકાવશે.

આ વિચારની પાછળ રહેલી ભયંકરતાઓને નજરમાં લાવો, ધ્રૂજી ઊઠશો. [૧] શાસ્ત્રકારો ધર્મ પુરુષાર્થના કાળને અતિ દુર્લભ કહે છે. એવા અતિ દુર્લભ ધર્મ પુરુષાર્થના કાળની અવગણના કરવાથી ભવાંતરમાં ધર્મ પુરુષાર્થ કરવાની તક જ નહિ મળે. [૨] ધર્મક્રિયાઓમાં વીર્ય ન ફોરવવાના કારણે મન માયકાંગલું, નિઃસત્ત્વ બની જશે. [૩] ધર્મક્રિયાઓ નહિ કરો તો એ સમયમાં પાપક્રિયાઓ આત્મામાં અશુભ અનુબંધોના ગંજના ગંજ ખડકી નાખશે. [૪] એ અશુભ અનુબંધો ક્યારેય ધર્મબુદ્ધિ પેદા જ નહિ થવા દે. [૫] પ્રાપ્ત ધર્મસામગ્રીના સદુપયોગ પ્રત્યેની ઉપેક્ષા એવું ચીકણું કર્મ બંધાવશે કે ભવાંતરમાં એ ધર્મસામગ્રીઓની પ્રાપ્તિ જ નહિ થાય.

વિચારજો, છતી શક્તિએ ધર્મક્રિયાઓને વાયદે રાખવાનાં આવાં ગોઝારાં નુકસાનો છે. જનમ જનમ દુર્ગતિઓના ત્રાસો, અને એ ત્રાસોની વચ્ચે પણ ભયંકર પાપિષ્ઠ અનુબંધો! છુટકારો ક્યારે?

આજે નજર સામે એવા કેટલાય આત્માઓ દેખાય છે કે જેઓ ક્યારેક સંયમ સ્વીકારવાની ભાવનામાં રમતા હતા. કોઈની ઇચ્છા મોટા થઈને દીક્ષા લેવાની હતી, કોઈ પોતાના છોકરાને પરણાવીને દીક્ષા લેવાની વાતો કરતા હતા, કોઈ પત્નીની તબિયત સુધર્યા પછી સંયમના માર્ગે જવાની વાતો કરતા હતા, કોઈ ઘરનું ઘર બંધાવીને દીક્ષા લેવાના વિચારમાં રમતા હતા. આવા વિચારો કરનારા કેટલાય સંયમજીવન પામ્યા વિના પરલોકમાં રવાના થઈ ગયા! તો કેટલાક અત્યારે એમ ને એમ જિંદગી પૂરી કરી રહ્યા છે. યાદ રાખજો.

## સંસાર દુ:ખમય જ છે

સંસાર તમને ક્યારેય બધી રીતે અનુકૂળ થવાનો જ નથી. કોઈ ને કોઈ બાબતમાં તો તમારી ફરિયાદ ઊભી જ રહેશે. કુટુંબ અનુકૂળ હશે તો શરીર સારું નહિ હોય. શરીર તંદુરસ્ત હશે તો પૈસાની વ્યવસ્થિત સગવડ નહિ હોય. પૈસાની સગવડ હશે તો રહેવાના ઘરનાં કોઈ ઠેકાણાં નહિ હોય. રહેવાનું ઘર વ્યવસ્થિત હશે તો ધંધાની ચિંતા સતાવતી હશે ! આવી આવી અનેકવિધ તકલીફોથી ભરેલો આ સંસાર છે. તકલીફોને દૂર કરીને ધર્મ કરવાનો વિચાર કરવા ગયા તો આ અતિ ઉત્તમ એવું જીવન હારી બેસશો. તકલીફોની અને પ્રતિકૂળતાઓની વણઝાર વચ્ચે ધર્મ સાધવાની તક ઝડપી લેશો તો જ ધર્મને સાધી શકશો.

## અચાનક મોત

સીતાના ભાઈ ભામંડલને અગાસીમાં બેઠાંબેઠાં વિચાર આવ્યો કે હવે આ સઘળા વિદ્યાધર રાજાઓને જીતીને પછી ચારિત્રના માર્ગે ચાલ્યો જઈશ ! પરંતુ આ વિચાર માત્ર વિચાર જ રહ્યો. આકાશમાંથી વીજળી પડી સીધી ભામંડલ પર અને ભામંડલ ચારિત્રજીવન પામ્યા વિના જ પરલોકમાં રવાના થઈ ગયા !

ધર્મ આરાધવો છે ? તો આજે જ કરો શરૂઆત !

જો આજે નહિ તો સમજી રાખજો ક્યારેય નહિ ! આનાથીય વધુ કરુણતા તો એ છે કે પાપની કોઈ ક્રિયાઓને વાયદે રાખવા આપણે તૈયાર નથી. એ તમામ ક્રિયાઓને વહેલામાં વહેલી તકે પતાવી દેવા આપણે ખૂબ ઉત્સુક છીએ.

'સિનેમાની ટિકિટ આજની મળતી હોય તો પહેલા નંબરમાં એ જ લાવજો. આજની ન જ મળે તો પછી કાલની લાવજો.', 'રસગુલ્લાં આજે જ બનાવો ને ? કાલની વાત કાલે !', 'રૂપિયા તમે આજે ને આજે જ આપી જજો., 'હું કાલ સુધી રાહ જોવા તૈયાર નથી.', 'વહેલામાં વહેલી તકે હું દુકાન ચાલુ કરી દેવાના વિચારમાં છું !'

'જો, આ કપડાં સીવવા તો આપું છું, પણ અઠવાડિયામાં મળી જવાં જોઈએ. નહિ મળે તો પૈસા નહિ મળે સિલાઈના !' 'મકાનનો કબજો વહેલામાં વહેલો ક્યારે મળશે ?'

તપાસી જુઓ, આખા જીવનની તમામ પાપક્રિયાઓને ! એકેયને વાયદે મૂકવાનું મન થાય છે ? ના. વિચાર આવ્યો કે તરત અમલમાં મૂકી દો. ખરેખર એમ નથી લાગતું કે આપણે આત્મઘાતક રસ્તે જઈ રહ્યા છીએ !

## ભરોસો નથી

રસ્તેથી પસાર થતા ફકીરને રસ્તામાં એક યુવક ભટકાઈ ગયો. બન્નેની આંખ મળી. ફકીરે યુવકને પૂછ્યું, 'ભાઈ ! ક્યાં જઈ આવ્યો ?'

'બાવાજી ! એ તો હું વીમો ઉતરાવવા ગયો હતો', યુવક બોલ્યો.

'આટલી નાની ઉંમરમાં વીમો ?'

'બાવાજી ! જિંદગીનો શો ભરોસો ? તેમાંય આજના જમાનાની તો વાત જ કરવા જેવી નથી. કોણ ક્યારે અડફટમાં લઈ લેશે તે કહેવાય એવું નથી. ઘરેથી નીકળ્યા પછી ઘરે પાછા પહોંચીએ ત્યારે સાચા ! આવી સ્થિતિમાં અત્યારથી જ વીમો ઉતરાવી લીધો હોય તો વાંધો નહિ.' યુવકે ખુમારી સાથે જવાબ આપ્યો.

આ જવાબ સાંભળીને ફકીર મલકાયો. થોડે સુધી યુવક એ ફકીરની સાથે ને સાથે આડીઅવળી વાતો કરતો ચાલ્યો, પછી ફકીરે પૂછ્યું, 'ભાઈ ! કાંઈ ધરમ-ધ્યાન કરે ખરો ?'

'ધરમ-ધ્યાન ? આ ઉંમર છે ધરમ-ધ્યાન કરવાની ? મસ્ત જુવાની છે. હમણાં તો Eat, drink and be merry. ખાઓ, પીઓ અને જલસા કરો. પછી ઘરડે ઘડપણે કામ શું કરવાનું બીજું ? ફેરવીશું શાન્તિથી માળા ! હમણાં તો બાવાજી ! ધરમ-બરમની કોઈ વાત જ ન કરશો !' યુવકે ફકીરને જવાબ આપ્યો.

ઍક્સિડન્ટના જમાનામાં વીમો તરત ઉતરાવવાનો ! અને ધરમ ઘરડે ઘડપણે કરવાનો ! આવા બાલિશ ગણિતમાં જીવનારાઓનો આજે તોટો નથી.

આપણે આપણી જાતને તપાસવાની છે કે આપણો નંબર તો આમાં નથી ને ? આવી નિર્બળ વિચારણાઓના ભોગ બનીને આપણે આપણી જાત સાથે જ છેતરપિંડી તો નથી કરી રહ્યા ને ? ધર્મને વાયદે રાખવાની વાતો કરનારાની સોબતે આપણે તો નથી ચડી ગયા ને ?

સાચું બોલો, જિંદગીમાં માત્ર પર્યુષણના દિવસોમાં જ વ્યાખ્યાન સાંભળવા જનારા તમે એ સિવાયના કોઈ દિવસે વ્યાખ્યાનમાં આવી ગયા હો અને એ જ દિવસે વ્યાખ્યાનમાં થયેલી કોઈ ટિપમાં તમારે હજાર રૂપિયા લખાવવા પડ્યા હોય તો વ્યાખ્યાન સાંભળીને બહાર નીકળ્યા પછી કોઈ તમને પૂછે કે આજે વ્યાખ્યાનમાં કેમ રહ્યું ? તો તમે શો જવાબ આપો ? 'ફાવી ગયો' એમ કહો કે 'ફસાઈ ગયો' એમ કહો ?

સભા : 'ફસાઈ ગયો' એમ કહીએ.

'શી વાત કરો છો ? ધર્માદા ખાતાઓમાં રકમ લખાવવાનું સદ્ભાગ્ય મળે એને તમે નુકસાન માનો છો ? 'ફસાઈ ગયા' માનો છો ? આવા સમયે શું એમ ન થાય કે 'ખરેખર ! હું ભારે નસીબદાર ! પર્યુષણ સિવાય આપણે વ્યાખ્યાનમાં ક્યારેય જતા જ નથી. આ તો મન થઈ ગયું કે ચાલો, આજે સાંભળીએ વ્યાખ્યાન ! અને એ જ વ્યાખ્યાનમાં વળી ટિપની વાત નીકળી. પરિગ્રહના પાપથી આમ તો ભારે થઈ જ રહ્યો છું. તેમાં આ ટિપમાં હજાર રૂપિયા લખાવવાનો લાભ મળ્યો. તો એટલું તો પરિગ્રહનું પાપ ઓછું

થયું ! આજના વ્યાખ્યાનમાં બેવડો લાભ થયો. જિનવાણીનું શ્રવણ કરવા પણ મળ્યું અને ધનની મૂર્ચ્છા ઉતારવાનો મોકો પણ મળ્યો.' આવું ન થાય અને 'ફસાઈ ગયો' એવા વિચાર આવે ? વિચારજો કે મન કેટલાં બધાં તુચ્છ ગણિતોમાં રમી રહ્યું છે ?

## સારું થયું

એક ભાઈને પગે નાની એવી ફોડકી થઈ. 'આમાં શું ?' એમ સમજીને એ ભાઈએ તો તે ફોડકીની ઉપેક્ષા કરી. ધીમેધીમે એ ફોડકી મોટી થઈ ગઈ. તેમાં રસી ભરાઈ. લબકારા તો એવા મારે કે રાતે ઊંઘ ન આવે. ગરમાગરમ પોટીસનો સેક કરવા છતાં દુ:ખાવો જરાય ઓછો ન થયો. વેદના એટલી બધી અસહ્ય હતી કે આ ભાઈ નાના બાળકની જેમ ધ્રુસ્કેધ્રુસ્કે રોવા લાગ્યા. આજુબાજુમાં ઊભેલા સંબંધીઓ વધુમાં વધુ આશ્વાસન આપે. બીજું તો શું કરે ? ગમે તેમ કરીને રાત પસાર કરી.

સવારે ચાપાણી પતાવીને ડૉક્ટર પાસે ગયા. ડૉક્ટરે પાકી ગયેલી એ ફોડકી જોઈ. ફોડકીની આજુબાજુમાં સોજો પણ આવી ગયેલો. ડૉક્ટરે કહ્યું, 'આ ફોડકી પર નસ્તર મૂકવું પડશે, એ સિવાય રસી નીકળશે નહિ. અને રસી નહિ નીકળે ત્યાં સુધી દુ:ખાવો જરાય ઓછો નહિ થાય.'

પેલા ભાઈ નસ્તરની વાત સાંભળીને ભડક્યા, 'બાપરે બાપ ! નસ્તર મૂકે તો હું મરી જ જાઉં ને ? જે વેઠવું પડે તે વેઠીશ; પરંતુ નસ્તર તો નહિ જ મુકાવું !' ડૉક્ટરને તેમણે આ વાત કરી દીધી.

ડૉક્ટરે ખૂબ સમજાવ્યા, 'ભાઈ ! આ નસ્તર મુકાવી દેવું તમારે માટે ખૂબ જ લાભદાયી છે. અડધો કલાક વેદના સહન કરવી પડશે પણ પછી તો કાયમી રાહત થઈ જશે. માટે નસ્તર મુકાવી દો.'

ડૉક્ટરની આ સલાહ છતાં પેલા ભાઈ માન્યા નહિ. 'ના, નસ્તર તો નહિ જ મુકાવું' આમ વિચારી ત્યાંથી ઊભા થઈ ગયા. સાથે આવેલા પોતાના નાના છોકરાના ખભે હાથ ટેકવીને લંગડાતા પગે ઘર તરફ ચાલ્યા.

હજી તો ૨૦-૨૫ ડગલાં ચાલ્યા હશે ત્યાં કોણ જાણે શું થયું ? પગની બિલકુલ બાજુમાં જ રહેલા એક પથ્થરની ઠેસ વાગી. આ ભાઈ પડ્યા. એવી રીતે પડ્યા કે પેલી પાકી ગયેલી ફોડકીવાળો ભાગ બરાબર નાની કાંકરી પર પડ્યો. કાંકરી પર એ ભાગ પડવા માત્રથી ફોડકી ફૂટી. જોરદાર રસી નીકળવા લાગી. વેદનાના કારણે એક વાર એ ચીસ પાડી ઊઠ્યા. પરંતુ જ્યાં એમની નજર ફોડકીવાળા ભાગ પર ગઈ ત્યાં એ ખુશ થઈ ગયા; કારણ કે ડૉક્ટર નસ્તર મૂકીને જે કામ કરવા માગતા હતા એ કામ વગર નસ્તરે વાગેલી ઠેસે કરી દીધું હતું.

ખુશ થતાથતા પાછા ડૉક્ટર પાસે આવ્યા. એ ભાગ પર ડ્રેસિંગ કરાવી પાટો

બંધાવી ઘર ભેગા થઈ ગયા. એ જ દિવસે નેવું ટકા જેટલી વેદના ઓછી થઈ ગઈ. બીજે દિવસે તો એ ભાઈ હરતાફરતા થઈ ગયા !

## રૂપિયા વેદનારૂપ લાગે છે ?

નસ્તર મુકાવવાની સામે ચડીને પોતાની હિંમત ચાલતી નહોતી; પરંતુ અજાણતાં ફોડકી ફૂટી ગઈ તો આ ભાઈને જેમ આનંદ જ થયો એમ સામે ચડીને ટિપમાં રૂપિયા લખાવવાની તમારી તૈયારી ન હોય પણ અજાણતાં વ્યાખ્યાનમાં તમે ગયા અને એ જ સમયે ટિપમાં રૂપિયા લખાવવા પડ્યા, ત્યાં 'ફાવી ગયો' એમ ન થતાં 'ફસાઈ ગયો' એવો ભાવ આવે ?

હા, આવો ભાવ આવે છે એનું કારણ છે. રૂપિયાની તમને કોઈ વેદના નથી. પેલા ભાઈને તો ફોડકીમાં થઈ ગયેલી રસીની ભારે વેદના હતી અને એટલે તો એ ભલે ને પોતાની ઇચ્છા વિના પણ આ રસી નીકળી ગઈ તો તેનો ભારે આનંદ હતો. તમને આ વધી રહેલા રૂપિયા કોઈ વેદનાનો અનુભવ કરાવતા નથી. એટલે જ આવા મૂર્ચ્છા ત્યાગના અવસરે આનંદ થવાને બદલે ઉદ્વેગ થાય છે.

અમને વરસો પહેલાં એક સુખી શ્રીમંત મળેલા. પૈસા પુષ્કળ છતાં દાનના માર્ગે પાંચ રૂપિયાય ખર્ચી ન શકે ! ગામમાં એમની ખ્યાતિ કંજૂસ તરીકેની !

એક વાર વંદન કરવા આવ્યા. વંદન કરીને બેઠા પછી કહે, 'સાહેબ ! દાનાંતરાય કર્મ એવું ચીકણું બાંધીને આવ્યો છું કે છતી શક્તિએ દાન કરવાની બુદ્ધિ જ જાગતી નથી. પણ એક વાત આપને નિખાલસ દિલે જણાવી દઉં છું કે આપને ક્યારેય એમ લાગે કે અમુક જગ્યાએ આટલા રૂપિયા આપવા જેવા છે તો આપ નિઃસંકોચ મને આજ્ઞા જ કરી દેજો. મારા મોઢા સામે આપ જોશો નહિ. આપને ઠીક લાગે તેટલા રૂપિયા. ચાર આંકડા કે પાંચ આંકડા મને કહી દેશો. હું તુર્ત જ એ રૂપિયા આપી દઈશ. બાકી આપ એમ કહેશો કે તમે જ તમારી ઇચ્છા મુજબ રકમ લખાવી દો ને ? તો એ વાત અમલમાં આવવાની જ નથી !'

આનું નામ રૂપિયાની વેદના ! આવી વેદના જાગ્યા પછી ફંડફાળામાં રૂપિયા લખાવવાની ટહેલ પડે ત્યારે જ નહિ; પણ સામે ચાલીને આવાં લાભનાં સ્થાનો શોધવાનું મન થશે.

સાચું બોલો, તમે કાશ્મીર ફરવા માટે ગયા હો અને ત્યાં તમને કોઈ તમારા ધંધામાં ફાયદો કરાવનાર દલાલ વગેરે મળી જાય તો તમે ત્યાં ધંધાનો સોદો ન પતાવો ?

સભા : સાહેબ ! પતાવી જ દઈએ. કાશ્મીર આવવા-જવાનો ખર્ચો તો નીકળી જાય.

હા, ત્યાં આટલી બુદ્ધિ દોડે છે ત્યાં એમ ન કહે કે 'હું તો કાશ્મીર ફરવા માટે આવ્યો છું, ધંધો કરવા માટે નહિ !' ધનનો રાગી જ્યાં જાય ત્યાં ધનોપાર્જન કેવી રીતે

થાય તેની વિચારણામાં જ રમતો હોય. ધનપ્રાપ્તિની એકે તક જતી કરવા તે તૈયાર ન હોય.

## વ્યવહારકુશળતા ક્યાં છે ?

પણ મારે તમને એટલું પૂછવું છે કે તમે મુંબઈથી સુરત વગેરે સ્થળોએ જાઓ. ત્યાંનાં દેરાસરોમાં દર્શન કરવા કે પૂજા કરવા જાઓ. કોઈ ઉપાશ્રયમાં વ્યાખ્યાન વગેરે સાંભળવા માટે જાઓ તો ત્યાં દેરાસર કે ઉપાશ્રયની પેઢીમાં જઈને તપાસ કરો ખરા કે અહીં કયા ખાતામાં તોટો છે ?

સભા : 'ના.'

ઉત્તર : 'કેમ ? શું આટલી બુદ્ધિ નથી પહોંચતી ? તમે તમારી જાતને વ્યવહારકુશળમાં ખપાવો છો તો આવી જગ્યાએ તમારી વ્યવહારકુશળતા ક્યાં અલોપ થઈ જાય છે ?

કોઈને ત્યાં જમવા ગયા હો તો તમે જમીને એ ઘરમાંથી નીકળતી વખતે એ ઘરના નાના છોકરાના હાથમાં બે-પાંચ રૂપિયાની નોટ અવશ્ય પકડાવી દો. હૉટલમાં નાસ્તો કરી લીધા પછી વેઈટરને 'ટિપ' અવશ્ય આપો, લગ્નની કંકોતરી આવે તો 'ચાંદલો' આપવાનું અવશ્ય યાદ આવે, નિકટના કોઈ સંબંધીને ત્યાં કોઈ એવો પ્રસંગ હોય તો કપડાં વગેરેની ભેટ આપવાનું ભુલાય નહિ. અરે ! ઘરમાં ઢોકળાં-ભજિયાં કર્યાં હોય તો જેની સાથે સારો વ્યવહાર હોય એવા પાડોશીને ત્યાં એ ઢોકળાં વગેરે મોકલવાનું અવશ્ય યાદ આવે ! અને આ બધી વ્યવહારકુશળતા ધર્મનાં સ્થાનોમાં ભુલાઈ જાય ! આયંબિલ ખાતામાં આયંબિલ કરીને નીકળ્યા પછી ત્યાં રાખેલી પેટીમાં બે-પાંચ રૂપિયા નાખવાનું યાદ આવે નહિ ? દેરાસરનાં જ કેસર-સુખડ વાપર્યા પછી સાધારણ ખાતાની પેટી દેખાય જ નહિ ? ઘરમાં જમણવાર વગેરેના પ્રસંગે દેરાસરનો પૂજારી કે ઉપાશ્રયનો માણસ યાદ જ ન આવે ? કોઈની દીક્ષાની કંકોતરી વાંચવા મળે તો દીક્ષાર્થીના સંસારત્યાગની અનુમોદના માટે પાંચ-દસ રૂપિયાનું મનીઑર્ડર એના ઘરે કરવાનું મન ન થાય ? ઘરમાં આવેલા લગ્ન વગેરે પ્રસંગમાં કોઈ સાધર્મિક યાદ જ ન આવે ?

હા, આજે આવી સ્થિતિ છે. અને તેના કારણે મન એવું મફતનું ભોગવવામાં જ ટેવાઈ ગયું છે. હિન્દુસ્તાનના કોઈ પણ ગામડાના કે શહેરના કોઈ પણ દેરાસરની મુલાકાત લો. પ્રાયઃ કરીને ત્યાં સાધારણ ખાતામાં તોટો હશે જ ! કેમ આવું બન્યું છે ? એક તો મફતનું વાપરવાની પડી ગયેલી કુટેવ અને બીજા નંબરમાં એ ખાતાંઓ પ્રત્યેની સરાસર ઉપેક્ષા. આ બે દોષોએ સાધારણ ખાતાને તોટામાં ઉતારી દીધું છે.

## સ્વપ્નાની ઉછામણી શા માટે ?

સાધારણ ખાતાની વાત જ નીકળી છે તો તે અંગે થોડી બીજી પણ વાતો કરી

લઈએ. પૂર્વાચાર્યોએ સુપના ઉતારવાની પ્રથા દાખલ કરીને ખરેખર આપણા પર એક જબરદસ્ત ઉપકાર કર્યો છે.

એક કાળ એવો હતો કે સુખી શ્રાવકો લાખો રૂપિયાના ખર્ચે પોતાનાં જિનમંદિરો ઊભાં કરતા હતા. પણ પછી કાળ પડતો ચાલ્યો, ઉદારતા ઘટી. પૂર્વ પુરુષો ઊભાં કરી ગયેલાં મંદિરો તે-તે કાળના સંઘના હાથમાં આવ્યાં. એ મંદિરો સેંકડો-હજારો વરસો સુધી ખૂબ વ્યવસ્થિત રીતે સચવાઈ રહે તે માટે પૂજનીય પૂર્વાચાર્યોએ પરમાત્માની માતાને આવતાં ૧૪ સ્વપ્નોના પ્રતીક રૂપે સુપના ઉતારવાની પ્રથા દાખલ કરી. એ સુપના ઉતારવા માટે સંપત્તિની ઉછામણીનું માધ્યમ નક્કી થયું. એ માધ્યમના અમલથી આજે હિન્દુસ્તાન ભરના હજારો જિનમંદિરો ખૂબ સારી સ્થિતિમાં ટકી રહ્યાં છે.

'જો આ પ્રથા દાખલ ન થઈ હોત તો ?' એના પરિણામની કલ્પના કરવી જ મુશ્કેલ છે. કદાચ લાખો રૂપિયાના ખર્ચે ઊભાં થયેલાં એ નયનરમ્ય મંદિરો આજે બિસ્માર હાલતમાં ઊભાં હોત. આવી કલ્પના કરવાનું કારણ એ છે કે આજે મોટા ભાગનો વર્ગ ઉછામણી વિના ચાલુ સ્થિતિમાં કોઈ પણ ખાતામાં રકમ લખાવવા તૈયાર નથી. સામે ચાલીને તો રકમ લખાવવા તૈયાર નથી; પરંતુ કોઈ ટિપની વાત લઈને આવે તોય રકમ આપવા તૈયાર નથી. આવી પરિસ્થિતિમાં નૂતન જિનમંદિરો માટે કે પ્રાચીન જિનમંદિરના જીર્ણોદ્ધાર માટે લાખો રૂપિયા કોણ આપે ? મોંઘવારી પણ એટલી બધી જોરદાર છે કે એક નાનકડા શ્રી જિનમંદિરના નિર્માણની પાછળ પણ ત્રણ-ચાર લાખ રૂપિયા સહેજે લાગી જાય છે. તો એક બાજુ મોંઘવારી અને બીજી બાજુ ઉદારતામાં ઓટ. આ બંને નબળાં પાસાં વચ્ચે સુપના ઉતારવાની શરૂ થયેલી ભવ્ય પ્રથાએ હજારો જિનમંદિરો ટકાવીને માત્ર લાખો-કરોડો રૂપિયા જ બચાવી દીધા છે એમ કહેવાને બદલે એમ કહો કે અનેક આત્માઓના ભાવપ્રાણને સુરક્ષિત કરી દીધા છે.

આજે અનેક પુણ્યાત્માઓ આ શ્રી જિનમંદિર અને જિનમૂર્તિના પરમ પાવન આલંબને પોતાના આત્માંને વધુ ને વધુ નિર્મળ બનાવી રહ્યા છે. 'વિષમકાળે જિનબિંબ જિનાગમ, ભવિયણકું આધારા રે.' આવા મહાન આલંબનભૂત બની રહેલાં શ્રી જિનમંદિરોને સુરક્ષિત કરી દેવાનું કામ આ સુપના ઉતારવાની ઉછામણીની પ્રથાએ કર્યું છે. હા, આ સુપના ઉતારવા સિવાયની બીજી પણ પ્રતિષ્ઠા, ઉપધાન, રથયાત્રાના વરઘોડા વગેરેમાં થતી ઉછામણીઓ દેવદ્રવ્યમાં વૃદ્ધિ કરે જ છે; પરંતુ સુપના ઉતારવાની ઉછામણીમાં થતી ઊપજની અપેક્ષાએ એ ઊપજ ઓછી હોય છે. આખા હિન્દુસ્તાનમાં ખાલી ભાદરવા સુદ ૧ ની વીર પ્રભુના જન્મવાંચન વખતે સુપનાની થતી ઉછામણીની ઊપજ ગણો ને તોય તેની રકમ કદાચ ચાલીસપચાસ કરોડ રૂપિયા જેટલી થતી હશે. દર વરસે ઉત્પન્ન થતી આટલી રકમમાં સેંકડો જિનમંદિરો સુરક્ષિત થઈ જતાં હોય તેમાં શં

આશ્ચર્ય ? પરંતુ આ ઉછામણીની પ્રથા ન હોત તો શું દર વરસે ચાલીસપચાસ કરોડ જેટલા રૂપિયા મંદિરના નિર્માણ માટે કે જીર્ણોદ્ધાર માટે મળત ખરા ? બહુ મુશ્કેલ વાત હતી. પણ આજે આપણી સામે એ મુશ્કેલી નથી તેનું કારણ આ ઉછામણી વગેરેની ભવ્ય પ્રથા છે.

## સાધારણ ખાતા માટે શું ?

આમ, અત્યારે દેવદ્રવ્યની ઊપજ માટે અતિ ચિંતા કરવી પડે તેવી સ્થિતિ નથી; પરંતુ પ્રત્યેક સંઘમાં જણાતી સાધારણ ખાતાની વર્તમાન પરિસ્થિતિ અનેક પ્રકારની વિચારણાઓ માગી લે તેવી છે. પ્રાયઃ બધી જગ્યાએ સાધારણ ખાતું તોટામાં છે. દર વરસે એ તોટાને પૂરો કરવા માટે પૂજનીય ત્યાગી ગુરુભગવંતો સારી એવી પ્રેરણા કરે છે. અને પ્રેરણાના પ્રતાપે ઠીકઠીક રકમ પણ એકઠી થઈ જાય છે; પરંતુ આ સ્થિતિમાં લાંબું ક્યાં સુધી ચાલશે? નૂતન ઉપાશ્રયના નિર્માણમાં કે પ્રાચીન ઉપાશ્રયના જીર્ણોદ્ધારમાં જરૂરી રકમ લાવવી ક્યાંથી ? જે ગામડામાં જૈનોનાં ઘરો જ રહ્યાં નથી એવાં ગામડાંનાં દેરાસરોના-ઉપાશ્રયોના નિભાવની રકમ ક્યાંથી ઊભી કરવી ? વૈયાવચ્ચ ખાતાના તોટાને પણ ગામડાના એ લોકો પૂરો શી રીતે કરે ? નબળા સાધર્મિકોને ધર્મમાં સ્થિર કરવા માટે તેમની જરૂરિયાતો પૂરી કરવી હોય તો તે અંગેની વ્યવસ્થા શી ? આવા અનેક પ્રશ્નો આજે આપણી સામે છે.

વર્તમાનમાં આ પ્રશ્નોના નક્કર ઉપાયો હલ ન થતા હોવાથી કોક કોક જગ્યાએ દેવદ્રવ્યની રકમ પણ સાધારણ ખાતામાં વપરાતી હોય તેવા પ્રસંગો જોવા મળે છે તથા તેવી વાતો સાંભળવા મળે છે.

મને પોતાને એમ લાગે છે કે શ્રી જિનમંદિરો અને શ્રી જિનમૂર્તિઓની સુરક્ષા ખાતર પૂર્વાચાર્યોએ જેમ સુપનાની ઉછામણીની પ્રથા દાખલ કરીને એ બંને ક્ષેત્રોને સુરક્ષિત કરી લીધાં છે તેમ વર્તમાનમાં તમામ પૂજનીય ગીતાર્થ આચાર્ય ભગવંતો સાધારણ ખાતાને સદ્ધર કરે તેવી કોઈ શાસ્ત્રસાપેક્ષ નવી પ્રથા અમલી બનાવે તો સાધારણ ખાતાના તોટાનો આ વિકટ પ્રશ્ન સરળતાથી હલ થઈ જવા સંભવ છે.

આવું કાંઈ નહિ બને તો કોક અપવાદને બાદ કરતાં મોટા ભાગનો વર્ગ ન છૂટકે પણ દેવદ્રવ્યનો ઉપયોગ સાધારણ ખાતામાં કરવા લાગશે અને તેના કારણે આખા ને આખા સંઘો એ દોષના ભાગીદાર બનશે.

અલબત્ત, ધર્મી અને સમજુ શ્રાવકવર્ગ આ બાબતમાં જાગ્રત થઈ જાય તો ઘણાય પ્રશ્નો હલ થઈ જાય તેવા છે; પરંતુ અત્યારે ચારે બાજુની સ્થિતિ જોતાં એ શક્યતા નહિવત્ છે. અને એટલે જ આ ખાતાની સુરક્ષા કોઈ નક્કર વિચારણા માગી લે છે.

## સાધારણ ખાતાની સધ્ધરતા માટેના કેટલાક ઉપાયો

વ્યક્તિગત કે કૌટુંબિક રીતે બધા શ્રાવકો જો [૧] પોતાના એક વરસના ધંધામાં થતા નફામાંથી ઘરનો અને દુકાનનો ખર્ચો કાઢતાં જે રકમ વધે તેમાંથી ૫-૧૦-૧૫ ટકા જેટલી રકમ સાધારણ ખાતામાં આપવાનું નક્કી કરે. [૨] જ્ઞાતિઓ એવા ઠરાવો કરે કે જ્ઞાતિના કોઈ પણ સભ્યને ત્યાં થતા વ્યાવહારિક પ્રસંગોમાં જે રકમ ખર્ચાય તેની અમુક ટકા રકમ તે સભ્યે અવશ્ય સાધારણ ખાતામાં આપવી પડશે. [૩] અરે ! છેવટે વરસ દરમ્યાન પોતાના ઘરમાં જેટલા રૂપિયાનાં શાકભાજી કે ફળફૂલો આવતાં હોય તેના અડધા રૂપિયા સાધારણ ખાતામાં આપવાનો નિર્ણય કરે. [૪] વર્ષ દરમ્યાન પોતે જેટલી રકમ દેવદ્રવ્યની વૃદ્ધિ થાય તેવી ઉછામણીમાં વાપરી હોય તેની ૧૦ ટકા જેટલી રકમ સાધારણ ખાતામાં સ્વેચ્છાથી આપી દે ! ૫૦૦૦ રૂપિયાની ઉછામણી બોલનારને ૫૦૦ રૂપિયા સાધારણ ખાતામાં આપવામાં ખાસ બોજો પડવાનો સંભવ નથી જ. [૫] ઘરમાં વસાવાતાં મોજશોખનાં સાધન-સામગ્રીઓના ખર્ચાઓમાંથી અમુક ટકા રકમ સાધારણ ખાતામાં સ્વેચ્છાથી લખાવી દે—તો મને લાગે છે કે કંઈક અંશે તો આ પ્રશ્ન જરૂર હલ થઈ જ જાય !

બીજા ઉપાયો દરેક સંઘની અપેક્ષાએ છે. [૧] જે ગામમાં જે કોઈ પણ ભાઈ કે બહેનની દીક્ષા થતી હોય તે દીક્ષાર્થીને સંયમ સ્વીકારતાં પહેલાં સંઘની વચ્ચે અંતિમ તિલક કરવાની ઉછામણી બોલાય. [૨] કોઈ એક જ વ્યક્તિ તરફથી અંજનશલાકા, પ્રતિષ્ઠા, ઉપધાન, ઉદ્યાપન વગેરેનાં આયોજનો થયાં હોય તો તેનું બહુમાન કરવા માટે તેને તિલક કરવાની ઉછામણી બોલાય. [૩] મહાવીર પ્રભુના શ્રીમુખે પ્રશંસા પામેલા આનંદ, કામદેવ, પુણિયા વગેરે શ્રાવકોનાં બાવલાં બનાવી બેસતા વરસે તેમને તિલક કરવાની ઉછામણી બોલાય. [૪] પર્યુષણામાં ગામમાં સૌથી મોટી તપશ્ચર્યા કરનાર તપસ્વીનું બહુમાન કરવાની ઉછામણી બોલાય. આ અને આવા બીજા શાસ્ત્રસાપેક્ષ ઉપાયો અમલમાં આવે તો સાધારણ ખાતાં સધ્ધર થઈ જવાની ઘણી બધી શક્યતા છે.

ઉપર દર્શાવેલા ઉપાયોમાં કોઈ પણ શાસ્ત્ર નિરપેક્ષ હોય તો તેનું હું મિચ્છામિ દુક્કડં માગું છું. પણ કહેવાનો આશય એટલો જ છે કે શાસ્ત્રસાપેક્ષ કોઈ નક્કર યોજના અમલી બનાવીને પણ આ સાધારણ ખાતાને સધ્ધર કર્યે જ છૂટકો છે. જો એ નહિ થાય તો તેનાં દૂરગામી પરિણામો કેવાં આવશે તેની કલ્પનાય થાય તેમ નથી.

પૂજનીય ગીતાર્થ આચાર્ય ભગવંતો આ અંગે સકળ શ્રી સંઘને વહેલામાં વહેલી તકે યોગ્ય માર્ગદર્શન આપે. સુખી, સાધનસંપન્ન, સમજુ, ધર્મી શ્રાવકો આ બાબતમાં શક્ય યોગદાન આપે તો આ પ્રશ્ન એવો નથી કે જે બિલકુલ હલ ન જ થઈ શકે. જરૂર છે આ પ્રશ્નને ગંભીરતાથી મન પર લેવાની. પ્રત્યેક સંઘ પોતાની જવાબદારી સમજે. સંઘની

પ્રત્યેક વ્યક્તિ પોતાનામાં રહેલી આ બાબતને હલ કરવા માટેની શક્તિને વહેલામાં વહેલી તકે વાપરે તો ચિત્ર ઘણું ઉજ્જ્વળ છે, તેમાં જરાય શંકા નથી.

આપણી મૂળ વાત એ હતી કે ધર્મનાં કાર્યોને વિલંબમાં મૂકનારા આપણે પાપનાં કાર્યોને હાજરમાં જ પતાવી દેવાના હિમાયતી છીએ, અને એ જ કારણે જીવનમાં પાપક્રિયાઓની જેટલી અસર દેખાય છે તેટલી અસર ધર્મક્રિયાઓની દેખાતી નથી.

## પાપવિચારનો પ્રવેશ અટકાવો

એક ગણિત ખ્યાલમાં રાખજો કે સામાન્યતયા જે વિચારને તમે આચરણમાં લાવતાં જેટલો વિલંબ કરશો તેટલો તે વિચારનો પાવર તૂટી જશે. પાપનો વિચાર જાગ્યા પછી તમે એનો તાત્કાલિક અમલ નહિ કરો તો એની તાકાત તૂટી જશે અને એ જ રીતે ધર્મનો વિચાર જાગ્યા પછી એને તાત્કાલિક અમલમાં નહિ મૂકો તો તેનોય પાવર ઘટી જશે.

જ્યારે વસ્તુસ્થિતિ આ જ છે ત્યારે એક કામ કરો. કોઈ પણ પાપવિચાર જાગે તો તેને તરત અમલમાં મૂકવાને બદલે થોડો કાળક્ષેપ કરી દો. થોડું અંતર પાડી દો અને તેની સામે કોઈ પણ શુભ વિચાર જાગે તો તેને જરાય કાળક્ષેપ કર્યા વિના તાત્કાલિક અમલમાં મૂકી દો. જરાય અંતર ન પડવા દો. થોડા દિવસ આનો પ્રયોગ કરો તો અચૂક જીવનમાં પાપની તાકાત તૂટતી જશે અને ધર્મનો ઉત્સાહ વધતો જશે.

હાથે કરીને આપણે આપણા જીવનને અવળા ગણિતના કારણે રવાડે ચડાવી દીધું છે. પાપવિચારોને તરત જ અમલમાં મૂકવાના પ્રયત્નો કરીને આપણે સમય, શક્તિ અને સંપત્તિ ત્રણેયને બરબાદ કરી નાખ્યાં છે અને શુભ વિચારોને અમલમાં મૂકવામાં વિલંબ કરીને આપણે પ્રાપ્ત એવા ધર્મપુરુષાર્થના અતિ દુર્લભ કાળને અવગણવા દ્વારા આલોક-પરલોક બંને બગાડી રહ્યા છીએ.

## ક્રોધ રવાના

૩૫ વરસના એક નવયુવકને વારંવાર ક્રોધ થઈ જાય. પોતાની માન્યતાની વિરુદ્ધ કોઈ આચરણ કરે એટલે તરત જ તેનો પિત્તો જાય. ન બોલવાના શબ્દો તે બોલી કાઢે અને ક્યારેક તો સામા પર હાથ પણ ઉગામી દે.

તેના આવા ક્રોધી સ્વભાવને કારણે તે સર્વત્ર અપ્રિય બની ગયો. તેની સાથે કોઈ વાત કરવા પણ તૈયાર ન થાય. તેનું નામ જ લોકોએ 'સળગતો કોલસો' પાડ્યું ! ક્રોધના આવા પ્રત્યક્ષ ફળથી તે યુવક અકળાઈ ગયો. ક્રોધને રોકવાના પ્રયત્નો તેણે શરૂ કર્યા પણ તેમાં તેને જોઈએ તેવી સફળતા ન મળી.

કંટાળીને તે એક મહાત્મા પાસે આવ્યો. 'મહાત્મન્ ! મારા આવા તેજ સ્વભાવથી બીજાં તો ઠીક પણ હું પોતે ય ત્રાસી ગયો છું. કોઈ એવો ઉપાય દેખાડો કે જેથી જીવનમાં ક્રોધની માત્રા ઘટી જાય !' યુવકે વાત કરી.

'જો ભાઈ ! એક કામ કર. રોજ તારા ખીસામાં 'મને હવે ક્રોધ આવી રહ્યો છે' આવા લખાણવાળી એક કાપલી રાખતો જા. જ્યારે પણ તને ગુસ્સો આવે ત્યારે તરત જ આ કાપલી ખીસામાંથી કાઢીને તારે એમાંનું લખાણ શાન્તિથી ૨૧ વાર વાંચી જવાનું અને પછી ગુસ્સો કરવાનો. આટલો એક નાનો સરખો પ્રયોગ અજમાવી જો', મહાત્માએ સલાહ આપી.

'પરંતુ એમ કરવાથી શો લાભ ?' યુવકે પ્રશ્ન પૂછ્યો.

'આ પ્રયોગ બરાબર ૧૫ દિવસ સુધી કરીને પછી તું મારી પાસે આવજે. એ વખતે હું તને લાભ બતાવીશ.'

પેલો યુવક ગયો. સાતમે દિવસે જ મહાત્મા પાસે પાછો આવ્યો. સીધો મહાત્માના પગમાં જ પડી ગયો. 'મહાત્મન્ ! ગજબ થઈ ગયો. આપે સૂચવેલો પ્રયોગ અમલમાં મૂક્યો. મનમાં જેવો ગુસ્સો આવ્યો કે તરત જ ખીસામાંથી પેલી કાપલી કાઢી. એ કાપલીને ૨૧ વાર વાંચવાની વાત તો ઘેર ગઈ પરંતુ માત્ર સાતઆઠ વાર વાંચતાં જ ક્રોધ ઘટવા લાગ્યો. સામી વ્યક્તિ પર ગુસ્સો કરવાનો મોકો જ ટાળવાનું મન થવા લાગ્યું. અત્યારે હાલત એવી થઈ ગઈ છે કે સામો માણસ ગમે તેવું વર્તન કરે તોય મનમાં પણ કષાય ઊઠતો નથી. આ શો ચમત્કાર સર્જાઈ ગયો ?'

વાસ્તવિકતા આ જ છે. મનમાં ઊઠતા કષાયોની, મનમાં જાગતી વાસનાઓની તાકાત ખરેખર તોડી નાખવી હોય તો તેને તાત્કાલિક અમલમાં ન મૂકો. વચ્ચે થોડું અંતર પાડી દો. એ અંતર કષાયોને અને વાસનાઓને નિષ્ફળ બનાવીને જ રહેશે !

## સૂત્ર સફળતાનું

સાધનાના જીવનમાં સફળતા મેળવવા માટેનું સૂત્ર આ છે : 'પાપનાં કાર્યોને વિલંબમાં મૂકો. ધર્મનાં કાર્યોને હાજરમાં પતાવો.' આનાથી બેવડો લાભ થશે : [૧] પાપકાર્યો વિલંબમાં પડવાથી અનાદિના પાપ સંસ્કારોની તાકાત ટતી જશે. [૨] ધર્મકાર્યો તરત ને તરત અમલી બનવાથી આત્મામાં આ ધર્મકાર્યો પ્રત્યેનો રસ પેદા થશે અને પેદા થયેલો એ રસ ઉત્તરોત્તર ધર્મકાર્યોની વૃદ્ધિ જ કરાવતો રહેશે. પેલી કહેવત પણ આવે છે ને ? 'પુણ્ય પાપને ઠેલે.' ધર્મકાર્યોમાં વ્યતીત થતો સમય પાપકાર્યો માટે સમય જ નહિ બચવા દે. પછી પાપકાર્યોને આચરણમાં તો મૂકવાની વાત જ ક્યાં રહી ?

એવું નથી કે આપણા મનમાં શુભ ભાવો પેદા જ નથી થતા અને અશુભ ભાવોની જ પરંપરા આપણા મનમાં ચાલે છે ? ના, અનેક વાર શુભ ભાવોના ઉછાળા મનમાં મારે છે પણ એ ઉછાળા પછી તેની પાછળ કોઈ સક્રિયતા આપણે અપનાવતા નથી તેથી એ શુભ ભાવોની તાકાત તૂટી જાય છે. બાકી ઉત્પન્ન થતા એ શુભ ભાવોને આપણે આચરણમાં મૂકવા લાગીએ તો માત્ર આપણા જ જીવનમાં નહિ, આપણી આસપાસ

રહેનારાના જીવનમાંય ચમત્કારો સર્જાયા વિના ન રહે એ નિ:શંક છે. માત્ર અનુભવ કરવાની જ જરૂર છે.

## અસર વાતાવરણની

ઉસ્તાદ સંગીતકાર એક જગ્યાએ પ્રોગ્રામ આપવા ગયા. ખીચોખીચ ભરાયેલા સભાગૃહમાં હજારો પ્રેક્ષકોની વચ્ચે સંગીતકાર પોતાના સ્થાને ગોઠવાયા. તબલચી, વીણાવાદક વગેરે સહુ પોતપોતાના સાજ બેસાડવા લાગ્યા. સંગીતકારે માલકૌંસ રાગ ગાવા માટે પોતાના ગળાને તૈયાર કર્યું. પંદરવીસ મિનિટ બાદ માલકૌંસ રાગ છેડ્યો. અદ્ભુત કંઠ, તાલબદ્ધ પડતી તબલાની થપાટો, પંખીઓને ઊડતાં અટકાવી દે તેવી વીણાના લયે આખા સભાગૃહના વાતાવરણને ગંભીર બનાવી દીધું. આખો હૉલ જાણે કે માલકૌંસ રાગમય થઈ ગયો. ચારે બાજુ તાળીઓના ગડગડાટ થવા લાગ્યા. વાહવાહના પોકારો ઊઠવા લાગ્યા. સહુ કોઈ આ રાગની અસરમાં એવા આવી ગયા કે દરેકના કાનમાં જાણે માલકૌંસ રાગ જ ગૂંજવા લાગ્યો.

ત્યાં અચાનક એ જ હૉલમાં એક બીજા સંગીતકાર પ્રવેશ્યા. ભૈરવી રાગના ગાયક તરીકે એમની સર્વત્ર ખ્યાતિ હતી. પેલા સંગીતકારે માલકૌંસ રાગ ગાવાનો બંધ કર્યો અને આગંતુક આ નવા સંગીતકારે ભૈરવી રાગ ગાવાની શરૂઆત કરી. પણ કોણ જાણે શું થયું ? આ સંગીતકારનો ભૈરવી રાગ જામે જ નહિ. એટલું જ નહિ, ભૈરવીને બદલે માલકૌંસ રાગ જામી ગયો. ભૈરવીમાં જવાની એ સંગીતકારની જહેમત નિષ્ફળ ગઈ. પોતે આનું કારણ સમજી શક્યા નહિ.

બાજુમાં જ બેઠેલા એ સંગીતકારના ગુરુ ખડખડાટ હસતા હતા. તેમણે પોતાના આ શિષ્યને સમજાવ્યું, 'ભલા માણસ ! સંગીતનો એક કાયદો સમજી રાખ કે ચારે બાજુનું વાતાવરણ જે રાગમય થઈ ગયું હોય તે વાતાવરણમાં તમે બીજા ગમે તે રાગ છેડો. જાણે-અજાણ્યે તમારે એ જ રાગમાં ખેંચાઈ જવું પડશે. આ સભાગૃહમાં પેલા સંગીતકારે માલકૌંસ રાગ એવો જમાવી દીધો છે કે તારો ભૈરવી રાગ હાલ પૂરતો તો આ હૉલમાં જામશે જ નહિ. હા, જે વખતે આ હૉલ માલકૌંસની અસરથી મુક્ત થઈ જશે તે વખતે તું તારો ધાર્યો રાગ આમાં જમાવી શકીશ !

પેલો સંગીતકાર તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો. આ દૃષ્ટાન્ત આપણે માટે ખૂબ જ પ્રેરક છે. જેવા ભાવો આપણા મનમાં જાગતા હોય છે તેવું વાતાવરણ આપણે ચારે બાજુ ઊભું કરી દેતા હોઈએ છીએ. સંગીતની દુનિયામાં પણ એક લયની અસર બીજા લયને પોતાની અસર જ જમાવવા ન દેતી હોય તો પછી આધ્યાત્મિક જગતનું તો પૂછવું જ શું ? તમારા મનમાં શુભ ભાવોનું જોર હશે તો તમારી આજુબાજુ આવનારા આત્માઓ પ્રાય: કરીને અશુભ ભાવોમાં રમી નહિ શકે ! એથી વિપરીત, તમારું મન

ભારોભાર અશુભ ભાવોથી ભરેલું હશે તો તમારી આજુબાજુ આવનારા આત્માઓના મનમાં શુભ ભાવોને કદાચ જાગવા જ ન દે એવુંય બને !

પેલું સૂત્ર આવે છે ને? '**अहिंसाप्रतिष्ठायां वैरत्यागः**' જે ક્ષેત્રમાં અહિંસામય વાતાવરણ સર્જાયું હોય તે ક્ષેત્રમાં હિંસક ભાવો પેદા થવા જ મુશ્કેલ છે. પેદા થઈ જતા હોય તો ટકવા મુશ્કેલ છે.

પરમાત્માના સમવસરણમાં આવનારાં બિલાડી અને ઉંદર, સાપ અને નોળિયો, વાઘ અને ગાય આ બધાં કેવાં શાંત થઈ જાય છે ! એ મહિમા કોનો ? કહો, પરમાત્માના અદ્ભુત અતિશયમય જીવનનો ! સાધનાકાળમાં પરમાત્માએ અહિંસા કેવી આત્મસાત્ કરી હશે કે તેના પ્રભાવે જાતિવૈરવાળા આત્માઓ પણ પોતાના જાતિવૈરને ભૂલી જતા હશે !

## તુમ દરિસણ સુખકાર !

અહિંસક ભાવોની કેટલી પ્રચંડ તાકાત !

આની સામે આપણે આપણી જાતને તપાસવાની છે. વીતરાગની સુગંધ રેલાવતાં શ્રી જિનમંદિરો, કઠોર જીવન જીવતા પંચમહાવ્રતધારી ત્યાગી સાધુ ભગવંતોના સહવાસો, અનેક પ્રકારની થતી સામુદાયિક આરાધનાઓ—આવા વાતાવરણની વચ્ચે આપણા મનમાં શુભ ભાવોની છોળો ઊછળે છે કે કેમ ? એ ક્ષેત્રમાં જતી વખતે કે એ ક્ષેત્રમાં રહેતી વખતે તો અશુભ ભાવોની ગંદકી આપણને હેરાન નથી કરતી ને ?

જવાબ 'હા'માં હોય તો હું કહું છું કે વારંવાર એ ક્ષેત્રોમાં જતા જાઓ. વારંવાર એવાં શુભ નિમિત્તોને સેવતા જાઓ. જિનમંદિરોના ત્યાગી સાધુ ભગવંતોની આરાધનાનાં અનેક પ્રકારનાં અંગોની તાકાતને જરાય ઓછી ન આંકશો. પ્રચંડ તાકાત છે એ ક્ષેત્રોની ! ત્યારે તો સ્તવનમાં આવે છે ને કે 'તુમ દરિસણથી સમકિત પ્રગટ, નિજ ગુણ ઋદ્ધિ અપાર; હો સ્વામી મોરા, તુમ દરિસણ સુખકાર.' પરમાત્માના દર્શનમાં સમ્યક્દર્શન પ્રગટાવી દેવાની તાકાત પડી છે. જરૂર છે માત્ર આપણા આત્મામાં એ યોગ પ્રત્યે ભારે આદર ઊભો કરવાની !

પેલી વાત યાદ છે ? સળગતા દીવાની બાજુમાં ઘી અને દિવેટથી યુક્ત એવો બુઝાયેલો દીવો મૂકવામાં આવે તો ક્યારેક પવનની લહેર સળગતા દીવાની જ્યોતને જરાક નીચી કરી દે અને નીચી થઈ ગયેલી એ જ્યોત બુઝાયેલા દીવાને સળગાવી દે. આવું બનવાની પૂરી શક્યતા છે. આપણે પણ એ જ કરવા જેવું છે. વારંવાર સત્સ્થાનોનાં, સદ્આલંબનોનાં, સત્સંગોનાં સેવન કરવા જેવાં છે. એ સેવન જ આપણા બુઝાયેલા દીવાને સળગાવી દેશે, અપવિત્રતાને તોડીને જ રહેશે.

મૂળ વાત આ છે. જ્યારે પણ આવાં સદ્નિમિત્તોના સેવનથી મનમાં શુભ ભાવો

પેદા થાય ત્યારે તુર્ત જ એ શુભ ભાવોને આચરણમાં મૂકી દેવાના યથાશક્ય પ્રયત્નો કરી જ લેજો. અન્યથા એ શુભ ભાવો નષ્ટ થઈને જ રહેશે.

## પાવર ટકતો કેમ નથી ?

ઘણા માણસોની એ ફરિયાદ છે કે વ્યાખ્યાન વગેરે સાંભળીએ ત્યારે તો પાવર ચડી જાય છે. એ વખતે તો એમ થઈ જ જાય છે કે અનંત જ્ઞાનીઓ જે વાત ફરમાવે છે એ જ વાત સાચી છે; પરંતુ ઉપાશ્રયની બહાર નીકળતાં જ બધો પાવર ઊતરી જાય છે. આનું કારણ શું ?

કારણ બહુ સ્પષ્ટ છે. એ વખતે મનમાં ઊઠતા શુભ વિચારોને એ જ વખતે આચારની કોઈ મર્યાદામાં તમે બાંધી દો તો આ શુભ ભાવોને જીવતદાન મળી જાય. દા.ત., વ્યાખ્યાનમાં જોરદાર તપની વાતો સાંભળી તમને તપ કરવાનું મન થઈ ગયું. હવે આ જ વખતે તમે મનમાં સંકલ્પ કરી દો કે આજથી એક વરસ માટે પાંચ તિથિ ઓછામાં ઓછું આયંબિલ કરીશ જ. અથવા વ્યાખ્યાનમાં ધનની મૂર્ચ્છાની ભયંકરતા સાંભળી મનમાં ધન પ્રત્યે અરુચિ ભાવ પેદા થઈ ગયો તો એ જ વખતે અમુક રકમ શુભમાં ખર્ચી નાખવાનો તીવ્ર સંકલ્પ કરી દો તો અચૂક તમને આ વ્યાખ્યાનાદિની થયેલી અસરનો ખ્યાલ આવશે.

સાધુ ભગવંતની ગેરહાજરીમાં પણ તમને આ પાંચ તિથિના આયંબિલ વગેરેના કરેલા સંકલ્પો ધર્મારાધનામાં જોડાયેલા જ રાખશે. એક નિયમની તાકાત કેટલી જોરદાર છે એનો તમને કોઈ અંદાજ નથી. ધારો કે–

માત્ર પાંચ તિથિ જ આયંબિલ કરવાનો તમે એક અભિગ્રહ લીધો. એ અભિગ્રહ લીધા પછી તમે આયંબિલ ખાતામાં આયંબિલ કરવા ગયા ત્યાં તમને કોઈ બીજા તપસ્વી સાધર્મિક મળી ગયા. એની બાજુમાં આયંબિલ કરવા તમે બેઠા. એણે તમને ભક્તિથી આયંબિલની વાનગીઓ વપરાવી. તમારો એની સાથે સાધર્મિકનો સંબંધ ઊભો થયો.

એના ઘરે જવાનું ચાલુ થયું. એ ભાઈ ધર્મના રંગે રંગાયેલા હતા. એમના તરફથી છ'રી પાળતા સંઘનું આયોજન થયું. તમને એ સંઘમાં સામેલ થવાનું આમંત્રણ મળ્યું. તમે એ સ્વીકાર્યું. સંઘમાં તમે જોડાયા. સાધુ ભગવંતોના સતત સાન્નિધ્યમાં રહેવાનું મળ્યું. રોજેરોજ જિનવાણી સાંભળવા મળી. હૈયું પલળવા લાગ્યું. વૈરાગ્યનો રંગ લાગ્યો. ચારિત્ર સ્વીકારવાની ભાવના થઈ. એ અંગેનો પુરુષાર્થ કર્યો. અનિકાચિત ચારિત્ર મોહનીય કર્મો તૂટ્યાં. તમે દેવેન્દ્રો અને ચક્રવર્તીઓને પણ પૂજ્ય એવા સંયમજીવનને પામ્યા. ખૂબ સુંદર આરાધનાઓ કરવા લાગ્યા. અને એ આરાધનાઓ દ્વારા સંસારને પરિમિત કરી દીધો.

આ સઘળાના મૂળમાં શું ? વ્યાખ્યાન સાંભળતાંસાંભળતાં જાગી ગયેલા તપ અંગેના

શુભ ભાવોને 'પાંચ તિથિ આયંબિલ' કરવાના અભિગ્રહ સ્વીકાર દ્વારા તમે આચારમાં પરિણમાવી દીધા ! બસ, આ એક જ શુભ યોગના પાલને તમારા જીવનમાં ન કલ્પેલા ચમત્કારો સર્જી દીધા !

યાદ રાખજો, વ્યાખ્યાન સમયે સ્વીકારાતા આવા અભિગ્રહોને દૂધના ઊભરા જેવા કહીને વગોવશો નહિ. અનેક બાળજીવોના જીવનમાં ભારેમાં ભારે ચમત્કારો સર્જી દેવાનાં કામો આવા નાનાનાના અભિગ્રહોના સ્વીકારે કર્યા છે. અલબત્ત, કોઈ એકાદ વ્યક્તિએ આવો અભિગ્રહ લીધા પછી કદાચ તોડી પણ નાખ્યો હોય; પરંતુ તેટલા માત્રથી અભિગ્રહ લેનારા સઘળા આવા જ હોય છે તેવો આરોપ જિંદગીમાં ક્યારેય કરશો નહિ. આવા આરોપો કરવાનાં ફળ બહુ ગોઝારાં છે. ધર્મારાધનાઓ કરનારા જીવોની કક્ષા જાણ્યા વિના તેમની નાનીનાની આરાધનાઓને સમજુ ધર્માત્મા વગોવે જ શી રીતે ? એ તો આવી આરાધનાઓની અનુમોદના જ કરતો હોય !

**યાદ રાખજો. હોડકાને ડુબાવવા માટે બાકોરાની જરૂર નથી. માત્ર કાણું પણ કાફી છે હોડકાને ડુબાડી દેવા માટે ! બસ, એ જ રીતે પાપી જીવનને તોડવા માટે ક્યારેક આવા નાનાનાના અભિગ્રહો પણ ખૂબ તાકાતવાળા પુરવાર થતા હોય છે. અને એ જ રીતે ધર્મમય જીવનને તોડી નાખવા માટે ક્યારેકક્યારેક નાની એવી પણ પાપક્રિયાઓ કાતિલ પુરવાર થતી હોય છે.**

## બેસણાના તપની તાકાત

સુરતની ૧૬૦૦ વિદ્યાર્થીઓની રવિવારીય શિબિરમાં એક યુવક દાખલ થયો. બે-ત્રણ રવિવાર ગયા પછી આવ્યો મારી પાસે. 'સાહેબ ! ખરાબ મિત્રોની સોબત એટલી બધી ગાઢ બની ગઈ છે કે એને હાલ ને હાલ તોડી નાખવી મારે માટે ખૂબ કઠિન છે. અને એ નહિ તૂટે ત્યાં સુધી મારું જીવન વ્યવસ્થિત થવું પણ એટલું જ કઠિન છે. રોજ રાતે હૉટલમાં એ મિત્રો ખેંચી જાય છે. હૉટલનો પ્રોગ્રામ પત્યા પછી કલબમાં જાઉં છું. ત્યાં જુગાર રમીએ છીએ, જુગાર રમતાંરમતાં દારૂની બૉટલો આવે છે. રાતે બે-ત્રણ વાગ્યે છોકરીઓ આવે છે. આપ કલ્પી શકો છો કે જીવન કેવું બરબાદ થઈ ગયું હશે ! મારે આ સઘળાંનો ત્યાગ કરવો છે પણ મને કોઈ ઉપાય જડતો નથી. આપ કોઈક એવો ઉપાય બતાવો કે જેના કારણે આ ભયંકર વિષચક્ર તૂટી જાય !' પોતાની દાસ્તાન તેણે રજૂ કરી.

'તારાથી તપ થઈ શકે છે ?'

'હા.'

'તો એક કામ કર, કાલથી રોજ માટે બેસણાં ચાલુ કરી દે.'

'પણ બેસણાંથી શું થશે ?'

'તું શરૂ તો કર ! અઠવાડિયા પછી મળજે.'

અઠવાડિયા બાદ એ છોકરો મળવા આવ્યો, 'મહારાજસાહેબ ! ગજબ થઈ ગયો ! બેસણાંના તપે તો ભારે ચમત્કાર સર્જી દીધો ! બેસણાં ચાલુ કર્યાં એટલે હૉટલમાં જવાનું બંધ થઈ ગયું. બેસણું કરવા સાંજના ઘરે વહેલા પહોંચવું પડે છે એટલે પેલા મિત્રોને મળવાનું જ બંધ થઈ ગયું છે. રાતના કલબોમાં જવાનું અટકી ગયું છે, કલબ અટકી એટલે જુગાર, દારૂ, પરસ્ત્રીગમન–આ સઘળાં ભયંકર પાપો સ્થગિત થઈ થયાં ! આવી કલ્પના તો મનેય નહોતી કે બેસણાંના તપમાં જીવન પરિવર્તન કરી દેવાની તાકાત પડી હશે ! મારે માટે તો એક નવું જીવન શરૂ થયું છે ! થાય છે કે આ નાનું એવું પણ બેસણાંનું તપ કાયમને માટે ચાલુ જ રાખવું ! અને હા, આજથી જીવનભરને માટે નિયમ આપી દો સાતેય વ્યસનના ત્યાગનો !' છોકરાએ પોતાની વાત રજૂ કરી.

આ તાકાત છે નાનો એવો પણ ધર્મ સ્વીકારવાની ! જીવનના કયા ક્ષેત્રમાં એ પોતાનો પ્રભાવ ફેલાવી દેશે એ આપણે કલ્પીય નહિ શકીએ. માટે જ શાસ્ત્રકારો ફરમાવે છે કે જીવનને નાનાં પણ ધર્માચરણોથી મઘમઘતું બનાવી દો.

આની સામે નાની એવી પણ પાપક્રિયાઓ કેવી ભયંકર બની શકે છે એ પણ સદાને માટે નજર સામે રાખજો. પ્રમાદનાં સ્થાનો પ્રત્યેની ઉપેક્ષા એ અગ્નિના કણિયાની ઉપેક્ષા છે, સાપના બચ્ચાની ઉપેક્ષા છે. એ ઉપેક્ષા આત્માના ભાવપ્રાણોની કતલ કરીને જ રહેશે એ સનાતન સત્ય ક્યારેય ભૂલશો નહિ.

બાહ્ય કે આભ્યન્તર જગતમાં ખેલાઈ ચૂકેલાં મોટાંમોટાં યુદ્ધોના કેન્દ્રમાં સદાને માટે માત્ર નાનીનાની ઘટનાઓ જ રહેલી હતી એની સાક્ષી મેળવવા જવું પડે તેમ નથી.

## ભયાનક હોનારત

માત્ર એક જ કલાકની વાર હતી વિમાન ઊપડવાને. વિમાનને ઉડાડતાં પહેલાં તેનું વ્યવસ્થિત ચેકિંગ કરવાની ત્રણ માણસોની જવાબદારી હતી. રોજેરોજ એ ત્રણ માણસોની 'વિમાનની હાલત બિલકુલ બરાબર છે' રજૂઆત થાય પછી જ વિમાન ઉડાડવામાં આવતું.

એ ત્રણ માણસોમાંનો એક માણસ આજે વિમાન તપાસવા આવ્યો તો ખરો; પરંતુ તેનું માથું સખત દુ:ખતું હતું અને તેથી જ તે ખૂબ બેચેન હતો. વિમાન તપાસવા માટેનાં સાધનો હાથમાં લઈને તે ચડ્યો તો ખરો; પરંતુ રોજ તો હું વ્યવસ્થિત ચેકિંગ કરું જ છું અને વળી, મારા પછી પાછા બીજા બે માણસો ચેકિંગ કરવાના જ છે એટલે આજે હું વ્યવસ્થિત ચેકિંગ નહિ કરું તો ચાલશે. એવો વિચાર કરી તેણે માત્ર ઉપરઉપરથી વિમાનનું નિરીક્ષણ કરી લીધું. અને રિપોર્ટમાં લખી નાખ્યું કે બધું બરાબર છે.

તેના પછી ૧૫ મિનિટ પછી બીજો માણસ વિમાન ચેકિંગ કરવા આવ્યો તેને આજે

પોતાની પત્ની સાથે ઝઘડો થયેલો, એટલે તેનું મન પણ અશાન્ત હતું. 'મારી પહેલાં પણ એક માણસ 'વિમાન વ્યવસ્થિત છે' એવો રિપોર્ટ લખી જ ગયો છે અને મારી પછી પણ એક માણસ હજી વિમાન તપાસવા આવવાનો જ છે માટે હું વ્યવસ્થિત ચેકિંગ નહિ કરું તો ચાલશે.' એમ વિચારી તેણે પણ રિપોર્ટમાં લખી દીધું કે 'વિમાન બિલકુલ વ્યવસ્થિત છે.'

માત્ર પાંચ મિનિટ પછી ત્રીજો માણસ વિમાનનું ચેકિંગ કરવા આવ્યો. આજે તેના ઘરમાં ચોરી થઈ ગઈ હતી અને તેના કારણે તેનું મન ખૂબ વ્યગ્ર હતું. તેણે માત્ર પોતાની પહેલાં વિમાનનું ચેકિંગ કરી ગયેલા બે માણસોના રિપોર્ટ જોઈને જ લખી નાખ્યું કે બધું બરાબર છે.

આ ત્રણેય માણસોના રિપોર્ટના આધારે વિમાનને ઊપડવાની રજા મળી ગઈ. ૩૫૦ યાત્રિકો ગોઠવાઈ ગયા. પાઈલૉટે કૅબિનમાં જઈને પોતાનું સ્થાન લીધું. લીલું સિગ્નલ અપાઈ ગયું. યાત્રિકોના સંબંધી 'આવજો, આવજો'ની બૂમો પાડતા હતા.

વિમાન રન-વે પર દોડ્યું અને ગણતરીની પળોમાં ઉપર ઊંચકાયું. વાદળાં સાથે જાણે કે વાતો કરવા લાગ્યું. ત્યાં તો અચાનક મોટો ધડાકો થયો. આખું વિમાન જોતજોતાંમાં સળગી ઊઠ્યું. વિમાનમાં બેઠેલા તમામેતમામ યાત્રિકો ભડથું થઈને સાફ થઈ ગયા !

'અકસ્માત કયા કારણે થયો ?' તે સૂચવનારી પેટી મળી. 'કોક મશીનમાં છૂટા પડી ગયેલા ૫-૧૦ સ્ક્રૂના અભાવે આ ગોઝારો અકસ્માત સર્જાયો.' તુરત જ જાહેર થયું.

વિમાન ચેકિંગ કરનારા પેલા ત્રણેય માણસોને નોકરીમાંથી બરતરફ કરાયા. અને વધુમાં છ-છ મહિનાની સખત જેલની સજા થઈ એ નફામાં !

## 'ચાલશે'ની મનોવૃત્તિ છોડો

જવાબદારીભર્યા સ્થાને મામૂલી પણ ભૂલ કેટલી ખતરનાક પુરવાર થઈ શકે છે તેનું આ કરુણ દૃષ્ટાન્ત છે. તપાસ કરીએ જીવનમાં, તો ખ્યાલ આવી જશે કે કેટકેટલી જગ્યાએ આપણે આવી 'ચાલશે'ની મનોવૃત્તિ અપનાવી છે !

* તિથિના દિવસે તપ નહિ કરીએ તો ચાલશે.
* છતી શક્તિએ દાન નહિ કરીએ તો ચાલશે.
* સમયની અનુકૂળતા છતાં વ્યાખ્યાન નહિ સાંભળીએ તો ચાલશે.
* પ્રતિક્રમણ વગેરે આવશ્યક ક્રિયાઓ રોજ નહિ કરીએ તો ચાલશે.
* ગુણવાન આત્માની પણ નિંદા કરીશું તો ચાલશે.
* બાળજીવોની આરાધનાની અનુમોદના નહિ કરીએ તો ચાલશે.
* શક્તિ છતાં સાધર્મિક ભક્તિ નહિ કરીએ તો ચાલશે.
* સમ્યક્ જ્ઞાન ઉપાર્જન કરવાની મહેનત નહિ કરીએ તો ચાલશે.

ઓહ ! કેટકેટલી બાબતમાં આપણે આ 'ચાલશે'ની કાતિલ મનોવૃત્તિ અપનાવી છે ?

જવાબદારીભર્યા સ્થાને બેઠેલાઓની 'ચાલશે'ની મનોવૃત્તિ ભૂખ્યા સિંહના પાંજરામાં પ્રવેશ કરવા જેવી પુરવાર થઈ છે. * ૧૦૦૦ વરસ સુધી સંયમજીવનનું પાલન કરનાર કંડરિક મુનિની ક્યાં બહુ મોટી ભૂલ હતી ? * જૈનશાસનમા 'ઉત્સર્ગ-અપવાદ ઘણા છે' આવું બોલનાર કમલપ્રભાચાર્યે ક્યાં મોટી થાપ ખાધી હતી ? 'ભગવાન ભૂલ્યા' આવું બોલનાર જમાલિના વૈરાગ્યમાં ક્યાં કચાશ હતી ? * માત્ર મનગમતાં ભોજન વાપરનાર મહાપ્રભાવક આર્યમંગુએ ક્યાં સંયમજીવન મૂકી દીધું હતું ? * 'પેલાને માત્ર થોડી ચમચમ કરી દઉં' આવી ગણતરીથી લાકડી લઈને ઊભા થયેલા એ ચંડકૌશિકના પૂર્વભવના સાધુજીવનની સાધના ક્યાં ઓછી હતી ?

પણ ના, પ્રમાદનાં સ્થાનોના સેવન સાથે પોતાના મનથી કરી દીધેલું સમાધાન એ મોટામાં મોટી ભૂલ હતી. એ ભૂલે કંડરિકને સાતમી નરક બતાવી, તો કમલપ્રભાચાર્યનો અનંતસંસાર વધાર્યો, જમાલિને કિલ્બિષક બનાવ્યો, તો આર્યમંગુને ખાળના ભૂત બનાવ્યા અને પેલા સાધુને તો તીર્થંકરની હત્યા કરવા સુધીની લેશ્યા બગડે તેવા દૃષ્ટિવિષ સર્પના અવતારની ભેટ ધરી દીધી !

આ સજા છે પ્રમાદનાં સ્થાનોના સેવનમાં 'ચાલશે' ની મનોવૃત્તિ અપનાવવાની !

હા, આ મનોવૃત્તિ અપનાવવી જ હોય તો અપનાવો કોઈના દ્વારા થતાં અપમાનોમાં, શરીરમાં પેદા થઈ જતા રોગોમાં, ધંધામાં આવી પડતી ખોટમાં, કોકના દ્વારા થઈ જતા વિશ્વાસઘાતમાં. ટૂંકમાં, જ્યાંજ્યાં શરીરની સુખશીલતાના અને મનની સ્વચ્છંદતાના કુસંસ્કારો તૂટતા હોય ત્યાંત્યાં 'ચાલશે'નું સૂત્ર અપનાવી લઈએ તો બેડો પાર થઈ જાય. જ્યાં જિનાજ્ઞાની સાપેક્ષતા જ નથી એવી પ્રત્યેક વૃત્તિ-પ્રવૃત્તિમાંથી 'ચાલશે'નો શબ્દ કાઢી નાખો.

ખબર છે તમને કે નડિયાદમાં વરસો પહેલાં અમારા સમુદાયના શિરછત્ર કર્મસાહિત્ય નિષ્ણાત સ્વ.પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજને જ્યારે નરમ તબિયતના હિસાબે ડૉક્ટરોએ મોસંબીનો રસ લેવાની સલાહ આપેલી એ વખતે તેઓશ્રીએ સ્પષ્ટ કહેલું કે આખી જિંદગીમાં જે ચીજને હું અડ્યો જ નથી એ ચીજને પાછલી જિંદગીમાં લઈને જિનાજ્ઞાની વિરાધના શા માટે કરવી ? અને ખરેખર તેઓશ્રીએ રસ ન જ લીધો.

પૂર્વના મહાપુરુષોનાં પરાક્રમી જીવનોને તો છોડો. વર્તમાનકાળમાંય એવા કેટલાય પુણ્યવાન આત્માઓ છે કે જેમની 'ચાલશે'ની મનોવૃત્તિ સામે લાલ આંખ છે. તો પછી આપણે પણ **'महाजनो येन गतः स पन्थाः'** એ ન્યાયે જન્મોજન્મ ભટકાવનારી,

ઉપકારીઓના ઉપકારોનું વિસ્મરણ કરાવનારી, અનંતાનંત જીવોના હિતને જોખમાવનારી 'ચાલશે'ની આ જીવલેણ મનોવૃત્તિને તિલાંજલિ આપી દઈએ. અને જિનાજ્ઞાના પાલન માટે તત્પર રહીએ.

જો આ નહિ કરીએ અને 'ચાલશે'ની મનોવૃત્તિ મુજબ જ જીવન જીવીશું તો પેલા ત્રણ માણસોની બેદરકારીથી તો ૩૫૦ મર્યા, જ્યારે આપણી બેદરકારી તો અનંતાનંત જીવોના હિતને જોખમાવી દેશે. ના, ના, હવે તો એ પાપને છોડીને જ રહીએ !

## જાગૃતિ અને પ્રમાદ !

વાત આ છે જાગૃતિ અને પ્રમાદની. એ બન્નેની તાકાત જરાય ઓછી નથી. જાગૃતિ હશે તો આ દુનિયાનો કોઈ પણ પ્રસંગ તમારા આત્મહિતને જોખમાવી નહિ શકે અને પ્રમાદ-પરવશ જીવન હશે તો સાવ મામૂલી પ્રસંગો પણ રહીસહી આત્મગુણોની કમાણીને સફાચટ કરી નાખશે.

ત્યારે તો કહેવાય છે કે 'જે ઘરનો માલિક જાગતો હોય છે તે ઘરમાં ચોરો પ્રવેશતા નથી !' આત્મા જાગ્રત હશે તો પ્રમાદરૂપી ચોર પ્રવેશી નહિ શકે એ નિશ્ચિત વાત છે. પર્વતના શિખર તરફ જેમજેમ જતા જઈએ તેમતેમ જોખમ વધતું જાય. જોખમ વધવાની સાથે જાગૃતિ પણ વધતી જ જાય. જો જાગૃતિ ગઈ, અસાવધ બન્યા તો સીધા નીચે ! સાધનાનું જીવન એ જોખમનું જીવન છે. પ્રત્યેક પળે સાવધાની વધતી જતી હોય તો સમજવું કે વિજય નિશ્ચિત છે. પણ જો કોક નબળી પળે અસાવધ બન્યા તો મુશ્કેલીનો પાર નથી. વિચારો, સાધનાનું જીવન એ જોખમનું જીવન છે એવું લાગે છે ? પ્રત્યેક પળે લક્ષ્યનો ખ્યાલ રહે છે ?

## ટિકિટ તો છે જ

ગાડીમાં એક મુસાફર પાસે ટિકિટ ચેકર આવ્યો. પેલો મુસાફર પોતાનાં ખીસાં જોવા લાગ્યો. બે-ત્રણ ખીસાં જોયા; પણ ટિકિટ મળી નહિ. પોતાની બૅગ ખોલી, બૅગમાં બધે જોયું. તોય ટિકિટ ન દેખાઈ, બિસ્તરો ખોલવા જતો હતો ત્યાં ટિકિટ ચેકરે કહ્યું, 'ભાઈ ! રહેવા દો ટિકિટ શોધવાની મહેનત ! તમારું મોઢું જ કહે છે કે તમારી પાસે ટિકિટ હશે જ !'

'તમને ટિકિટ બતાવવા કોણ મહેનત કરે છે ? આ તો હું પોતે જ ભૂલી ગયો છું કે મારે ક્યાં જવાનું છે ? એટલે ટિકિટ શોધું છું કે જેથી ખ્યાલ તો આવે કે મારે આ જગ્યાએ ઊતરવાનું છે,' મુસાફરે જવાબ આપ્યો.

આપણીય હાલત આ મુસાફર જેવી જ છે ને ? આટઆટલી આરાધનાઓ કરીએ અને કોઈ પૂછે, 'આરાધનાનું લક્ષ્ય શું ?' એ વખતે આપણે વિચારમાં પડી જઈએ

છીએ. તરત ને તરત આપણે જવાબ નથી આપી દેતા કે સઘળી આરાધનાઓ મોક્ષ માટે કરું છું.

માત્ર ધર્મની જ બાબતમાં આવું છે એમ ન સમજતા. મોટે ભાગે સંસારની પણ અનેક ક્રિયાઓ આવી મૂર્ચ્છિતપ્રાયઃ અવસ્થામાં જ થતી હોય છે. ચાલુ કરેલું મશીન જેમ પોતાની ક્રિયાઓ કરતું જાય છે તેમ સવારથી રાત સુધીની આપણી જીવનચર્યા મશીનની જેમ જ ચાલતી હોય છે. ના, એ ક્રિયાઓમાંય જાગૃતિ મોટે ભાગે નથી.

સ્નાન કરીને બહાર નીકળ્યા પછી તમને કોઈ પૂછે કે નાહવા માટે તમે જે સાધનથી પાણી લીધું હતું તે લોટો હતો કે ગ્લાસ ? તો મોટે ભાગે તમે માથું જ ખંજવાળો ! હવે રોજની આ ક્રિયાઓમાં પણ જાગૃતિ નથી તો પછી ક્વચિત જ આચરાતી ધર્મક્રિયાઓમાં જાગૃતિ કેટલી રહેતી હશે તે વિચારણીય છે.

## મુગટ હતો ?

મુંબઈમાં એક ભાઈ સાંજના પ્રતિક્રમણ પછી મળવા આવ્યા, 'મહારાજસાહેબ ! આવતી કાલે પાલિતાણા જાઉં છું. કંઈ કામ હોય તો ફરમાવો.'

'દર્શન કરતાં યાદ કરજો.' ત્રિકાળ વંદના કહીને એ ભાઈ ઊભા થયા.

ત્રીજે દિવસે સવારે તો એ ભાઈ ઉપાશ્રયમાં આવ્યા. 'તમે તો કહેતા હતા ને કે પાલિતાણા યાત્રા કરવા જવું છે. શું બંધ રહ્યો પ્રોગ્રામ ?'

'ના, ના, સાહેબ ! પાલિતાણા જઈને આવી ગયો.'

'જઈને આવી ગયા ? શી રીતે ?'

'સવારના પ્લેનમાં બેઠો સાન્તાક્રુઝથી. ભાવનગર પહોંચ્યો. ત્યાંથી ટૅક્સી કરી પાલિતાણા પહોંચ્યો. ધર્મશાળામાં ચાપાણી પતાવીને ઘોડાગાડીમાં તળેટીએ ગયો. ત્યાંથી ડોળીમાં બેસીને ઉપર પહોંચ્યો. પૂજા કરીને ડોળીમાં નીચે ઊતર્યો. શેરડીનો રસ પીને ઘોડાગાડીમાં ધર્મશાળાએ પહોંચ્યો. સામાન લઈ ટૅક્સી કરી સીધો ભાવનગર પહોંચ્યો. વિમાનમાં ગઈ કાલે રાતના અહીં આવી ગયો ! એક જ દિવસમાં જાત્રા પતી ગઈ !'

'ભાઈ ! એ તો કહો, આદીશ્વર ભગવાનના મસ્તકે મુગટ હતો ખરો ?' મેં પૂછ્યું.

એ ભાઈ માથું ખંજવાળવા લાગ્યા, 'સાહેબ ! ખાસ ખ્યાલ આવતો નથી. મુગટ હતો કે નહિ ?'

'તો યાત્રા કરવા તમે ગયા હતા કે તમારું પાર્સલ ગયું હતું ?' તે ભાઈ શો જવાબ આપે ?

## ધર્મક્રિયા ભાવપૂર્વક કરો

આ હાલત છે. કલાકોના કલાકો સુધી આવી ધર્મક્રિયાઓ કર્યે જઈએ છતાં જોઈએ

તેવી મજા ન આવતી હોય તો તેમાં આશ્ચર્ય શું છે ? ભલે બે જ મિનિટ ધર્મક્રિયા કરો; પરંતુ તેમાં ભાવ એવા પૂરો કે ધર્મક્રિયાની સમાપ્તિ બાદ પણ તેનો આનંદ જરાય ઓછો ન થાય. અરે ! ઊલટો આનંદ વધતો જાય. આવી નાની પણ ધર્મક્રિયાની તાકાત પ્રચંડ છે !

મૂળ વાત છે મનની. મનને તમે કાયાની જે ક્રિયામાં એકાગ્ર બનાવી દેશો એ ક્રિયાની તાકાત વધી જશે. પછી તે ક્રિયા ધર્મની હોય કે પાપની હોય. ધર્મક્રિયામાં એકાકાર બની ગયેલું મન સદ્ગતિઓની પરંપરા સર્જી દેશે ! જ્યારે પાપક્રિયામાં તદાકાર બની ગયેલું મન જાલિમ દુર્ગતિઓ લમણે ઝીંકશે !

પેલા કવિએ ગાયેલી એક કડી યાદ આવે છે...

*'નામ ચોખો રૂપ ચોખ્ખું*
*ઉજ્જવળ એનું રૂપ;*
*કંકુ સાથે મેળ કરીને*
*કંઈક નમાવ્યા ભૂપ.*
*મગની સાથે મેળ કરીને*
*ચોખો થયો બદનામ;*
*રંગ ખોયો, રૂપ ખોયું,*
*લોકે પાડ્યું ખીચડી નામ.'*

ચોખાના દાણા કંકુમાં ભળે તો કેટલાય રાજા-મહારાજાઓને નમાવી દે, પણ એ જ ચોખાના દાણા મગની સાથે ભળે તો પોતાના રૂપ-રંગ તમામને ખોઈ બેસે અને લોકો તેને ખીચડી કહીને વગોવે.

બસ, આ જ વાત લાગુ પડે છે મનને માટે. કંકુ જેવી ધર્મક્રિયાઓ સાથે મન ભળે તો અનેક આત્માઓને પૂજ્ય એવા સિદ્ધ પદને તે પામી જાય છે અને મગના દાણા જેવી પાપક્રિયાઓ સાથે આ મન ભળે તો તે બદનામ થયા વિના નથી રહેતું ! માત્ર મનને માટે જ નહિ, મળેલી તમામ સામગ્રીઓ માટેનો આ અફર કાયદો છે. તમે એ સામગ્રીઓને કઈ બાજુ વાળો છો તેને આધારે એ સામગ્રીઓની તારકતા-મારકતાનો નિર્ણય થઈ જશે !

## જે આસવા તે પરિસવા

ત્યારે તો શાસ્ત્રકારો કહે છે ને, '**जे आसवा ते परिसवा, जे परिसवा ते आसवा.**' આશ્રવનાં તમામ સ્થાનો સંવરનાં બની શકે તેમ સંવરનાં તમામ સ્થાનો આશ્રવનાં બની શકે છે.

ગરમાગરમ ચાની તપેલીનું ઢાકણું ખૂલી જતાં એ તપેલીને ઢાંકવા માટે મહેનત

તો ધર્મી અને અધર્મી બન્ને કરે છે; છતાં એ બન્નેના કર્મબંધમાં ભારે તફાવત ! ધર્માત્મા તપેલી પર એટલા માટે ઢાંકણું મૂકે કે ગરમાગરમ ચાની વરાળ બહાર નીકળતાં એ તપેલીની બરાબર ઉપર કોઈ ઊડતા જીવો જતા હોય તો એ વરાળની ગરમીથી સીધા તપેલીમાં પડે અને ખલાસ થઈ જાય ! આવું કાંઈ ન બને માટે ધર્મી આત્મા એ તપેલી પર ઢાંકણું મૂકે.

જ્યારે એવી જીવદયાની પરિણતિ વિનાનો આત્મા આ ખુલ્લી તપેલી પર ઢાંકણું એટલા માટે મૂકે કે ગરમાગરમ ચા ઠરી ન જાય. ઠરી જાય તો ચા પીવાની મજા બગડી જાય. એ મજા ઊભી રહે માટે એ તપેલીનું ઢાંકણું ઢાંકે.

ક્રિયા બન્નેની સમાન છતાં આશય જુદો હોવાના કારણે બન્નેના કર્મબંધમાં આસમાન-જમીનનો તફાવત પડે છે ! એક લખલૂટ પુણ્ય બાંધે, કર્મનિર્જરા કરે, બીજો ભારે પાપકર્મો બાંધે, અશુભ અનુબંધો ઊભા કરી દે.

હતાશ થવાની જરાય જરૂર નથી. મળેલી સામગ્રીઓ એકાંતે મારક નથી અને એ જ રીતે એકાંતે તારક નથી. સઘળો નિર્ણય તમારા પર અવલંબે છે.

આ માત્ર વાતો નથી. પૂર્વના મહાપુરુષોના આદર્શો આજે પણ આપણી નજર સામે છે.

અરણિક મુનિવર એક વાર પડ્યા; પરંતુ પછી સત્ત્વ એવું ફોરવ્યું કે પુનઃ સંયમ સ્વીકારી ધગધગતી શિલા પર અનશન ઝુકાવી બેઠા ! મહામુનિ નંદીષેણ નિકાચિત ભોગાવલી કર્મોના ઉદયે વેશ્યાને ત્યાં બેઠા તો ખરા; પણ પછી એ જ વેશ્યાના એક જ ટોણે પાછા મહાભિનિષ્ક્રમણના માર્ગે ચાલી નીકળ્યા ! આષાઢાભૂતિ નટકન્યાઓના રૂપ પાછળ સંયમ ગુમાવી તો બેઠા; પરંતુ પછી નાટક કરતાંકરતાં મનને અનિત્ય ભાવનામાં એવું રમતું કરી દીધું કે ઘાતી કર્મોના ભુક્કા બોલાવી કેવળજ્ઞાન પામી ગયા ! મેઘકુમાર સંયમ જીવનના પ્રથમ દિવસે જ દુર્ધ્યાનમાં ચડી ગયા; પરંતુ પછી વીર પ્રભુના વાક્યે સંયમ જીવનમાં એવા સ્થિર થઈ ગયા કે આંખને છોડીને આખું શરીર સાધુ ભગવંતોની સેવામાં તેમણે મૂકી દીધું.

પતન અને ઉત્થાનનાં આ દૃષ્ટાન્તોને સદાય નજર સામે રાખજો ! **પતન એટલું ખતરનાક નથી જેટલું ખતરનાક એ પતનમાંથી ક્યારેય ઉત્થાન જ ન પામવું એ છે !** પડવાની શક્યતા ચાલનારને છે જ; પરંતુ ચાલવાના જ લક્ષવાળો પડ્યા પછી ઊભો તો થવા માટેની મહેનત તો કરવાનો જ !

બસ, એ જ રીતે સાધનાના માર્ગે પ્રવેશ કરનારાઓનાં જીવનમાં પતનની અનેક પળો આવવાની શક્યતા તો રહેવાની જ. જાગૃતિ અખંડ હશે તો બચી જવાશે. કમસે

ક્રમ આટલો નિર્ણય તો કરી જ લેજો કે 'પડવાનું બનશે તોય ત્યાંથી ઊઠવાનો પ્રયત્ન તો અવશ્ય કરીશ જ !'

બસ, આ સંકલ્પમાં સાધનાની સફળતાનું રહસ્ય પડેલું છે. જીવનને જીતી જવાની અણમોલ તક પડી છે !

## પાપીને નહીં, પાપને ધિક્કારો

યાદ રાખજો, શાસ્ત્રકારો પાપીને નહિ; પરંતુ પાપને તિરસ્કારે છે. છદ્મસ્થાવસ્થા છે માટે ભૂલોની સંભાવના તો રહેવાની જ ! પરંતુ એક વાર થયેલી ભૂલ પ્રત્યે જાગ્રત બનીને ફરી વાર એની એ જ ભૂલ ન થાય એની તકેદારી રાખીએ તો ધીમેધીમે જીવનમાં પાપો અચૂક ઓછાં થતાં જવાનાં. અરે ! પછી તો સ્થિતિ એવી આવી જશે કે જે નિમિત્તો આત્માને અત્યારે પછાડી રહ્યાં છે એનાં એ જ નિમિત્તો આત્માને માટે ઉત્થાનનાં કારણ બનતાં જશે.

ઘરમાં ઝબૂકતો નાનો દીવો જોયો છે ? મામૂલી પવનની લહેર આવે તો દીવો ઓલવાઈ જાય; પરંતુ એ જ દીવાની જ્યોતમાંથી ભયંકર આગ લાગી હોય પછી પવનની લહેર તો શું પણ વંટોળિયાનો પવન ફૂંકાય ને, તોય એ આગ ઓલવાતી તો નથી જ; પરંતુ વધુ ને વધુ પ્રજ્વલિત થતી જાય છે. આમ કેમ ? કહો કે દીવો કમજોર હોય તો પવનની લહેર પણ તેને બૂઝવી નાખે; પરંતુ એ ભડભડતી આગનું રૂપ ધારણ કરે તો પવન એ આગને વધારી દે !

બસ, આ જ વાત છે આરાધનાના જીવનની ! શરૂશરૂમાં એ આરાધનાનો દીવો મામૂલી નિમિત્તોની લહેરથી પણ બુઝાઈ જાય એવું કદાચ બને; પરંતુ વારંવાર અને એકાગ્ર ચિત્તે થતી આરાધનાઓ પછી તો એવી મજબૂત થતી જાય છે કે ગમે તેવાં ભયંકર નિમિત્તો પણ એ આરાધનાને તોડી શકતાં તો નથી; પરંતુ આરાધનામાં વૃદ્ધિ કરનારાં બની જાય છે.

પરમાત્મા મહાવીર દેવનો આત્મા ! મરીચિના ભવમાં શરીરની સુખશીલતા ખાતર તેણે સાધુપણું છોડ્યું અને એ જ આત્માએ અંતિમ ભવમાં કર્મો ખપાવવા માટે અનાર્ય દેશમાં વિહાર કર્યો !

જંબુસ્વામીના જીવે ભવદેવના ભવમાં નાગિલાને ખાતર સંયમજીવન છોડી દેવાના સતત વિચાર કર્યા; પરંતુ છેલ્લા ભવમાં એ જ જંબુકુમારે પરણ્યાની પહેલી જ રાતે પોતાની સાથે આઠઆઠ રૂપવતી કન્યાઓને સંયમજીવનના સ્વીકાર માટે તૈયાર કરી દીધી ! આરાધનાનો રંગ જેમજેમ વધતો જશે તેમતેમ આત્મામાં સત્ત્વ વધતું જ જશે અને વધતું જતું સત્ત્વ આત્માને આરાધનામાં વધુ ને વધુ જોડાયેલો રાખશે ! પણ આ

બધું બને ક્યારે ? આપણી નબળાઈઓને વ્યવસ્થિત જાણી લઈને એ નબળાઈઓને તોડવા તરફ જ આપણું લક્ષ હોય ત્યારે !

## પણ પાટો ક્યાં બાંધ્યો ?

રમતાંરમતાં છોકરો ઠેસ વાગવાથી પડી ગયો. પગમાંથી સારા પ્રમાણમાં લોહી વહેવા લાગ્યું. છોકરો દવાખાને આવ્યો. છોકરાને પગે પાટો બાંધવા માટે કમ્પાઉન્ડરે છોકરાનો પગ પકડ્યો; પરંતુ વેદના એટલી બધી થવા લાગી કે છોકરો ખૂબ ચીસાચીસ પાડવા લાગ્યો.

દવાખાનાની શાન્તિનો ભંગ થવાથી ડૉક્ટર પોતે ડ્રેસિંગ રૂમમાં આવ્યા. કમ્પાઉન્ડરને કહ્યું કે તું બહાર જા. હું એના પગનું ડ્રેસિંગ કરી લઉં છું.

કમ્પાઉન્ડર બહાર ગયો. ડૉક્ટરે જેવો છોકરાનો પગ હાથમાં લીધો કે છોકરો બૂમ પાડવા લાગ્યો, 'ડૉક્ટરસાહેબ !'

'ખબરદાર છે જો આગળ બોલ્યો તો ! બે-ચાર ઈંજેક્શનો ઠોકી દઈશ !' ડૉક્ટરે છોકરાને ધમકી આપી.

છોકરો એ વખતે મૌન તો થઈ ગયો. પરંતુ બે જ મિનિટ ગઈ હશે ત્યાં છોકરો પાછો બોલ્યો, 'પણ ડૉક્ટર મારી વાત સાંભળો તો ખરા.'

'મારે કાંઈ સાંભળવું નથી. મને પહેલાં પાટો બાંધી લેવા દે.' આમ કહીને ડૉક્ટરે પાટો બાંધવાનું ચાલુ કર્યું.

છોકરો મૌન થઈ ગયો. આખો પાટો બંધાઈ ગયા પછી ડૉક્ટરે એ છોકરાને પૂછ્યું, 'બોલ, તારે શું કહેવું છે ?'

'ડૉક્ટરસાહેબ ! મને વાગ્યું છે જમણા પગે, અને આપે પાટો બાંધ્યો છે ડાબા પગે ! હું એ કહેતો હતો; પરંતુ આપ સાંભળો ત્યારે ને ?' છોકરાએ જવાબ આપ્યો.

## રોગ પારખવા નિદાન જરૂરી

તમારી સ્થિતિ આવી તો નથી ને ? રોગ અલગ છે અને તેની સામે દવા અલગ કરો છો, એવું તો નથી ને ? મોટા ભાગના જીવોની સ્થિતિ આવી જ છે ! જીવનમાં અશાન્તિ છે અને તેને દૂર કરવાના તમારા પ્રયત્નો એ અશાન્તિને વધારતા જ જાય છે ! શરીરમાં તાવ છે અને તેને હટાવવા શરીર પર તમે ઠંડું પાણી રેડી રહ્યા છો. વિચારજો, આ ચેષ્ટા તમને જિવાડશે કે વહેલા મારશે ?

ત્યારે તો આરોગ્યશાસ્ત્રની દુનિયાનો એક કાયદો છે કે રોગીને ઔષધો આપવાની ઉતાવળ કરવા કરતાં સૌથી પહેલાં તેના રોગનું નિદાન કરજો. ચોક્કસ નિદાન થયા પછી અપાતાં વ્યવસ્થિત ઔષધો એ રોગને હટાવ્યા વિના નહિ જ રહે ! આ જ વાત

આધ્યાત્મિક જગતમાં લાગુ પડે છે. દવાઓ લેતાં પહેલાં ચોક્કસ નિદાન કરી લો ! પછી થયેલા એ નિદાનને આધારે ગુરુદેવ જે દવા આપે એ લેતા જાઓ ! આત્મરોગોને હટાવે જ છૂટકો છે !

આવી તૈયારી આપણી હોય તો ધર્મરત્નપ્રકરણકાર મહર્ષિએ ફરમાવેલા ધર્મપ્રાપ્તિની યોગ્યતાના ૨૧ ગુણો આપણા આત્મામાં પ્રવેશે. એ ગુણોને પામવાની ભૂમિકા ઊભી થાય. ક્ષુદ્રનાં આકર્ષણો ઘટતાં જાય અને એક એવી નાની દુનિયામાં આપણે પ્રવેશવાનું બને કે જ્યાં પ્રવેશ્યા પછી ક્યારેય બહાર નીકળવાનું મન જ ન થાય ! આપણું જીવન સ્વ-પર અનેકને માટે લાભદાયી બનતું જાય !

## બહુ દુઃખ થયું

એક છોકરાએ પોતાના પિતાના મરણ પછી ચારે બાજુ સગાંસંબંધીઓને કાગળો લખ્યા કે 'મારા પૂજ્ય પિતાશ્રી તા. ૧૨-૭-૮૧ ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે ઇત્યાદિ.

આ કાગળોના બધા તરફથી જવાબ આવવા લાગ્યા. 'તમારા પિતાજીના સ્વર્ગવાસના સમાચાર જાણી ખૂબ દુઃખ થયું. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાન્તિ અર્પે.'

એ છોકરાનો મિત્ર ચાર-છ મહિના બાદ એ છોકરાને મળ્યો. 'ભાઈ ! તારા પિતાજીના મરણ પછી મેં તેનો જે જવાબ લખેલો તે તને મળેલો કે નહિ ?'

'મળેલો ને ! કેમ કાંઈ વિશેષ લખેલું ?'

મેં લખ્યું હતું, 'તમારા પિતાજીના સ્વર્ગવાસના સમાચારથી બહુ દુઃખ થયું !' એનો અર્થ તું સમજેલો ?

'શો અર્થ હતો ?'

'મારા કહેવાનો આશય એ હતો કે તારા પિતાજીનાં આખી જિંદગીનાં કરતૂતો એવાં હતાં કે મરીને નરકમાં જ જાય ! છતાં તેં લખ્યું કે 'મારા પિતાજી સ્વર્ગવાસ પામ્યા છે !' આ જાણી ખૂબ દુઃખ થયું, કારણ કે તારા બાપે નક્કી સ્વર્ગના દૂતને પણ લાંચ ખવડાવી દીધી હશે. નહિતર તારો બાપ અને સ્વર્ગમાં ? અસંભવ છે આ !'

પેલો છોકરો શું બોલે ?

મોત પછી પણ પ્રશંસાના શબ્દોને બદલે આવા શબ્દપ્રયોગો કોઈને કરવાનું મન થાય તેવું તો આપણું જીવન નથી ને ? શાન્ત ચિત્તે વિચારજો.

## ધર્મ કોણ પામી શકે ?

ધર્મની જરૂર જ આટલા માટે છે ! આત્માના મૂળ સ્વભાવને તે પ્રગટ કરી આપે છે ! જીવન અને મરણ એ બંનેને સુધારી આપવાની તેનામાં બેઠી તાકાત છે. આવા તારણહાર ધર્મને જીવનમાં લાવવા માટે ધર્મરત્ન પ્રકરણકારે જે ૨૧ ગુણોનું વર્ણન કર્યું છે એ ગુણોને આપણે અહીં ક્રમશઃ વિચારવા છે. એ ૨૧ ગુણોમાં સૌથી પહેલો ગુણ છે. **'અક્ષુદ્ર.'**

ધર્મલાભ

સંપત્તિ વધે છે
અને માણસ પોતાના
ઘરમાં રહેલ સામગ્રીઓમાં
ફેરફાર કરવા લાગે છે.
સ્કુટરના સ્થાને ગાડી આવે
છે, ઝૂંપડાનું સ્થાન બંગલો
લે છે. જૂના કપડાંનું સ્થાન
નવાં કપડાં લે છે, પીતળનું
સ્થાન સુવર્ણ લે છે.

જીવનમાં ધર્મનો પ્રવેશ
થાય છે અને માણસના મનનાં
વિચારોમાં ધરખમ ફેરફારો થવા
લાગે છે.

વાસનાના સ્થાને ઉપાસનાના
વિચારો આવવા લાગે છે, દાનના
વિચારો ઉડાઉપણાંના વિચારો
પર કબજો જમાવે છે. દ્વેષના
વિચારો તૂટે છે અને પ્રેમનાં વિચારો
મજબૂત થતાં જાય છે.

ટૂંકમાં, સંપત્તિ વધે છે તો
સામગ્રી સુધરે છે, ધર્મ વધે છે
તો વિચારણા સુધરે છે.

તપાસજો મનને. વિચારણામાં
સમ્યક્ પરિવર્તન ખરું?

લિ.. રત્નસુંદરસૂરિ
ધર્મલાભ

# અક્ષુદ્ર

(પ્રથમ ગુણ)

खुद्दोत्ति अगंभीरो, उत्ताणमई न साहए धम्मं ।
सपरोवयारसत्तो, अखुद्दो तेण इह जोग्गो ॥

*જે ક્ષુદ્ર છે અર્થાત અગંભીર છે, અનિપુણમતિ છે તે ધર્મને સાધી શકતો નથી. માટે સ્વ-પરોપકારમાં સક્ત એવો અક્ષુદ્ર ધર્મ માટે યોગ્ય છે.*

'ક્ષુદ્ર' શબ્દ તુચ્છ, ક્રૂર, દરિદ્ર વગેરે ઘણા અર્થોમાં વપરાય છે; પરંતુ અહીં ક્ષુદ્ર એટલે અગંભીર એ અર્થ લેવાનો છે. ધર્મ પામવાની યોગ્યતા કોનામાં ? તો કહે છે કે જે આત્મા અક્ષુદ્ર હોય અર્થાત્ ગંભીર હોય ! વસ્તુના દર્શનમાં કે વ્યક્તિના સંબંધમાં કે બીજા ગમે તેવા પ્રસંગમાં તે જાડી બુદ્ધિથી નિર્ણય લેનારો ન હોય ! કારણ કે ક્યારેક જાડી બુદ્ધિથી લેવાતો નિર્ણય આત્માને આરાધકભાવને બદલે વિરાધકભાવમાં ખેંચી જનારો બનતો હોય છે.

## કોઈ માંદું ન પડ્યું

'આજે કોઈ પણ મહાત્મા બીમાર પડે તો તેની તમામ સેવા મારે કરવી,' એક સાધુએ આવો અભિગ્રહ લીધો. આખો દિવસ વીતી ગયો છતાં તેને કોઈની પણ સેવા કરવાની તક ન મળી; કારણ કે કોઈ માંદું જ ન પડ્યું.

આવા અવસરે એ સાધુને મનમાં ખેદ થયો, 'હું કેવો કમનસીબ કે મને કોઈની પણ સેવા કરવાનો લાભ ન મળ્યો !'

હવે અહીં ઉપલક દૃષ્ટિથી જ જોઈએ તો એમ લાગે કે સાધુને બીજા મહાત્માની સેવા કરવાની કેટલી બધી હોંશ છે ? પણ તાત્ત્વિક રીતે વિચારીએ તો ખ્યાલ આવે કે આવી સેવા ન મળ્યાના અફસોસ પાછળ સાધુ બીમાર ન પડ્યાનો અફસોસ અંતર્ગત છે. અને એ અફસોસના કારણે જ આવા અભિગ્રહોમાં અફસોસ લાભદાયક બનતો નથી.

'અક્ષુદ્ર' આત્મા વસ્તુના હાર્દ સુધી પહોંચનાર હોય છે અને એટલે જ માત્ર વર્તમાનને જોઈને તે જલદી જજમેન્ટ આપવા તૈયાર નથી હોતો.

આજના કાળે આ ગુણના અભાવે ચારે બાજુ સંઘર્ષોનાં ભયંકર તોફાનો ઊભાં કર્યાં છે. પરિસ્થિતિના વર્તમાન સંદર્ભને જ નજરમાં રાખીને નિર્ણય આપી દેનારાઓએ જાણ્યે-અજાણ્યે અનેક આત્માઓનું ભયંકર અહિત કરી દીધું છે.

## ઇંડાં સજીવ જ હોય છે

અત્યારની જ વાત લો. એક પ્રસિદ્ધ વ્યક્તિએ જાહેર કર્યું કે 'જે ઈંડાં પર મરઘી બેસતી નથી, જે ઈંડાંને માદા સેવતી નથી એ ઈંડાં નિર્જીવ કહેવાય !' દેખીતી રીતે એમ લાગે કે આ રજૂઆત તર્કયુક્ત છે. પણ તાત્ત્વિક રીતે વિચારીએ તો ખ્યાલ આવે કે સાવ તર્કહીન છે. આવી રજૂઆત પાછળ કેટલા ભયંકર અનર્થો ઊભા થવાનો સંભવ છે.

હકીકતમાં તો આવાં ઈંડાં નિર્જીવ હોતાં જ નથી. કારણ કે Poultry : Feeds and Nutrition by Philip I. Schamble Ph. D., M.D. University of Michigan 1971.

આ પુસ્તકમાં સ્પષ્ટ લખાણ છે : 'મરઘાના સંયોગ વિના પણ તૈયાર થતાં આવાં અન-ફર્ટાઈલ્ડ ઈંડાં પ્રાણવાયુ લે છે અને કાર્બન ડાયૉક્સાઈડ બહાર કાઢે છે.' શું પ્રાણવાયુ લેવાની અને કાર્બન ડાયોક્સાઈડ બહાર કાઢવાની પ્રક્રિયા નિર્જીવ ઈંડાંમાં થઈ શકે ? હરગિજ નહિ. આના પરથી એક વાત તો સ્પષ્ટ થઈ જ જાય છે કે આવાં ઈંડાં નિર્જીવ નથી હોતાં; પરંતુ સજીવ જ હોય છે.

આમ છતાં આ ઈંડાંને નિર્જીવ માનીને વાત કરીએ તોય આવાં અન-ફર્ટાઈલ્ડ ઈંડાં આપતી માસૂમ મરઘીના શરીર પર થતા ક્રૂર અત્યાચારોને એક વાર નજર સામે તો લાવો ! એક જ રાતમાં ૩૦૦૦ જેટલી મરઘીઓની ચાંચ કાપી નાખવામાં આવે છે. લાલચોળ ગરમ ઓજારોથી પાંખ કાપી નાખવામાં આવે છે. વધુ ને વધુ ઈંડાં મેળવવા માટે કૃત્રિમ પ્રકાશ આપવા દ્વારા ચોવીસે કલાક એક સળિયા ઉપર કૂદતી ને કૂદતી રાખી મરઘીને સતત ગર્ભવતી રાખવામાં આવે છે. એક જ વરસમાં ઈંડાં આપવાનું બંધ કરતી મરઘી પૉલ્ટ્રી ફાર્મની આજુબાજુની ગમે તે હૉટલોમાં પહોંચી જાય છે. ત્યાં તેની ચીકન 'બિરયાની' થઈ જાય છે. મરઘીને માંસાહાર અવશ્ય કરાવવો પડે છે !

બીજી વાત એ છે કે જે પ્રજાના મનમાં 'સજીવ ઈંડાં' ન જ વપરાય એવો ખ્યાલ છે તેવી પ્રજા આવાં કહેવાતાં 'નિર્જીવ ઈંડાં' વાપરવા લલચાશે. બજારમાં એ ઈંડાંની માગ વધશે. એ માગને પૂરી કરવા વિશાળ સંખ્યામાં પૉલ્ટ્રી ફાર્મો ખૂલતાં જશે. પૉલ્ટ્રી ફાર્મમાં મરઘીઓની સંખ્યા વધારવામાં આવશે. મરઘી પર અત્યાચારો વધશે. નકામી થઈ ગયેલી મરઘીઓ હૉટલોમાં પહોંચશે એટલે માંસાહાર પણ ફેલાશે.

ત્રીજી વાત એ છે કે બજારમાં આવતાં ઈંડાંઓમાં 'સજીવ-નિર્જીવની ભેદરેખા કઈ રીતે સ્પષ્ટ થશે ? શું એવું નહિ બને કે ઈંડાં નહિ ખાતી પ્રજાને નિર્જીવના ભળતા નામે સજીવ ઈંડાં પણ ખાતી કરી દેવામાં આવશે ?

આટઆટલાં ભયંકર અનિષ્ટોની સંભાવના જે ઈંડાંના પ્રચારમાં છે એવાં સજીવ ઈંડાંને પણ આજુબાજુની પરિસ્થિતિનો કોઈ પણ જાતનો તલસ્પર્શી વિચાર કર્યા વિના 'જીવ વિનાનાં' જાહેર કરવાં એમાં કઈ બુદ્ધિમત્તા છે ?

અરે ! આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે આવાં ઈંડાંની સરખામણી દૂધ સાથે કરવામાં આવે છે ! હું કહું છું કે દૂધ અને ઈંડાં એ બન્ને જાનવરના શરીરમાંથી નીકળે છે માટે સરખાં ? દૂધમાંથી ક્યારેય ગાય પેદા થઈ છે ? કોઈ પણ મરઘી ઈંડાં વિના જન્મી છે ? દૂધ એ સ્વયં પ્રાણવાયુ નિરપેક્ષ છતાં આ દુનિયામાં પૌષ્ટિક તત્ત્વ તરીકે જાહેર છે અને ઈંડાં તત્ત્વ તરીકે જગજાહેર છે. તદુપરાંત આજ સુધીમાં દૂધને ક્યારેક વેજીટેરિયન શાકાહારી દૂધ એવી રીતે જાહેર કરાયું છે ? દૂધને તો ભેંસનું દૂધ, ગાયનું દૂધ, બકરીનું

દૂધ વગેરે તરીકે જાહેર કરાયું છે તો પછી તમારાં માનેલાં આવાં નિર્જીવ [?] ઈંડાંને (વેજીટેરિયન) શાકાહારી ઈંડાં તરીકે જાહેર કરવાને બદલે 'મરઘીનાં ઈંડાં' એ રીતે જાહેર કરોને ?

ના, પ્રામાણિકપણે જાહેરાત કરવાની આ લોકોની કોઈ તૈયારી નથી. આ ઈંડાંને લગાડાયેલાં તમામ વિશેષણો જૂઠાં છે. નિર્જીવ [પ્રાણવાયુ લે છે, કાર્બન ડાયૉક્સાઈડ બહાર કાઢે છે છતાં નિર્જીવ ?] અહિંસક [માંસાહાર કરાવીને મેળવાતાં ઈંડાં અહિંસક ?] શાકાહારી [ઝાડ પર ઊગતાં હશે આ ઈંડાં !] આવા જૂઠા પ્રચાર કરનારાઓથી સાવધ રહો એટલું જ આ પળે કહેવું છે !

આપણી મૂળ વાત હતી 'અક્ષુદ્ર' હોય તે ધર્મ સમજી શકે, ધર્મ પામી શકે, ધર્મમાં ટકી શકે ! એ વ્યક્તિમાં રહેલી ગંભીરતા તેને અનેક પ્રકારના ગુણોનું ભાજન બનાવી શકે !

દરિયો તો બાળકોને પણ દેખાય છે અને મરજીવાઓને પણ દેખાય છે. બાળકોને માટે દરિયો એ માત્ર છીપલાંઓનો ભંડાર છે જ્યારે મરજીવાઓને માટે દરિયો એ રત્નોનો ભંડાર છે. એકની પાસે ઉપરછલ્લી ક્ષુદ્ર દૃષ્ટિ છે, બીજાની પાસે ગંભીર દૃષ્ટિ છે. વસ્તુને ઉપલક રીતે જોવામાં તે વસ્તુને યોગ્ય ન્યાય આપી શકાતો નથી જ્યારે ગંભીર દૃષ્ટિથી વસ્તુને નિહાળવામાં તેને ન્યાય આપી શકવાની સંભાવના ઊભી રહે છે !

## ક્ષુદ્રતા અનેક દોષો લઈ આવે

ક્ષુદ્રતા અનેક પ્રકારના દોષોને ખેંચી લાવે છે. તે સૌથી વધુ મોટું નુકસાન એ કરે છે કે એ જીવો સાથે લાંબા સમય સુધી મૈત્રી ટકાવવા દેતી નથી; કારણ કે સામાના દોષો જોયા પછી તેને પચાવવાની તેની તાકાત જ નથી હોતી. અતિ હર્ષમાં કે અતિ ખેદમાં તે સામા જીવોના ન કહેવાય તેવા પણ દોષો ગમે ત્યાં બોલી નાખે છે. છીછરા દિલમાં સામાની નબળાઈઓ શી રીતે ટકી શકે ? ગમે ત્યારે એ વાતો બહાર ઓકી નાખે અને પરિણામે સામાનું દિલ ઘવાય. સામાને દુર્ભાવો પેદા થાય અને છેલ્લે મૈત્રી તૂટે !

## આટલી મસ્ત તબિયત શી રીતે ?

નગરના મુખ્ય માર્ગો પરથી અકબરની સવારી નીકળી રહી હતી. અકબરની બાજુમાં જ બિરબલ બેઠો હતો. અચાનક અકબરની નજર દિલ્હીના નગરશેઠ પર પડી. નગરશેઠની તબિયત જોઈને અકબર આશ્ચર્યચકિત થઈ ગયો. બાજુમાં બેઠેલા બિરબલને પૂછ્યું, 'અરે બિરબલ ! યે બનિયે લોગ કી તબિયત ઇતની અચ્છી કૈસે બનતી હૈ ? યે લોગ ક્યા ખાતે હૈં ? ક્યા બદામ-કાજુ ખાતે હૈં ? તો તો હમ ભી ખાયેં ! મગર એક બાર તબિયત તો બનાની હી પડેગી !'

'રાજન્ ! બનિયે લોગ ગમ ખાતે હૈં.'

'વો હમ ભી ખાયેં.'

'નહીં, આપકી કોઈ તાકાત નહીં. ગમ ખાને કી મૉનોપોલી બનિયે લોગોંકી હી હૈ' બિરબલે જવાબ આપ્યો...

'મગર ગમ ક્યા ચીજ હૈ ? હમ ક્યોં નહીં ખા સકતે ?'

'અવસર આને પર બતાઊંગા.'

કેટલાક દિવસો બાદ અકબરની સવારી નીકળી. આગળથી ગોઠવ્યા પ્રમાણે સવારી જેવી નગરશેઠની દુકાન પાસે આવી કે એક સૈનિકે નગરશેઠની પાઘડી ઉડાડી. જેવી પાઘડી ઊડી એટલે તરત જ નગરશેઠે વિચાર કર્યો : 'મારી પાઘડી ઊડી એની ખબર માત્ર અહીં ઊભેલા પાંચસાત જણને જ છે. સૈનિકને સજા કરવા જઈશ તો નાહકની હોહા થશે અને આખી દિલ્હીમાં ખબર પડી જશે કે નગરશેઠની પાઘડી ઊડી ! આના કરતાં પાઘડી લઈને માથે જ મૂકી દેવા દે ને ?' આમ વિચારી નગરશેઠે શાન્તિથી પોતાની પાઘડી ઉઠાવીને માથે મૂકી દીધી.

અકબરને બિરબલે આ દશ્ય બતાવ્યું, 'દેખો રાજન્ ! ઈસકો બોલતે હૈં ગમ ખાના ! ક્યા ઐસે અવસર પર આપ ગમ ખા સકતે ?

'અરે ! હમ તો ઉસ સૈનિક કા સર ધડસે અલગ કર દેતે ! બરાબર પાઠ દે દેતે ઉસકો !'

'બસ મહારાજા ! ઈસ લિયે તો મૈં કહતા થા કિ ગમ ખાના આપકા કામ નહીં ! વો તો બનિયે કા હી કામ હૈ. અબ તો આપકો પતા ચલ ગયા ન કિ તબિયત અચ્છી કૈસે બનતી હૈ ?' બિરબલે જવાબ આપ્યો.

અકબર શું બોલે ?

ઉછાંછળી વૃત્તિવાળો માણસ મગજ પરનો કંટ્રોલ જલદી ગુમાવે. તે આવેશમાં જલદી આવી જાય. અને પછી પરિણામ વિપરીત આવે તોય એ પોતાની ભૂલ કબૂલવા તૈયાર ન થાય. આના કારણે ક્ષુદ્ર માણસ સતત સંક્લેશોમાં જીવતો હોય !

## ક્ષુદ્રતા દુઃખી બનાવે

ક્ષુદ્રતાનો બીજો દોષ એ છે કે સાવ મામૂલી બાબતોમાં પણ ક્ષુદ્ર માણસ રાજી થઈ જાય છે અને કાં તો દુઃખી થઈ જાય છે. ટૂંકમાં કહીએ તો તુચ્છ વિષયો પણ ક્ષુદ્ર માણસના મનમાં રાગ-દ્વેષના ધરતીકંપો પેદા કરી દે છે ! ચા ગરમ મળી, દૂધ સાકરવાળું આવ્યું, શાક મસાલેદાર બન્યું, કોઈએ પ્રશંસાના બે શબ્દો કહ્યા. બસ, રાજીના રેડ ! અને આનાથી વિપરીત ચા ઠંડી થઈ ગઈ, દાળમાં મીઠું રહી ગયું, કોઈએ અપમાન કરી દીધું તો પછી જુઓ, મોઢું ચડી ગયા વિના ન રહે અને ઘર વગેરેમાં કદાચ વડીલના સ્થાને

હોય તો કષાયો વગેરે કરીને સર્વત્ર કલુષિત વાતાવરણ ખડું કરી દે !

સાવ મામૂલી વિષયોમાં હર્ષ અને ખેદને ધારણ કરવાની આ તેની નબળી કડી સંસારમાં પણ તેને દુ:ખી બનાવ્યા વિના રહેતી નથી; કારણ કે કોઈ પણ માણસ તેની સામે સાવ મામૂલી નિમિત્ત ઊભું કરીને તેના પેટમાં રહેલી ગમે તેવી મહત્ત્વની વાતો પણ કઢાવી શકવામાં સફળ થઈ જાય છે.

કૂતરાને લાકડી માર્યા પછી તૂ...તૂ...તૂ...તૂ... કહીને બોલાવો અને બે રોટલી બતાવો તો કૂતરો તરત જ પૂછડી પટપટાવતો આવી જાય છે. બસ, ક્ષુદ્ર માણસની મનોવૃત્તિ પણ આ કૂતરા જેવી હોય છે. રાજી થતાં વાર નહિ, નારાજ થતાંય વાર નહિ.

## શરદી થઈ ગઈ લાગે છે

વૈશાખ મહિનાની સખત ગરમીમાં બહાર જવા તૈયાર થયેલા યુવકને એકાએક ચારપાંચ છીંક આવી ગઈ. છીંકનો અવાજ અંદર ગયો. પત્નીએ સાંભળ્યો, એટલે તરત બહાર આવી, 'જુઓ, આવી સખત ગરમીમાં આટલી બધી છીંકો આવી, એ બતાવે છે કે તમને ભારે શરદી થઈ ગઈ લાગે છે. તો હમણાં થોડી વાર આરામ કરો. હું ગરમગરમ મસાલાવાળી ચા બનાવી દઉં છું.'

પેલો યુવક તો ખુશખુશ થઈ ગયો. 'ઘણે વખતે આવી ચા પીવા મળશે,' એમ વિચાર ખુશ થતો સૉફા પર બેઠો. પત્ની રસોડામાં ચા બનાવવા ગઈ.

દસ મિનિટમાં તો ચા તૈયાર થઈ ગઈ. પત્નીએ ચા જોરદાર બનાવેલી. એલચીના દાણા અને ગરમ મસાલો વગેરે નાખવાથી ચા ટેસ્ટદાર બનેલી. પેલા યુવકને શરદી તો હતી જ નહિ; છતાં આવી મસ્ત ચા પીવા મળી તેથી મનોમન અચાનક આવી ગયેલી છીંકનો ઉપકાર માનતો હતો.

એક કપ ચા પીધી. કપ ખાલી થવાની સાથે જ પત્નીએ ચાથી કપ પાછો ભરી દીધો. બીજો કપ પીતાંપીતાં વળી પાછી બે-ચાર છીંકો આવી ગઈ. પત્નીએ ચાના બીજા બે કપ પીવડાવી દીધા. એકદમ ગરમાગરમ અને કડક ચા પીવાના કારણે શરીરમાંથી પસીનો છૂટી ગયો. ચાર કપ ચા પીધા પછી તે યુવકે બહાર જવાની ફરી તૈયારી કરી. એટલે તરત પત્નીએ કહ્યું, 'આવી શરદીમાં આજે બહાર જવાની જરૂર શી છે ? ગરમી બહાર કેટલી છે ? બહાર જશો તો ગરમીના કારણે પસીનો થશે. તેને પવન લાગશે એટલે શરદી વધશે અને કદાચ તેના કારણે તાવ પણ આવી જશે. આના કરતાં આજે બહાર જવાનું જ મુલતવી રાખો. હું તમને બામ લગાડી દઉં. તમે સૂઈ જાઓ થોડી વાર !'

પેલો યુવક તો મૂંઝાયો. શરદીના નામે ચા પીવા મળી ત્યાં સુધી તો વાંધો નહોતો;

પરંતુ હવે ? વગર શરદીએ આવી સખત ગરમીમાં બામ ? પણ પત્નીની આજ્ઞા માન્યા વિના ચાલે તેવું નહોતું.

પલંગ પર સૂતો. પત્નીએ બામ લગાડી આપ્યો. પેલો ભારે અકળાય પણ બોલે શું ? એમ ને એમ પડ્યો રહ્યો. હજી તો બામનો પ્રોગ્રામ પૂરો થયો ત્યાં તો પત્નીએ લાકડાના કબાટમાંથી ત્રણ-ચાર ધાબળા કાઢ્યા. ધાબળા જોઈને પેલો યુવક તો સજ્જડ થઈ ગયો. 'બાપ રે બાપ ! આજે આ મારી જ નાખશે !'

ત્યાં તો પત્ની આવી, 'પલંગમાં બેઠા કેમ થયા ? જલદી સૂઈ જાઓ. આ ધાબળા ઓઢાડી દઉં એટલે બધી શરદી રવાના થઈ જાય.'

'...પણ મારે ધાબળા નથી ઓઢવા. મને કાંઈ એવી જોરદાર શરદી નથી થઈ ગઈ કે આટલા બધા ધાબળા ઓઢવા પડે,' પેલા યુવકે બૂમ પાડી.

'અરે ! તમને શી ખબર પડે ? શરદી જોરદાર નથી તો પછી છીંકો શેની જોરદાર આવે છે ? હું કહું એમ કરો. લો સૂઈ જાઓ જલદી. બામ તાજો જ લગાડ્યો છે. એના ઉપર તુર્ત જ ધાબળા ઓઢી લેશો તો શરદી ગાયબ થઈ ગઈ સમજો,' પત્નીએ ધડાકો કર્યો.

પેલો યુવક પત્નીની સામે કાંઈ બોલી શક્યો નહિ. સૂતો. પત્નીએ તેના પર ચાર ધાબળા નાખ્યા. પેલો તો બિચારો એવો અકળાયો કે જેનું વર્ણન ન થાય. તેને થયું કે 'મારું મોત હમણાં જ થઈ જશે. આ તે સ્ત્રી છે કે ડાકણ છે ?' પણ કરે શું ? પાંચ મિનિટમાં જ તેણે તો ધાબળા કાઢી નાખ્યા. પસીનો તો કેટલો ? જાણે નદી વહી ગઈ !

પત્ની કહે, 'જોયો ને ધાબળાનો પ્રતાપ ! બધી શરદી આ પસીના વાટે નીકળી ગઈ !'

પેલો મનમાં તો એવો અકળાયેલો કે 'પત્નીને ચાર લાફા મારી દઉં !' પણ શાંત રહ્યો. પસીનો લૂછ્યો. કપડાં બદલ્યાં. ત્યાં તો પત્ની બોલી, 'જુઓ તમને શરદી થઈ ગઈ છે એટલે આજે સાંજે ખાલી થોડાં દાળ-ભાત ખાઈ લેજો. મહેમાન માટે દહીંવડાં બનાવ્યાં છે. પણ ખબરદાર ! જો તમે એક પણ દહીંવડું ખાધું છે તો ! નાહકની તબિયત બગડશે તો સેવા કોણ કરશે ?'

પેલા યુવકની તો જીભ જ સિવાઈ ગયેલી. મનમાં ને મનમાં તે વિચારવા લાગ્યો કે ક્યાં ભોગ લાગ્યા મારા કે મેં ચાર કપ ચા પીધી ! આ સ્ત્રીએ ચાર કપ ચાનો બદલો તો પૂરો વાળ્યો ! ચાળીસ કપ જેટલો તો પસીનો બહાર કઢાવ્યો ! જિંદગીમાં ક્યારેય આના હાથની ચા ન પીઉં !

આ રામાયણ છે ક્ષુદ્રતાની, તુચ્છતાની ! ન રાજી થતાં વાર, ન દુ:ખી થતાં વાર ! મામૂલી લાભ દેખાતો હોય તો જૂઠનો સ્વીકાર કરવાય તે તૈયાર ! તે યુવકને હકીકતમાં

શરદી નહોતી જ; છતાં ચાની વાત સાંભળી એટલે તેની લાલચે શરદીની વાત સ્વીકારી લીધી. એક જૂઠને સ્વીકાર્યું એટલે પછી એ જૂઠના બચાવમાં ઢગલાબંધ કષ્ટો આવતાં ગયાં. તે કષ્ટોને પણ અનિવાર્યરૂપે સ્વીકારવાં પડ્યાં !

## ક્ષુદ્રતા પરિણામનો વિચાર ન કરે

ક્ષુદ્ર માણસના જીવનમાં આવી આપત્તિઓ સિવાય બીજું કાંઈ હોતું જ નથી; કારણ કે તેની નજર ક્ષુદ્ર પર જ અટકી હોય છે ! પરિણામનો અલ્પાંશે પણ વિચાર કરવાની તેની કોઈ તૈયારી હોતી નથી. કામચલાઉ લાભની પાછળ આવતાં ભયંકર નુકસાનો તેને દેખાતાં પણ હોતાં નથી.

ક્ષુદ્રતા કેવળ સાંસારિક સ્વાર્થના પાયા પર ફાલીફૂલી રહે છે. તુચ્છ ભોગના બહુમાનથી ક્ષુદ્રતા સતત જેવી બની જાય છે. તેથી તુચ્છ વસ્તુનો ભારે લોભ, એની ન્યૂનતામાં ભારે બળાપો, એ મળવા પર તુચ્છ હરખનો પાર નહિ. દિવસનો મોટો ભાગ એની વાતો, એના વિચારો અને એવી હલકી પ્રવૃત્તિઓ, આ બધું સહજ બને છે.

ક્ષુદ્ર વ્યક્તિનું માનસ એટલા બધા નિમ્ન સ્તરે ઊતરી ગયેલું હોય છે કે તેને એવા તુચ્છ વિષયો સિવાય બીજા કોઈ પણ વિષયો આનંદ આપી શકતા નથી.

વર્તમાન કાળનાં સિનેમા, નાટક, ટી.વી., રેડિયો, વીડિયો, ડિશ, વીડિયો નૉવેલો, સાપ્તાહિકો, માસિકો, મૅગેઝીનો વગેરે સઘળાં માધ્યમો વાસના અને હિંસાને કેન્દ્રમાં રાખીને ચારે બાજુ ફેલાઈ રહ્યાં છે. આનું કારણ એક જ છે. ક્ષુદ્ર માણસોના તુચ્છ દિલને એ લોકો જાણી ગયા છે. લાખો અને કરોડો રૂપિયા કમાવા હોય તો બસ, આવાં દશ્યો, આવાં વાંચનો અને આવા જ સમાચારો ચારે બાજુ પ્રસારિત કરો. તેલ અને ઘાસતેલ માટે લાઇનમાં ઊભી રહેનારી આ ગરીબ પ્રજા ભૂખી રહેશે પણ તમારી ટિકિટબારીને 'હાઉસફુલ' બનાવી દેશે ! પછી તો પૂછવાનું જ શું ? જે માધ્યમના શિરે પ્રજાના નૈતિક ઘડતરની એક માત્ર જવાબદારી હતી એ માધ્યમે જ પ્રજાને નિર્વીર્ય, નિઃસત્ત્વ, માયકાંગલી, સંસ્કારભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ બનાવી દીધી ! એક અપેક્ષાએ ગણો તો ચોર અને લૂંટારાઓ કરતાં હલકા માધ્યમને પ્રસારનારા વધુ ગુનેગાર છે ! ચોર અને લૂંટારાઓ માત્ર રૂપિયા લૂંટે છે, આવાં માધ્યમો પ્રજાના રૂપિયા તો લૂંટે જ છે; પણ પ્રજાના પ્રાણ ગણાતા એવા શીલ, સદાચાર અને સંસ્કૃતિના મહામૂલા ધનને પણ લૂંટે છે. આશ્ચર્ય તો એ વાતનું છે કે ચોર અને લૂંટારાઓને એમના ગુનાસર જેલની સજા થાય છે જ્યારે ચોર અને લૂંટારાઓ, વ્યભિચારી અને બદમાસોને પકવનારાં આવાં માધ્યમોના પ્રણેતાઓને સુવર્ણચન્દ્રકો અને પદ્મશ્રીના ઇલકાબો મળે છે !

હું પૂછું છું કે વધુ ભયંકર કોણ ? માત્ર રૂપિયા લૂંટનારાઓ કે રૂપિયા અને સચ્ચારિત્ર એ બન્ને લૂંટનારાઓ ?

વાંચો આ સમાચાર... 'સંદેશ' તા. ૨૩-૯-'૮૨ ના 'રંજન' વિભાગના !

**પ્રેમાભાઈ હૉલ અને અશ્લીલ નાટકો**

પ્રેમાભાઈ હૉલ અશ્લીલ નાટકો ભજવવાનું એક મોટું સ્થાન બની ગયો છે. ગંદા મથાળાવાળું નાટક મોટે ભાગે ત્યાં જ ભજવાતું હોય છે.

'પ્રેમાભાઈ હૉલનું સંચાલન ગુજરાત વિદ્યાસભા કરે છે. વિદ્યાસભા સાંસ્કૃતિક અને સાહિત્યને લગતી પ્રવૃત્તિઓને વરેલી સંસ્થા હતી. તેના સર્જન સમયે ફાર્બસ નામના અંગ્રેજે શિક્ષણ અને સંસ્કૃતિમાં રસ લેતી સંસ્થા વિકસાવવાનો મનસૂબો કર્યો હશે એવું જણાય છે. આ વર્નાક્યુલર સોસાયટી કેળવણીના પ્રસારની સમર્થક બની રહી. તેનું આજનું સ્વરૂપ તે ગુજરાત વિદ્યાસભા. વિદ્યાસભા હજી હમણાં સુધી તો સંસ્કૃતિનાં મૂલ્યોનો પુરસ્કાર કરતી સભા હતી.

'પણ છેલ્લી વાર્ષિક સભામાં તેણે પડખું ફેરવ્યું જણાય છે. પ્રેમાભાઈ હૉલને અશ્લીલ નાટકોની રજૂઆત માટે ભાડે ન આપવો એવું એક અદના સભ્યે સૂચવ્યું. વિદ્યાસભાના મોવડીઓએ એકે એકે કરીને કહ્યું, 'નીતિનો ઈજારો આપણે એકલાએ નથી રાખ્યો. જેને વિરોધ હોય તે નાટકોની જાહેર ખબરોનો વિરોધ કરે ! પ્રેમાભાઈ હૉલ ભાડે આપીને રળવાનું છે. હૉલ જે માગે તેને ભાડે આપવાનો.'

'વિદ્યાસભાની વાર્ષિક સભામાં આથી નક્કી થઈ ગયું કે વિદ્યાસભા સંચાલિત પ્રેમાભાઈ હૉલમાં હીન વૃત્તિઓને પોષક નાટ્યપ્રવૃત્તિ ચાલશે એમાં વાંધો લેવા જેવું કંઈ નથી. વિદ્યાસભાના મોવડીઓની સભા આમ વિચારે અને કહે એ આશ્ચર્યજનક જ નહિ, દુઃખદાયક પણ છે. આજકાલ છોકરાં બગડી ગયાં છે, યુવાનો બગડી ગયા છે એમ કહીએ છીએ, પણ હવે કહી શકાય કે આ જમાનાએ વયોવૃદ્ધ સંસ્થાને પણ લૂણો લગાડ્યો છે !

'વિદ્યાસભાની પ્રવૃત્તિ આવી જ હોય ? આ નગરમાં વિદ્યાસભાનું કર્તૃત્વ આ જ છે ?'

ખૂબ ધ્યાનપૂર્વક આ સમાચાર વાંચજો. આવા લોકોની માન્યતા છે કે રૂપિયા મેળવવા માટે ઓછી મહેનતે વધુ નફો કરાવી આપે તેવો આજે કોઈ ધંધો હોય તો તે સિનેમા અને નાટકોનો ! આ સિવાયના ધંધાઓમાં સફળતા મળવામાં શંકા છે ! સફળતા કદાચ મળશે તોય પેલા જેવી તો નહિ જ. હીરાના ધંધામાં માત્ર હીરાની જરૂરિયાતવાળા જ આવશે. કાપડના ધંધામાં માત્ર કાપડની જરૂરિયાતવાળા જ આવશે. કોલસાના ધંધામાં માત્ર કોલસાની જરૂરિયાતોવાળા જ આવશે, જ્યારે નાટક-સિનેમાઓમાં તમામ આવશે. અરે ! સિનેમા અને નાટકોને તો ધર્મનાં લેબલો લગાડી દીધા પછી તો ધર્મી ગણાતો વર્ગ

પણ હોંશેહોંશે આવશે. બસ, કાં તો નાટક અને સિનેમા તમે બનાવો અને એ તાકાત ન હોય તો નાટક અને સિનેમાઓ જ્યાં દેખાડી શકાય એવાં થિયેટરો અને નાટ્યગૃહોના તમે નિર્માણ કરતા જાઓ ! પછી રૂપિયા જ રૂપિયા છે ! ક્ષુદ્ર દૃષ્ટિના આ હિસાબ છે.

## આજના શાહુકાર લૂંટારા

ક્ષુદ્ર માણસોના તુચ્છ કક્ષાના વિષયના આનંદને બરાબર નજર સામે રાખીને આજના આ શીલ-સદાચારના લૂંટારાઓએ પ્રજાના રૂપિયા અને શીલ બંને લૂંટવામાં આબાદ સફળતા [?] મેળવી છે. લૂંટાયેલા રૂપિયા તો પાછા મળી શકશે; પરંતુ લૂંટાયેલાં શીલ ? આમાં સૌથી વધુ કરુણતા તો એ છે કે માત્ર રૂપિયા લૂંટવા નીકળેલા ચોર અને લૂંટારાઓનો તો આ પ્રજાએ પ્રતિકાર કર્યો હતો અને આજે પણ કરે છે; પરંતુ આ શીલ-સદાચારને લૂંટવા નીકળેલા બહારવટિયાઓનો પ્રતિકાર કરવાની વાત તો ઘેર ગઈ; પરંતુ આજની પ્રજા એ બહારવટિયાઓની પાછળ પાગલ છે. એ બહારવટિયાઓને બિરદાવે છે; એટલું જ નહિ, બહારવટિયા થવામાં પોતાનો નંબર લાગી જાય એની પેરવીમાં છે !

અરે ! વાત તો ત્યાં સુધી આગળ વધી છે કે હમણાં મુંબઈમાં 'નાટકોમાં આવતી અશ્લીલતા' અંગેનો પરિસંવાદ યોજાઈ ગયો. એ પરિસંવાદમાં અશ્લીલતાને અટકાવવા અંગેના જાતજાતના અને ભાતભાતના વિચારો રજૂ થયા. પણ સૌથી છેલ્લે નાટકના નિર્માતાને જ્યારે આ અંગે બોલવાનું કહેવામાં આવ્યું. ત્યાં તેઓ જે બોલ્યા એ શબ્દોએ તો રંગ [!] રાખી દીધો.

તેઓ બોલ્યા, 'નાટકમાં આવતી અશ્લીલતાઓ અંગે હું શું બોલું ? તમે જેને અશ્લીલતા કહો છો એવી અશ્લીલતા નાટકમાં ક્યાંય આવતી જ નથી; કારણ કે જ્યારેજ્યારે નાટકમાં આવાં દૃશ્યો આવ્યાં છે ત્યારે એક પણ પ્રેક્ષક આજ સુધીમાં નાટ્યગૃહ છોડીને ચાલ્યો ગયો હોય તેવું અમે જોયું નથી. અને એટલે જ હું કહું છું કે અશ્લીલતાનો હાઉ ખોટો ઊભો કરવામાં આવ્યો છે. બાકી અમને કે લોકોને અશ્લીલતા જેવું કાંઈ લાગતું જ નથી.'

'નિર્માતાસાહેબ ! વેશ્યાઓ અને વ્યભિચારીઓના જીવનમાં અશ્લીલતા જેવું કાંઈ હોતું જ નથી. એ તો સતીઓ અને સદાચારીઓનો વિષય છે ! અશ્લીલતાની વ્યાખ્યા પૂછવી હોય તો તમારી માતા અને બહેનને પૂછજો. તમે બધા તો પ્રજાના શીલ અને સદાચારના લૂંટારાઓ છો. માનવીના જીવનની નૈતિકતા અને પવિત્રતાની સાથે અડપલાં કરનારાઓ તમે બધા તો બહારવટિયાઓ કરતાંય આગળ નીકળી ગયા છો. ગીધડાંઓની નજર જેમ બગીચા પર નહિ, મડદાંઓ પર જ હોય છે, તેમ તમારી નજર પ્રજાના દિલ પર નહિ, દોલત પર જ છે ! એ મેળવવા માટે તમે આ વ્યભિચારોમાં

પારંગત બનાવતી ફૅક્ટરીઓ ખોલી છે ! તમે કહો છો કે આજ સુધીમાં એકેય પ્રેક્ષક નાટ્યગૃહમાંથી ઊભો થઈને બહાર નથી નીકળી ગયો એ જ બતાવે છે કે અશ્લીલતા જેવું કાંઈ છે જ નહિ ! તો આ બાબતમાં હું તમને કહું છું કે હજી થોડાં વ્યવસ્થિત [?] દૃશ્યો બતાવવાનું શરૂ કરશો ને તો બહારના પ્રેક્ષકોને અંદર આવવા માટેની જગ્યા નહિ મળે ! આવું બને ત્યારે કદાચ તમે એમ પણ જાહેર કરો કે આજની પ્રજા પુખ્ત વયની [પુખ્ત વિચારોની નહિ !] જલદી બનવા લાગી છે તોય આશ્ચર્ય નહિ થાય.'

આપણી મૂળ વાત આ છે કે તુચ્છ કક્ષાના વિષયોમાં જ આનંદિત થઈ જવાની ક્ષુદ્ર માણસની મનોવૃત્તિ હોય છે. અને એ મનોવૃત્તિનો લાભ આવા માણસો ઉઠાવતા હોય છે !

## ક્ષુદ્રતા સ્વાર્થપ્રિય હોય છે

ક્ષુદ્રતા દોષ જ એવો છે ને કે તેને માત્ર પોતાનો અધમ સ્વાર્થ જ પ્રિય હોય છે ! એ સ્વાર્થને સિદ્ધ કરવા માટે ગમે તેવા હલકા રસ્તાઓ લેવા પડતા હોય તોય તે રસ્તાઓ લેતાં ક્ષુદ્ર માણસને જરાય આંચકો લાગતો નથી.

ઉદાયી રાજાના ખૂની વિનયરત્નને એ રાજાનું ખૂન કરતાં એટલોય વિચાર નથી આવ્યો કે આ રાજા અત્યારે પૌષધ વ્રતમાં છે, હું સાધુવેશમાં છું ! મારા ધર્મી વેશના કારણે એ ધર્મી રાજા અત્યારે નિશ્ચિંત છે ! જો એ ધર્મી ન હોત તો અત્યારે પૌષધવ્રતમાં ન હોત. મેં આ ધર્મીનો વેશ ન પહેર્યો હોત તો કાલિકસૂરિ મહારાજની સાથે મને અહીં આવવા ન મળ્યું હોત ! તો ધર્મના લેબાશમાં આવી ક્રૂર હત્યા મારાથી થાય જ શી રીતે ?' ના, ક્ષુદ્ર માણસને માત્ર પોતાનો સ્વાર્થ જ સિદ્ધ કરવાની તાલાવેલી હોય છે. અને એટલે જ આવી હત્યાઓ તેઓ ઠંડે કલેજે કરી શકતા હોય છે !

## આજે આવા વિદ્યાગુરુ હોય તો ?

શ્રોત્રીમતી નામની નગરીમાં એક પાપભીરુ ક્ષીરકદંબ નામે બ્રાહ્મણ રહેતો હતો. એ વેદશાસ્ત્રમાં પારંગત હતો. એટલે તેની પાસે એનો પુત્ર પર્વત, બહારથી આવેલા નારદ અને રાજપુત્ર વસુ શાસ્ત્રાભ્યાસ કરતા હતા. ત્યારે એક વાર આવેલા બે મહાજ્ઞાની મુનિઓમાંના એક મુનિએ ધીમેથી બીજા મુનિને કહ્યું, 'આ ત્રણમાંથી બે નરકગામી અને એક સ્વર્ગગામી છે.'

ક્ષીરકદંબે એ વાત સાંભળી. તેના મનને થયું, 'વીતરાગના માર્ગને અનુસરનારા આ મહાભાગ અસત્ય બોલે નહિ. ત્યારે આ ત્રણમાં રાજપુત્ર પ્રાયઃ નરકગામી હોવાનો સંભવ છે; કેમ કે કહેવાય છે કે 'રાજ્યશ્રી નરકશ્રી.' હવે બાકી બેમાં કોણ એક નરકગામી, એ ચોક્કસ કરી લેવું જોઈએ; કેમ કે નરકગામી હોય તે મારી વિદ્યા પામીને કંઈ પાપકર્મો કરે. એવાના ગુરુ બનવામાં મોટો દોષ છે.'

ક્ષીરકદંબ ઉપાધ્યાયની આ વિચારણા જોજો. 'હું જેને વિદ્યા આપું, એ ભવિષ્યમાં ભયંકર પાપો કરે એનું પાપ મારે માથે શા માટે ચડાવું? આના કરતાં તો એવા નરકગામીને ભણાવવાનું જ બંધ કરી દેવું જોઈએ.'

આજના સ્કૂલ-કૉલેજોના શિક્ષકો અને પ્રોફેસરો આવા વિચારના બની જાય તો માત્ર ઇહલોક પ્રધાન એવા શિક્ષણમાં પેઠેલા અનેક પ્રકારના સડા આપોઆપ ઓછા થઈ જાય ! પણ કરુણતા તો એ છે કે શિક્ષકો અને પ્રોફેસરો જ ક્ષીરકદંબ ઉપાધ્યાય જેવા પાપભીરુ નથી ! તેમનામાં પાપભીરુતા હોત તો અત્યારે આ શિક્ષણની આવી દયનીય સ્થિતિ ન હોત ! તેનું પણ એક કારણ છે. ભણાવનાર માત્ર પૈસા ખાતર ભણાવે છે અને ભણનાર ભવિષ્યમાં પૈસા કઈ રીતે મળે એટલા માટે ભણે છે ! શિક્ષણ અને વિદ્યાર્થી બંનેના જીવનમાં કેન્દ્રસ્થાને 'પૈસા' છે ! બસ, તમામ પાપોનું મૂળ આ પૈસામાં પડ્યું છે !

જેના જીવનમાં કેન્દ્રસ્થાને 'પૈસા' આવ્યા તેના જીવનમાં કયાં પાપો ન પ્રવેશે એ જ પ્રશ્ન છે ! પૈસા મેળવવા માટે શિક્ષકો ટ્યૂશન લેવા મંડ્યા. શ્રીમંત છોકરાઓએ એ દ્વારા શિક્ષકોને ખરીદી લીધા. પરીક્ષા આવતાં પહેલાં ભલું હોય તો આખું પેપર જ આપી દે ! અને કદાચ એટલી હદે ન જાય તોય મહત્ત્વના પ્રશ્નો આપી દે ! આટલું આપવા છતાં પેલો પાસ થાય તેમ ન હોય તો તેનો ક્રમાંક નંબર લઈને તેના ઓછામાં ઓછા ૩૫ માર્ક મૂકી દે ! છોકરાને પાસ કરીને ઉપરના ક્લાસમાં ધકેલી દે. બસ, આ વિષચક્ર ચાલ્યા જ કરે !

આવા ચોરીઓ કરીકરીને કે શિક્ષકોની લાગવગ વગેરેથી પાસ થઈને ગ્રેજ્યુએટો, ડૉક્ટરો, વકીલો, એંજિનિયરો થનારા વિદ્યાર્થીઓ સમાજને માટે કેવા શાપરૂપ બને છે એનો વિચાર કરવા કોઈ તૈયાર નથી !

## શિક્ષણનો વિનિપાત

અણઘડ ડૉક્ટરો બિચારા દર્દીઓનાં જીવન સાથે જુગાર ખેલી રહ્યા છે, અણઘડ વકીલો નિર્દોષ અસીલોને પણ જેલના સળિયા પાછળ ધકેલી રહ્યા છે અને અણઘડ વિશ્વાસઘાતી એંજિનિયરો બોદા પુલો વગેરે બનાવી બનાવીને હજારો-લાખો માણસો, પશુઓ અને પંખીઓનાં જીવનને મોતને ઘાટ ઉતારી રહ્યા છે !

સો માર્કના પેપરમાંથી પાંત્રીસ માર્ક જેટલું સાચું લખનારાને [પાંસઠ માર્ક જેટલું ખોટું લખનારાને ?] પાસ કરી દેનારા એ શિક્ષકોને અને પ્રોફેસરોને મારે એટલું જ પૂછવું છે કે આવી રીતે જ પાસ થયેલો કોઈ વકીલ પોતાની પાસે આવેલા સો કેસોમાંથી માત્ર પાંત્રીસ કેસોમાં જ સફળ બને અને પાંસઠ કેસોને સજાપાત્ર સ્થિતિમાં મૂકે તો ? પોતાની પાસે આવેલા દર્દીઓમાંથી માત્ર પાંત્રીસ દર્દીઓને જ બચાવે અને પાંસઠ દર્દીઓને કોઈ ડૉક્ટર મારી નાખે તો ? સો પુલોમાંથી પાંત્રીસ પુલો નક્કર બનાવે અને પાંસઠ પુલો કોઈ

એંજિનિયર બોદા બનાવે તો ? અરે ! તમારે ત્યાં રસોઈ કરવા રાખેલો રસોઇયો સો રોટલીમાંથી માત્ર પાંત્રીસ રોટલી જ વ્યવસ્થિત બનાવે અને પાંસઠ રોટલીઓ કાચી-પાકી બનાવે તો ? ઉઘરાણી કરવા ગયેલો તમારો નોકર સો રૂપિયામાંથી માત્ર પાંત્રીસ રૂપિયા જ લાવે અને પાંસઠ રૂપિયા છોડીને આવે તો ? તમે ખરીદેલા કાપડના તાકામાંથી સો મીટરમાંથી માત્ર પાંત્રીસ મીટર કાપડ વ્યવસ્થિત નીકળે અને પાંસઠ મીટર કાપડ સડેલું નીકળે તો ?

આનો જવાબ શો ? વ્યવહારમાં તમારે સોએ સો ટકાનું પરિણામ જોઈએ અને શિક્ષણક્ષેત્રે પાંત્રીસ ટકા પણ ચાલે, એમ ?

## કાપલીઓ

વરસો પહેલાં નડિયાદમાં યુનિવર્સિટીની પરીક્ષામાં હૉલમાં પરીક્ષા આપવા બેઠેલા વિદ્યાર્થીઓને સુપરવાઇઝરે એકદમ કડક શબ્દોમાં કહી દીધું, 'ચોરી કરવા માટે જે વિદ્યાર્થીઓ પોતાની સાથે કાગળની કાપલીઓ વગેરે લાવ્યા હોય તે તમામ કાપલીઓ પ્રામાણિકપણે અહીં મૂકી દો ! સામેથી મૂકી દેશો તો બધાયને માફી આપી દઈશ અને નહિ મૂકો અને પકડાયા તો સજા એવી કરીશ કે જિંદગીભર તમે યાદ કરશો.

વિદ્યાર્થીઓ ડરી ગયા. ખીસામાંથી, ખમીસની બાંયમાંથી, બેંચમાંથી, બૂટમાંથી, મોજાંમાંથી ધડાધડ કાપલીઓ નીકળવા લાગી. સુપરવાઇઝરના ટેબલ પાસે એકઠી થયેલી એ કાપલીઓના ઢગલાનું વજન ૧૧ કિલો જેટલું થયું !

આ યુવા પેઢી દુનિયાને, રાષ્ટ્રને, સમાજને, કુટુંબને બચાવશે એ વાતમાં કાંઈ માલ નથી; કારણ કે એ પોતાની જાતને જ બચાવવા તૈયાર નથી. નદીમાં ડૂબતાને એ જ બચાવી શકે કે જે સ્વયં ડૂબતો ન હોય ! એ જ રીતે આ જગતને માર્ગદર્શક એ જ બની શકે કે જે સ્વયં પોતાનો માર્ગદર્શક હોય ! અસ્તુ.

પેલા ક્ષીરકદંબ ઉપાધ્યાયના મનમાં પોતાનો પુત્ર પર્વત અને બહારથી આવેલો નારદ આ બેમાંથી નરકગામી કોણ એનો નિર્ણય કરવાની તાલાવેલી લાગી. પરીક્ષા માટે અંધારી રાતે લાખના રસથી ભરેલો આટાનો એકએક કૂકડો નારદ અને પર્વતને આપી કહ્યું, 'મેં આને મંત્રથી મૂર્ચ્છિત કરેલો છે. જ્યાં કોઈ ન દેખે એવી જગ્યાએ આને મારીને લાવો !'

ભણતરની પરીક્ષા પેપરથી નહિ, પરિણતિથી કરવામાં આવતી ! ભણનારો અને તે કઠોર ? ભણતર વ્યક્તિને કઠોર બનાવે ? અસંભવ ! પૂર્વકાળમાં થતી આવી પરિણતિની પરીક્ષામાં માત્ર પાસ થનારાને જ આગળ ભણાવવામાં આવતા, અને એમાં નાપાસ થનારને ઘરભેગા કરી દેવામાં આવતા ! ના, ત્યાં રાજપુત્ર, મંત્રીપુત્ર કે શ્રેષ્ઠીપુત્ર કોઈનીય શરમ નડતી નહોતી. અને એવા નાલાયક પુત્રોનો રાજા, મંત્રી કે શ્રેષ્ઠી ક્યારેય પક્ષ

લેતા નહોતા !

આજે સ્કૂલ કે કૉલેજમાં ભણતાં વિદ્યાર્થીઓને ગમે તેવી નાલાયકી કરે તોય મારવાની વાત તો ઘેર ગઈ; પરંતુ કોઈ શિક્ષક કે પ્રોફેસર કડક શબ્દોમાં કહી શકે તેવીય સ્થિતિ નથી. કદાચ કોઈ આવી હિંમત કરી બેસે તો એ વિદ્યાર્થીઓના વાલીઓ શિક્ષક કે પ્રોફેસરોની સાથે ઝઘડવા તૈયાર થઈ જાય છે !

આવા પોતાના પુત્રના ભારે હિતેચ્છુ [?] વાલીઓને મારે પૂછવું છે કે તમારી દુકાનમાં નોકરીએ રાખેલો નોકર પ્રામાણિકપણે કામ ન કરે, બીજા નોકરોને કામ ન કરવા દે, ગલ્લામાંથી રકમ ઉઠાવે તોય તમે એને પ્રેમથી જ સમજાવતા હશો. એમ ને ? કડક શબ્દોમાં કાંઈ કહેતા જ નહિ હો ! એ જેમ કરે તેમ કરવા દેતા હશો !

ના, ત્યાં તો તમે ખૂબ કડક થઈ જાઓ છો. આવા નોકરને નોકરીમાંથી ડિસમિસ કરી દો છો. ચોરી કરતાં પકડાઈ જાય તો જેલભેગો કરી દો છો. એમાં તમને કાંઈ ખરાબ નથી લાગતું. તમારો જ છોકરો સ્કૂલ-કૉલેજમાં આવાં ન છાજતાં તોફાનો કરે, બીજા વિદ્યાર્થીઓને ભણવા ન દે, પરીક્ષામાં ચોરીઓ કરે અને એના કારણે કોઈ શિક્ષક કે પ્રોફેસર તમારા છોકરાને ખખડાવે તો તમે એ શિક્ષક-પ્રોફેસરને ધમકાવવા દોડી જાઓ ! એમાં તમને કાંઈ ખોટું જ ન લાગે !

યાદ રાખજો, અમુક વય એવી હોય છે કે જે વયમાં પોતાના હિતની રક્ષા શેમાં છે એનો પોતાને ખ્યાલ જ નથી હોતો. આવી વયમાં કઠોરતાને બદલે કોમળતાના વ્યવહારનો આગ્રહ રાખનારાઓને ખબર નથી કે તેઓ પોતાના આશ્રિતનું ભયંકર અહિત કરી રહ્યા છે.

નાના બાળકના છાતીફાટ રુદન સામે જોયા વિના મા એ બાળકને કડવાં ઓસડિયાં પાઈ દે છે તો આગળ જતાં એ કડવાં ઓસડિયાં બાળકના શરીરને રોગમુક્ત બનાવી દે છે ! બાળકના રુદન છતાં આવાં ઓસડિયાં પાનારી માતાને શું તમે નિર્દય કહેશો ? ના, તો પછી ઉચ્છૃંખલ બની જતા યૌવનને નિયંત્રણમાં લાવવા માટે ક્યારેક દેખાતો કઠોર વ્યવહાર કરનારાઓને નિર્દય શી રીતે કહી શકાય ? અસ્તુ.

'ગુરુનું વચન અનુલ્લંઘનીય છે.' એમ વિચારતા નારદ અને પર્વત બંને એ કૂકડાને લઈને જંગલ તરફ ઊપડ્યા. બંને જુદીજુદી દિશાઓમાં ગયા.

નારદ એક જગ્યાએ જઈને ઊભો રહ્યો. ચારે બાજુ જોયું. કોઈ દેખાતું નથી. 'મારી નાખું કૂકડાને ?' એવો વિચાર તો આવ્યો પણ તરત જ આકાશ સામે નજર ગઈ. 'આ તારામંડળ તો મને જુએ જ છે.' આમ વિચારી તે યક્ષમંદિરમાં ગયો. પણ ત્યાંય તેને લાગ્યું કે મને યક્ષ તો જોઈ જ રહ્યો છે. ત્યાંથી નીકળીને શૂન્યઘરમાં ગયો. પણ ત્યાં તેને લાગ્યું કે હું પોતે જ મને જોઈ રહ્યો છું. છેવટે આંખ બંધ કરી દીધી. પણ તરત જ

વિચાર આવ્યો કે લોકપાલો અને દિવ્યજ્ઞાનીઓ તો મને જોઈ જ રહ્યા છે ! બસ, નારદે નિર્ણય લઈ લીધો કે ગુરુના વચનનો ભાવ એ છે કે આ કૂકડાને માર્યા વગર જ પાછો લઈ આવવો. આમ વિચાર કરી નારદે કૂકડો પાછો લાવી ગુરુને સોંપી દીધો અને કૂકડાને ન મારવાનાં કારણોનો ખુલાસો કર્યો.

## ધર્મી પાપનો ત્યાગ કરે

ધર્મી, ઉદાર દિલની વાત જ ન્યારી છે. એ પાપનો ત્યાગ કરે છે, લોકોના ખરાબ અભિપ્રાયને કારણે નહિ; પરંતુ પાપ સ્વયં ખરાબ છે એટલા માટે ! તેની આવી ઉદાર મનોવૃત્તિ જ તેના આત્માને અગણિત પાપોથી બચાવી લે છે !

સાચું બોલો, સાપને અનેક લોકોની હાજરીમાં જ ન રમાડાય કે આપણે એકલા હોઈએ ત્યારેય ન રમાડાય. કહો, કોઈ પણ અવસ્થામાં સાપને ન જ રમાડાય ! તો પછી પાપ અનેક લોકોની હાજરીમાં જ ન કરાય કે પછી એકલા હોઈએ ત્યારે પણ ન કરાય ? ના, સાપની બાબતમાં આપણી જેવી માન્યતા છે એવી માન્યતા પાપની બાબતમાં નથી ! અને એટલે જ જ્યાં ક્યાંય પણ તક મળે છે ત્યાં એકાન્તમાં પાપ કર્યા વિના આપણે રહેતા નથી.

**એક વાત સમજી રાખજો કે 'જાહેરમાં ધર્મી દેખાવું સહેલું છે અને એકાંતમાં પાપી બનવું સહેલું છે; કારણ કે વાસ્તવમાં આપણને ધર્મ કરવામાં રસ નહિ; પરંતુ ધર્મી તરીકે ખ્યાતિ પામવામાં રસ વધુ છે ! અને એટલે જ જાહેર સ્થળે અને એકાંત સ્થળે આપણા ચહેરા અલગ બની જાય છે !**

## શેઠ ! બીજી ટૅક્સી કરી લો !

'ભાઈ ! અગત્યનું કામ છે. એટલે ટૅક્સી સહેજ ઝડપથી ચલાવજે. આમેય રાતના સાડાબાર વાગી ગયા છે એટલે રસ્તામાં ટ્રાફિકની સમસ્યા પણ નહિ નડે !' શેઠે ટૅક્સીમાં બેસીને ટૅક્સી ડ્રાઇવરને સૂચના કરી.

ડ્રાઇવરે ટૅક્સી ચાલુ કરી. પૂર ઝડપથી ટૅક્સી જઈ રહી હતી ત્યાં સવારના ચારેક વાગ્યે એક જગ્યાએ ટૅક્સી ઊભી રહી.

'અલ્યા ! ટૅક્સી ઊભી કેમ રાખી ?'

'શેઠ ! લાલ સિગ્નલ છે. લીલું થાય પછી ચલાવું ને ?'

'ભલા માણસ ! નથી તો અત્યારે ટ્રાફિક કે નથી તો આજુબાજુમાં કોઈ પોલીસ ! ટ્રાફિક હોત તો ઍક્સિડન્ટ થવાનો ભય હતો. પોલીસ હોત તો ગુનેગાર તરીકે પકડાઈ જવાનો ડર હતો. અત્યારે તો બેમાંથી એકેય નથી. જવા દે ટૅક્સી આગળ. તું વળી આવા વેદિયાવેડા ક્યાંથી શીખ્યો ?' શેઠે ડ્રાઇવરને કહ્યું.

તરત જ ડ્રાઇવરે શેઠને રોકડું પરખાવી દીધું, 'શેઠ ! બીજી ટૅક્સીમાં ચાલ્યા જાઓ.

છે. સિગ્નલ લીલું થયા પછી જ ટૅક્સી આગળ ચાલશે. તે સિવાય ટૅક્સી આગળ નહિ ચાલે.'

મારે મન ટ્રાફિક કે પોલીસની હાજરી કે ગેરહાજરી મુખ્ય નથી. મારે મન નિષ્ઠા મુખ્ય

'પણ ભાઈ ! મારે અતિ અગત્યનું કામ છે. ટૅક્સી અત્યારે ચલાવીશ તો ડબલ રકમ આપીશ. તું ઉપાડ ટૅક્સી.'

'શેઠ ! આમાં રકમનો સવાલ જ નથી. મારી નિષ્ઠાનો પ્રશ્ન છે. રકમ તો આજે છે અને કાલે નથી, પણ નિષ્ઠા એ તો મારી અમૂલ્ય મૂડી છે. એ મૂડીને આ કાગળિયાની નોટ ખાતર ફેંકી દેવા હું તૈયાર નથી.' ડ્રાઈવરે સ્પષ્ટ જવાબ આપ્યો.

ગરીબ પણ ટૅક્સી ડ્રાઈવરની નિષ્ઠા અંગેની આવી ખુમારી જોઈને શ્રીમંત શેઠ સ્તબ્ધ થઈ ગયા !

ભૌતિક જગતમાં ક્યાંકક્યાંક દેખાતી આવી નિષ્ઠા એ આધ્યાત્મિક જગતમાં પ્રવેશ કરવા માગતા જીવો માટે તથા પ્રવેશ કરી ચૂકેલા જીવો માટે અણમોલ મૂડી છે. એક પળ પણ આના વિના ચાલે તેમ નથી.

## આભ્યંતર જીવન કેવું છે ?

આ બાબતમાં આપણી વર્તમાન સ્થિતિ ખૂબ દયાપાત્ર છે. આભ્યંતર જીવન આપણું અલગ છે તો બાહ્ય જીવન સાવ જુદું જ છે ! અનેકની વચ્ચે આપણે જેવું જીવન જીવીએ છીએ તેવું જીવન આપણે એકલા હોઈએ ત્યારે જીવતા નથી ! ટૂંકમાં કહીએ તો અન્યની હાજરી અત્યારે તો આપણા અસલી ચહેરાને છુપાવનારી બની રહી હોય તેવું લાગે છે.

પેલા ટૅક્સી ડ્રાઈવરના જેવી નિષ્ઠા આપણામાં ઓછી હોય તેવું નથી લાગતું ? ડ્રાઈવરને મન પોલીસ કે ટ્રાફિકની હાજરી કે ગેરહાજરી મુખ્ય નહોતી. મુખ્ય નિષ્ઠા હતી. શા માટે આપણે પણ આપણા મનને એવું ન બનાવી દઈએ ? 'કોઈ પણ વ્યક્તિ હાજર હોય કે ન હોય, મારે મન ભગવાનની આજ્ઞા જ મુખ્ય છે ! તેના પાલનમાં જ મારું આત્મહિત અકબંધ છે. મારા જીવનને મારે એ જ રીતે ઘડવું છે. ભલે, પછી તેની કોઈ કદર કરે કે ન કરે.'

**યાદ રાખજો, નિર્દંભતા તો આધ્યાત્મિક જગતની મોટામાં મોટી મૂડી છે. આ મૂડી ઉપર જ તો બાકીના ગુણોની કમાણી છે. આધ્યાત્મિક જગતમાં પ્રવેશ કરનારા પાસે આ મૂડી ન હોય તો તેના જીવનની સફળતા અંગે પૂરો સંદેહ છે !**

આપણે તો સર્વજ્ઞના શાસનને પામ્યા છીએ. આપણા તે વળી બે ચહેરા હોય ? જાહેરમાં જુદો અને ખાનગીમાં જુદો ! ભૂલશો નહિ, આ જીવનમાં સફળતા મેળવવાની ચાવી જુદી છે. અહીં તો પૂરી વફાદારીપૂર્વક જાહેરમાં કે એકાંતમાં જિનાજ્ઞાને નજર સામે રાખીને પોતાના જીવનને જે જીવે તે જ સફળતાને પામે છે. બાકીના બધાયના

લમણે તો કેવળ નિષ્ફળતા જ ઝીંકાય છે !

ભલે ને ગમે તેટલી ખ્યાતિ મળતી હોય આ દાંભિક જીવન જીવવાના પ્રતાપે ! શું કરવાની એ ખ્યાતિને ? દાંભિકતાના પડદા પાછળની આવી ખ્યાતિએ તો કંઈ આત્માઓને દુર્ગતિઓની ખાઈમાં ધકેલી દીધા છે; કારણ કે સદ્ગતિ કે દુર્ગતિની નિર્ણાયક ખ્યાતિ નથી બનતી; પરંતુ વાસ્તવિકતા બને છે ! ભારે ખતરનાક છે આ દાંભિક જીવન ! અને છતાં એ છોડવું પણ એટલું જ કઠિન છે.

## પ્રલોભન પરીક્ષા કરે છે

કોઈ જોતું ન હોય, સામે લાલચ આપનારો મળતો હોય છતાં પોતાની નિષ્ઠામાં અડગતા કેળવવી અને એ લાલચોમાં ન ફસાવા માટે અદ્ભુત સત્ત્વ જોઈએ છે ! આ સત્ત્વ જાળવી રાખનારા જ સફળતાના શિખરે પહોંચ્યા છે !

**અગ્નિ કંચનની પરીક્ષા કરે છે, તો**

**પ્રલોભન માણસની પરીક્ષા કરે છે.**

ચારે બાજુ પથરાઈ જતાં આવાં પ્રલોભનોના કીચડની વચ્ચે એક વાર તમે તમારી નિષ્ઠાને યાદ કરો. પછી તમે લપસી તો નહિ પડો; પરંતુ પ્રલોભનોના આ કીચડ વચ્ચેથી પણ મક્કમ પગલે પસાર થઈ શકશો.

દંભનાં વસ્ત્રો પરિધાન કરીને જીવન જીવતા વિનયરત્ને શું મેળવ્યું ? જાતના પાપનો બચાવ કરીને રુક્મિ સાધ્વી શું ખાટી ગયાં ? સફાઈપૂર્વક ઉત્સૂત્ર ભાષણ કરી બેઠેલા પેલા કમલપ્રભાચાર્ય શું કમાયા ?

બહુ થયું ! પેલા ટૅક્સી ડ્રાઈવરથીય આપણે નપાવટ નીકળીએ ? તેના જીવનમાંય નિષ્ઠા પૈસા કરતાંય પ્રિય બનતી હોય તો પછી આપણા જીવન માટે તો પૂછવાનું જ શું ?

પેલા નારદે ઉપાધ્યાય ક્ષીરકદંબ પાસે માર્યા વિનાનો કૂકડો મૂકી દીધો. ટૂંક સમયમાં પુત્ર પર્વત પણ આવ્યો. ક્ષુદ્ર મતિવશ એણે તો જંગલમાં કોઈ માણસ ન દેખે ત્યાં કૂકડાને મારી નાખેલો ! ઉપાધ્યાય ક્ષીરકદંબ ચોંક્યા ! પર્વતને ઠપકાર્યો પણ પોતાને ખ્યાલ તો આવી જ ગયો કે મારો આ પુત્ર નિશ્ચિત નરકગામી છે !' હવે શું ? 'આવા નરકગામી શિષ્યને પકવીને હું પાપથી શી રીતે છૂટીશ ?' આ વિચારે ક્ષીરકદંબને બેચેન બનાવી મૂક્યા !

સવારના પહોરમાં જ ઉદ્યાનમાં બિરાજમાન મુનિ પાસે જઈ પહોંચ્યા. વિનયપૂર્વક મુનિ ભગવંતને પ્રશ્ન પૂછ્યો, 'મહાત્મન્ ! કુટુંબનો માણસ દુષ્કૃતમાં પ્રવર્તે તો માલિક અધર્મ વડે બંધાય કે નહિ ?'

મહાત્માએ જવાબ આપ્યો, 'સળગતો ઘાસનો પૂળો હાથમાં લેનારો દાઝે કે નહિ ? બસ, એ જ રીતે ઘરમાલિક પણ બંધાય !'

'તો એ પાપથી છૂટવાનો ઉપાય શો ?'

'સળગતો પૂળો મૂકી દે તો દાઝે નહિ. એ રીતે સંસાર છોડી દે તો પાપથી બંધાય નહિ.' મહાત્માએ જવાબ આપ્યો. એ સાંભળીને ક્ષીરકદંબે મુનિ પાસે ચારિત્ર લીધું ! સારી રીતે આરાધીને સદ્‌ગતિમાં ગયા !

વિચારજો એ આત્માની મહાનતા ! કેવું મામૂલી નિમિત્ત અને કેવો ભીષ્મ ત્યાગ ! આજે કેટલાય આત્માઓ એવા છે કે જેમને વૈરાગ્ય પ્રગટી જાય તેવાં જબરદસ્ત નિમિત્તો મળે છે, તોય નિષ્પાપ જીવન સ્વીકારવાની વાત તેઓ સ્વપ્નમાંય વિચારવા તૈયાર નથી !

## વૈરાગ્ય સરળ !

એક અપેક્ષાએ તો એમ કહી શકાય કે પૂર્વના કાળ કરતાં વર્તમાન કાળમાં વૈરાગ્યનાં નિમિત્તો ઢગલાબંધ મળે છે. નથી બજાર અનુકૂળ; નથી કુટુંબ અનુકૂળ ! મિત્રો મળે છે તોય દગાબાજ, સંબંધીઓ મળે છે તો સ્વાર્થી ! શરીર થર્ડ કલાસ મળ્યું છે ! તો સંપત્તિઓ ભયથી ઘેરાયેલી છે ! નથી શાન્તિથી દિવસ પસાર થતો કે નથી તો મજેથી રાત જતી ! આવી ભરપૂર પાપોદયવાળી પરિસ્થિતિ વચ્ચે મોતની રાહ જોઈને જીવન પસાર કરનારાઓને ચારિત્ર સ્વીકારવાનું મન થતું નથી. એય આશ્ચર્ય છે ને ? હા, આની પાછળ પણ કોઈ મુખ્ય દોષ હોય તો તે છે ક્ષુદ્રતાનો ! તુચ્છ વિષયોમાં જ આનંદ પામતું મન આવા ઉદાત્ત જીવનની કલ્પનાય શી રીતે કરી શકે ?

પિતા ક્ષીરકદંબની દીક્ષા પછી પર્વતે વેદશાસ્ત્રોનો અભ્યાસ કર્યો. એક વાર નારદ પણ ત્યાં આવી ચડ્યા. પર્વત વિદ્યાર્થીઓને ભણાવતો હતો તેમાં એક વાક્ય એવું આવ્યું કે **'अजैर्यष्टव्यं'** આવા વેદ વાક્યનો પર્વતે અર્થ કર્યો કે બકરાથી યજ્ઞ કરવો. આવો વિપરીત અર્થ નારદે સાંભળતાં પર્વતને કહ્યું, 'ભાઈ ! ગુરુદેવે તો 'અજ' એટલે બકરો નહિ, પરંતુ ન ઊગે એવું જૂનું ધાન્ય, ડાંગર વગેરે કહ્યું હતું.' પરંતુ ક્ષુદ્રતાવશ પર્વતે નારદની એ વાત કબૂલ ન રાખી.

પર્વતની માતાએ પણ ખાનગીમાં પર્વતને કહ્યું, 'નારદ જે અર્થ કહે છે એ જ અર્થ તારા પિતાજી કરતા હતા માટે એ અર્થનો તું સ્વીકાર કરી લે.'

પરંતુ ક્ષુદ્રતા કોનું નામ ? માતાની વાત સ્વીકારવાનો પણ તેણે ઈનકાર કરી દીધો. છેવટે આ વાક્યના અર્થમાં એ વખતના સહાધ્યાયી વસુરાજાની સાક્ષી લેવાનું નક્કી થયું.

પર્વતની માતા સ્પષ્ટ જાણે છે કે આ બાબતમાં નારદ જ સાચો છે છતાં પોતાના પુત્રની મમતાને કારણે માતાએ વસુરાજાને ખાનગીમાં મળીને પર્વતનો પક્ષ લેવા સમજાવ્યું.

વસુરાજા પણ સમજતો હતો કે પર્વતે કરેલો અર્થ ખોટો જ છે; છતાં ગુરુપત્નીના આગ્રહને વશ થઈને પર્વતના પક્ષમાં સાક્ષી આપવાની કબૂલાત આપી દીધી. બીજે દિવસે સ્ફટિકના સિંહાસન પર બેસીને વસુરાજાએ જેવી જૂઠી સાક્ષી આપી કે તરત જ ભવનપતિ દેવતાએ તેને નીચે પટક્યો. મરીને સીધો ગયો નરકમાં !

આ બનાવથી લોકમાં પર્વતનો ભારે ફિટકાર થયો. ત્યાંથી ભાગ્યો અને બહાર ઘોર હિંસાનો માર્ગ પ્રવર્તાવી અંતે નરકગતિમાં પટકાયો !

એક ક્ષુદ્રતા કેવાં ભયંકર પાપો કરાવે છે ? પોતાના જૂઠના બચાવમાં અનેકને પોતાના પક્ષમાં ખેંચી લાવવાના પ્રયત્નો તે ક્ષુદ્ર કરતો રહે છે. પરિણામ ? પોતે તો દુર્ગતિમાં રવાના થાય પણ સાથે બીજાનેય દુર્ગતિમાં ઘસડી જાય !

## ક્ષુદ્ર વ્યક્તિ ધર્મ માટે અપાત્ર

અરે ! ક્ષુદ્ર માણસ ધર્મ કરવા માટે તો નાલાયક છે જ; પરંતુ સંસાર ચલાવવા માટે પણ તે નાલાયક છે ! ક્ષુદ્ર માનસ ધરાવનારનો સંસાર ક્યારેય વ્યવસ્થિત ચાલતો નથી, સુખની અઢળક સામગ્રીઓ વચ્ચે પણ તેના ચિત્તને શાન્તિ રહેતી નથી; કારણ કે તેનું હૈયું જ તુચ્છ છે ! એક વરસમાં માત્ર એક જ દિવસ દાળમાં મીઠું ભુલાઈ ગયું હશે તોય તે ઊકળી ઊઠશે ! બે પૈસા ખાતર તેને મૈત્રી તોડતાં જરાય અફસોસ નહિ થાય ! ટ્રેનમાં કે બસમાં બેસવાની જગ્યા ખાતર ગમે તેની સાથે ઝઘડતાં તેને વાર નહિ લાગે ! માત્ર ચાર આના ખાતર પણ તે હોંશેહોંશે જૂઠ બોલવા તૈયાર થઈ જશે ! પોતાની અનુકૂળતા સાચવવા બીજાને ભયંકર પ્રતિકૂળતામાં મુકાવું પડે તો તેનો તેને જરાય અફસોસ નહિ હોય ! પોતાના સ્વાર્થને જે અનુકૂળ તે મિત્ર અને સ્વાર્થને પ્રતિકૂળ તે દુશ્મન. આ માન્યતાને આધારે જ તેનું જીવન ચાલતું હશે. આવો ક્ષુદ્ર માણસ આજુબાજુવાળાનો તો નહિ, પણ પોતાના કુટુંબનો પણ પ્રેમ સંપાદન કરી શકતો નથી. શાસ્ત્રકારો આવા ક્ષુદ્ર માણસને 'ભવાભિનંદી'ની કક્ષામાં મૂકે છે.

## મોઢું ઉદાસ

એક ભાઈ બહાર પોતાના મિત્રવર્ગમાં, વેપારીવર્ગમાં ભારે લોકપ્રિય. બધાયની સાથે હસી-ખીલીને વાત કરે; પરંતુ એ જ ભાઈ પોતાના ઘરમાં આવે એટલે સાવ ઉદાસ થઈ જાય. પિતાજી, પત્ની, પુત્ર, નોકર વગેરે કોઈ પણ બોલાવે તો તોછડાઈથી જ વાત કરે. તેમના આવા વર્તનથી અનેક મિત્રોને આશ્ચર્ય થતું હતું. એક વાર બજારમાં એક મિત્રે આનું કારણ પૂછ્યું પણ ખરું ત્યારે તેમણે જવાબ આપ્યો–

'જુઓ, પિતાજીની સાથે હસીને વાત કરીએ તો તરત જ કહે 'બેટા ! આ જો ને ? ધોતિયાને કાણાં ઘણાં પડી ગયાં છે અને આમેય ઘસાઈ ગયું છે તો બજારમાંથી એકાદ નવું ધોતિયું લેતો આવજે !'

પત્નીની સાથે હસીને વાત કરીએ તો તરત જ પ્રસ્તાવ મૂકે કે 'બાજુવાળી પડોશણ પાસે ૧૦૦ સાડીઓ છે અને મારી પાસે તો સાડીનાં કોઈ ઠેકાણાં નથી. વરસને વચલે દહાડે તો એકાદ સાડી લાવી આપો.'

પુત્રની સાથે પ્રસન્નતાથી વાત કરીએ તો એ તરત જ રજૂઆત કરે, 'પિતાજી ! આ બાજુવાળા રમેશ પાસે હમણાં નવું જ સ્કૂટર આવ્યું છે. ચાલે છે બહુ જોરદાર ! મારે આમેય કૉલેજમાં જવાની તકલીફ પડે છે તો મને એક સ્કૂટર ન અપાવો ?'

નોકર સામે મોઢું મલકાવીએ તો એ તરત જ વાત મૂકે, 'શેઠ ! કાળઝાળ મોંઘવારીમાં ટૂંકા પગારમાં પૂરું થતું નથી. માત્ર ૧૦ રૂપિયા તો પગારવધારો કરી આપો.'

બસ, ઘરમાં પ્રવેશતાંની સાથે જ ઉદાસ થઈ જવાનો દેખાવ કરવાનું મુખ્ય કારણ આ છે.

## ક્ષુદ્રનો વ્યવહાર તુચ્છ

આવો ક્ષુદ્ર માણસ આવા તુચ્છ વ્યવહારથી કદાચ રૂપિયા બચાવી શકતો હશે પણ પોતાના જ કુટુંબનો પ્રેમ સદાને માટે ગુમાવી બેસે છે. રૂપિયાની ખોટ આ દુનિયામાં રૂપિયાથી પૂરી શકાય છે; પરંતુ પ્રેમની ખોટ રૂપિયાથી ક્યારેય પૂરી શકાતી નથી. ક્ષુદ્ર માણસને પ્રેમની કે મૈત્રીની બહુ પરવા હોતી નથી. તેને જીવંત વ્યક્તિ કરતાં જડ વસ્તુની કિંમત વધારે હોય છે. અને એટલે જ જડની સાથે પ્રીત કરતાંકરતાં તેય જડ જેવો જ બની જાય છે ! તેની દુનિયામાં લાગણી, સ્નેહ, પ્રેમ, સંવેદનશીલતા જેવું કાંઈ હોતું જ નથી. જે કાંઈ હોય છે તે માત્ર 'સ્વાર્થ'માં સમાઈ જતું હોય છે.

શાસ્ત્રકારોએ આ દુનિયામાં ચાર પ્રકારના જીવો બતાવ્યા છે :

૧. બીજાને સુખી કરીને રાજી થાય તે ઉત્તમ.

૨. બીજાને સુખી જોઈને રાજી થાય તે મધ્યમ.

૩. બીજાને દુઃખી જોઈને રાજી થાય તે અધમ.

૪. બીજાને દુઃખી કરીને રાજી થાય તે અધમાધમ.

ક્ષુદ્ર માણસનો નંબર અધમ અને અધમાધમ કક્ષામાં આવે છે. પોતાની આજુબાજુમાં જેટલા વધુ દુઃખી જીવો તે જુએ તેમ એને આનંદ વધતો જાય. અરે ! કદાચ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે બીજાની હત્યા કરી દેવી પડે તોય તેનો તેને જરાય અફસોસ ન થાય !

આ બધી વિચારણાઓમાં આપણે આપણી જાતને તપાસવાની છે કે આપણો નંબર શેમાં છે ? બીજાને આપણે સુખી કરવા તૈયાર છીએ ? પ્રતિકૂળતા વેઠીને પણ બીજાને અનુકૂળતા કરી આપવા આપણે તૈયાર છીએ ? બીજાના ચિત્તની સમાધિ જળવાઈ રહે તે ખાતર આપણે ઘસાઈ છૂટવા તૈયાર છીએ ? 'હું'ને ગૌણ કરવાની આપણી

તૈયારી છે ? આપણા 'સ્વાર્થ'ની સામે લાલ આંખ કરવાની આપણી ઇચ્છા છે ખરી ? બીજાના દુઃખમાં ભાગ પડાવવા આપણે શક્ય ભોગ આપવા તૈયાર છીએ ?

આપણા સુખને ચારેય બાજુ વહેંચવા આપણે તૈયાર છીએ ખરા ?

## ભાઈ ! થોડો મને મારી લે

એક જગ્યાએ માણસોનું ટોળું જામેલું. રસ્તા પરથી પસાર થતો એક યુવક કુતૂહલવશ એ ટોળાની પાસે ગયો. જઈને જોયું તો એક બળવાન માણસ એક નાના છોકરાને ભારે નિર્દયતાપૂર્વક મારી રહ્યો હતો. છોકરો રાડારાડ અને ચીસાચીસ કરતો હતો; પરંતુ ટોળામાં ઊભેલા આટલા બધા માણસોમાંથી એક પણ માણસ આ બળવાન માણસને પડકારવા તૈયાર નહોતો. અચાનક છોકરો નીચે પડ્યો. પેલાના એક જ મુક્કાએ છોકરાના ચાર દાંત તોડી નાખ્યા હતા. મોઢામાંથી લોહી નીકળવા માંડ્યું હતું.

આ જોઈને પેલો યુવક રહી ન શક્યો. ટોળાને ચીરીને તે સીધો પેલા બળવાન માણસ પાસે આવ્યો. તેનો ખભો પકડીને તેને ઊભો રાખ્યો. પછી તેને કહ્યું, 'ભાઈ ! તમારી સામે પડવાની તો મારી કોઈ તાકાત નથી. તમારા જેવું બળવાન મારું શરીર પણ નથી; પરંતુ બીજાનો થોડો માર ખાઈ શકે તેવું મારું શરીર તો છે જ ! એટલે આપને વિનંતી કરું છું કે આ છોકરાને મારવાનું હવે તમે બંધ કરો અને મારવાનું જેટલું બાકી રહ્યું હોય તેટલું મને મારી લો ! આ છોકરાનું શરીર હવે તમારો માર ઝીલી શકે તેવું નથી રહ્યું. એટલે જ આપને આ વિનંતી કરું છું !' આમ કહીને તે યુવક પેલા બળવાન માણસ પાસે નમીને ઊભો રહ્યો.

શી તાકાત હતી પેલા બળવાન માણસની કે આ યુવકને તે મારી શકે ! યુવકની પીઠ થાબડી તેણે પેલા છોકરાને છોડી મૂક્યો !

વિચારજો, આપણું દિલ આવું છે ? બીજાની સઘળી મુશ્કેલીઓ દૂર ન કરી શકતા હોઈએ તોય આપણાથી શક્ય એટલી મુશ્કેલીઓ દૂર કરવા આપણે તત્પર છીએ ખરા ? આ એક જ કર્તવ્યના પાલનમાં આત્માને અનેક ગુણોનો માલિક બનાવી દેવાની તાકાત પડી છે !

## યથાશક્ય પ્રયત્ન જરૂરી

આખી દુનિયાની ગરીબી આપણે ન હટાવી શકીએ તે બને; પરંતુ આપણી જ સામે હાથ લાંબો કરીને ભીખ માગી રહેલા ભિખારીને આપણે અવગણીએ તે તો કેમ ચાલે ? ૧૫,૦૦૦ માણસોનું સાધર્મિક વાત્સલ્ય આપણે ન કરી શકીએ તે બને પણ એક પણ નબળી સ્થિતિના સાધર્મિકને આપણે એક ટંક પણ ઘરે બોલાવીને ન જમાડીએ તો તો શી રીતે ચાલે ? આખું જિનમંદિર આપણે ન બંધાવી શકીએ એ બને પણ એ જિનમંદિરના નિર્માણમાં આપણા તરફથી એક ઈંટ પણ ન મૂકીએ તો તે કેમ ચાલે ?

# ચાલબાજી મનની !

પરમાર્થના દરેક કાર્યમાં આ રીતની વિચારણા અપનાવીને આપણે શક્તિ મુજબનો ભોગ આપીએ તો અનેક સુકૃતોને આરાધવાનો આપણને લાભ મળે તેમ છે.

યાદ રાખજો, મન ભારે ચાલબાજ છે. એ સમજાવશે કે કરવું તો બધું કરવું, નહિતર કાંઈ ન કરવું ! પણ પરમાર્થનાં કાર્યોમાં ક્યારેય મનની આજ્ઞા માનશો નહિ ! જ્યાં ક્યાંય પણ તમે મનની આજ્ઞા માની છે ત્યાં તેણે તમને માર જ ખવડાવવાનાં કામો કર્યાં છે !

આની સાથે જ બીજી એક મહત્ત્વની વિચારણા એ છે કે **સમષ્ટિગત વિકટ પરિસ્થિતિમાં 'લોકોએ શું કરવું જોઈએ ?' એવો વિચાર કરવાને બદલે આ પરિસ્થિતિને અલ્પાંશે પણ હલ કરવામાં 'હું શું કરી શકું ?' આ વિચાર મુખ્ય રાખજો;** કારણ કે કપરામાં કપરી પરિસ્થિતિ હલ કરવાનો રામબાણ ઉપાય આ વિચારમાં પડ્યો છે ! દા.ત. તમે જે રસ્તેથી પસાર થઈ રહ્યા છો એ રસ્તા પર ઠેરઠેર પથરા પડ્યા છે. હવે આવા સમયે મ્યુનિસિપાલિટીને તમે ગાળો દેવા લાગો તેટલા માત્રથી સમસ્યા હલ થઈ જતી નથી; પરંતુ તમે પોતે રસ્તામાં પડેલા એ પથરાઓમાંથી પાંચપંદર પથરા ઉઠાવીને એક બાજુ મૂકી દો તો એટલા પથરા તો ઓછા થશે. અને બીજા નંબરમાં તમારી આ પ્રવૃત્તિ જોઈને કદાચ એ જ રસ્તેથી પસાર થઈ રહેલા બીજા માણસોને પણ પથરા એક બાજુ મૂકવાનું મન થાય એ શક્ય છે. જો એ અમલમાં આવી જાય તો આખી પરિસ્થિતિ હલ થઈ જાય તેવું પણ બને !

આ જ રીતે દેરાસરમાં તમે પૂજા કરવા ગયા. ત્યાં તમે જોયું કે પૂજા કરવાની વાટકીઓ ચારેય બાજુ જેમતેમ પડી હતી. હવે આવા સમયે એક વિચાર એ પણ આવે કે 'ટ્રસ્ટીઓ દેરાસરનો વહીવટ કેવો રેઢિયાળ ચલાવે છે ? અરે ! આ પૂજારીઓ, દેરાસરના માણસો પગાર શું મફતનો ખાય છે ? બસ, એ લોકો હરામ હાડકાંના જ થઈ ગયા છે. કામ કશું કરવું નહિ અને પગારવધારો માગ્યા કરવો !' આ નિષ્ફળ વિચારણામાં કેવળ આર્તધ્યાન જ છે ! આને બદલે તમે પોતે જ તમારી અનુકૂળતા મુજબ ૨૦-૨૫ વાટકીઓ પણ વ્યવસ્થિત જગ્યાએ મૂકી દો તો અવ્યવસ્થાનો પ્રશ્ન યત્કિંચિત્ હલ થઈ જાય. બીજાને પણ આવું કરવાની પ્રેરણા મળે અને પૂજારી વગેરે માણસોને પણ પોતાની જવાબદારીનો ખ્યાલ આવે !

અરે ! બસમાં તમે મુસાફરી કરતા હો. બસ આખી ચિક્કાર હોય અને તેમાં એક સાથે આઠ-દસ વૃદ્ધો આવી ચડે. બેસવાની જગ્યા ન હોવાથી તેમને ઊભા રહેવું પડતું હોય. આવે સમયે તમે વિચારો, 'આટલી ગિર્દીમાં આવા ઘરડા માણસો મુસાફરી શું કામ કરતા હશે ? અને આ બસમાં બેઠેલાઓને પણ કાંઈ પડી છે ? બધાય ટેસથી

એકબીજા સાથે ગપ્પાં મારે છે. કોઈને એમ નથી થતું કે લાવો, આ બધા વૃદ્ધોને આપણે જગ્યા કરી આપીએ !' ના, આવી તુચ્છ વિચારણા અપનાવવાને બદલે તમે પોતે જ એક વૃદ્ધ માટે જગ્યા કરી આપો. પછી જોજો, બાકીના બધાય વૃદ્ધોને પણ જગ્યા મળી જાય છે કે નહિ ?

તમામ ક્ષેત્રોમાં ગમે તેવી વિકટ પરિસ્થિતિ હોય તોય તેને હલ કરવાની તાકાત માત્ર આ જ વિચારણામાં પડી છે. 'હું આમાં શું કરી શકું ?' અત્યાર સુધી 'બીજાએ શું કરવું જોઈએ ?' એવી વિચારણાઓ કરીકરીને આપણે પરિસ્થિતિને વધુ વિકટ બનાવી છે. હવે એ વિચારણાઓ બંધ કરીએ તો શક્ય છે કે બીજાને સુખી કરીને રાજી થવામાં આપણો નંબર લાગી જાય.

## ઈર્ષ્યાનો વ્યાપક રોગ

માની લો કોઈ અત્યારે આપણો નંબર આમાં નથી તોય બીજાના પ્રસન્ન જીવનને જોઈને આપણે રાજી થઈએ છીએ ખરા ? જેની પાછળ આપણે કોઈ પણ જાતનો ભોગ નથી આપ્યો છતાં જેઓ સુખી છે તેવા જીવોને જોઈને આપણને આનંદ થવાને બદલે ઈર્ષ્યા તો નથી થતી ને ?

તમારી દુકાનની સામે જ ખૂલેલી નવી દુકાન માત્ર બે-ચાર મહિનામાં જ જામી જાય તો એ જોઈને તમે ઈર્ષ્યાથી સળગી તો નથી ઊઠતા ને ? એ દુકાન જમાવવામાં તમે કોઈ ભોગ નથી આપ્યો, માત્ર એના પુણ્યથી અને એની આવડતથી જ આ દુકાન જામી છે. એમાં તમારે ઈર્ષ્યા કરવાનું કારણ શું ?

એક અપેક્ષાએ તો એમ લાગે છે કે **બીજાને સુખી કરીને રાજી થવું સહેલું છે; પરંતુ બીજાને સુખી જોઈને રાજી થવું કઠિન છે;** કારણ કે બીજાને સુખી કરવામાં હજી અહંકાર પોષાવાની શક્યતા છે. એના સુખી જીવનને જોતાં તરત જ મનમાં થશે કે 'આ તો હું હતો એટલે આટલા ઊંચે આવ્યા, નહિતર ખબર પડત કે શી રીતે આગળ આવી શકાય છે ?' જ્યારે પોતાના ઉપકારના ભાર નીચે આવ્યા વિના જેઓ સુખી થયા છે તેને જોઈને મનમાં ઈર્ષ્યા પેદા ન થવી એ બહુ જ કઠિન વાત છે !

ચારે બાજુ નજર કરો. વ્યાપક પ્રમાણમાં આ ઈર્ષ્યાનો ચેપ ફેલાયેલો દેખાશે ! આ ઈર્ષ્યાની ખાસિયત એ છે કે એ ભારે પ્રતિસ્પર્ધામાં જીવને ખેંચી જાય છે. અને પ્રતિસ્પર્ધા હિંસા લાવ્યા વિના રહેતી નથી.

### ચાર હત્યા

પશ્ચિમના દેશમાં એક યુવકે એક મકાનમાં ઘૂસીને પતિ-પત્ની અને બે બાળકો એમ એક સાથે ચારની હત્યા કરી નાખી. હત્યા કર્યા પછી ભાગવાના પ્રયત્નો કરવાને બદલે સીધો સામે ચાલીને પોલીસ ચોકીએ જઈને ઊભો રહ્યો. પોતાના ગુનાની કબૂલાત

કરી લીધી.

કોર્ટમાં તેના પર કેસ ચાલ્યો.

'તારે આ ચારે સાથે કોઈ દુશ્મનાવટ હતી ?'

'ના.'

'તો પછી હત્યાનું પ્રયોજન શું ?'

'ઈર્ષ્યા.'

'એટલે ?'

'છેલ્લાં ૧૫ વરસથી હું છાપાં વાંચું છું. છાપાંમાં આગળના જ પાના પર જુદીજુદી વ્યક્તિઓનાં નામો વાંચતા મને ઘણી વાર મનમાં થઈ જતું કે આ લોકોનાં નામ આવે તો મારું નામ કેમ ન આવે ?

અને હા, જેમનાં નામ આવતાં હતાં તે દરેકે સત્કાર્યો જ કર્યાં હતાં એવું નહોતું ! હત્યાઓ કરનારાઓનાં નામ પણ આગલે પાને ચમક્યાં હતાં. બસ, મારા મનમાં છાપામાં આગલા પાના પર મારું નામ આવે એવી ઘેલછા પેદા થઈ. કોઈ સત્કાર્ય કરવાની તો મારી તાકાત નહોતી. એટલે છેવટે આ હત્યાનો સહારો લીધો ! આજે મેં છાપું જોયું. મારું નામ પહેલે જ પાને છપાયેલું છે. બસ, મારા આનંદનો પાર નથી. મારી જિંદગીની એક મહેચ્છા આ રીતે પણ પૂર્ણ થઈ ગઈ એ મારે મન મોટી વાત છે. હવે, તમારે મને ફાંસીએ લટકાવવો હોય તો ખુશીથી લટકાવો. મને કોઈ ડર નથી.'

યુવકના આ વક્તવ્યને સાંભળીને આખી કોર્ટ સ્તબ્ધ થઈ ગઈ ! 'છાપામાં આગલા પાના પર નામ આવે,' માત્ર આવી ઘેલછાનો ભોગ થઈને કોઈ માણસ નિર્દોષ એવાં ચાર માણસોની હત્યા કરી નાખે એ વાત કોઈના મગજમાં બેસતી નહોતી; છતાં એ હકીકત હતી; કારણ કે હત્યાઓ કરનારો સામે જ ઊભો હતો !

વિચારો કેવું કાતિલ છે આ ઈર્ષ્યાનું પાપ ? બીજાના જીવનને સમૃદ્ધ બનાવવામાં કોઈ પણ જાતનો ભોગ ન આપ્યો હોવા છતાં આ ઈર્ષ્યા ચિત્તને ભયંકર અશાન્ત બનાવી દે છે !

## ઈર્ષ્યા, પુણ્યનાશ, ગુણનાશ

સાપ અને વીંછીના ઝેરથી બીજાઓ મર્યા હશે; પરંતુ એ ઝેરને સંઘરનારા સાપ અને વીંછી ક્યારેય મર્યા નથી. જ્યારે આ ઈર્ષ્યાનું ઝેર એવું કાતિલ છે કે તેનાથી બીજા તો મરે પણ ખરા અને ન પણ મરે; પરંતુ એ ઝેરને સંઘરનાર મર્યા વિના રહેતો નથી.

ઈર્ષ્યાના મુખ્ય વિષય બે છે : સુખી અને ગુણી. પોતાના કરતાં અધિક સુખીને જોઈને પણ ઈર્ષ્યા થાય છે, તો પોતાના કરતાં અધિક ગુણીને જોઈને પણ ઈર્ષ્યા થાય છે ! આ બંને પ્રકારની ઈર્ષ્યામાં પુણ્યનાશ, ગુણનાશ, તીવ્ર અશુભ કર્મોના બંધ વગેરે

અગણિત નુકસાનો પડ્યાં છે. પરંતુ એ નુકસાનોની ભયંકરતા જ્યાં સુધી જીવને સમજાય નહિ ત્યાં સુધી તેનાથી નિવૃત્ત થવું બહુ કઠિન છે.

## પતંગ કાપવા

સવારના પહોરમાં ત્રણચાર છોકરાઓ ખૂબ ઉત્સાહ સાથે રસ્તા પરથી પસાર થતા હતા. એકના હાથમાં નાનો ડબ્બો હતો, બીજાના હાથમાં રંગનું પડીકું હતું જ્યારે ત્રીજાના હાથમાં દોરાનાં બંડલો હતાં !

મને થયું, ક્યાં જતા હશે આ છોકરાઓ ? હું ગયો તેમની પાછળ. એક મેદાન પાસે તેઓ ઊભા રહ્યા. આજુબાજુમાંથી ઘાસ લઈ આવ્યા. તેને સળગાવ્યું, તેના પર ડબ્બો મૂક્યો. ડબ્બામાં રહેલા લોટની અંદર કાચની ભૂકી નાખી. પછી તેમાં રંગ નાખ્યો. એકાદ કલાક સુધી એ લોટને ગરમ કર્યો. પછી પેલાં દોરાનાં બંડલો ખોલ્યાં. એક બાજુ દોરાનો એક છેડો બાંધ્યો પછી પેલા ગરમ કરેલા લોટને હાથમાં લઈને દોરાને રંગવા લાગ્યા.

મેં તેમને પૂછ્યું, 'આ લોટમાં તો તમે કાચ નાખ્યો છે. તો પછી કાચવાળા લોટને લઈને તમે આ દોરાનું શું કરો છો ? લોહી નહિ નીકળે ? છોડી દો આ ચેષ્ટા !'

તેમણે મને જવાબ આપ્યો, 'તમને ખબર નથી કે મકર સંક્રાન્તિ નજીક આવે છે ? બીજાના પતંગો કાપવા હોય તો દોરો કેટલો મજબૂત જોઈએ ? એ માટે અમે મહેનત કરીએ છીએ. હા, આ લોટમાં બારીક કાચ નાખ્યો હોવાથી વાગી જવાની શક્યતા ખરી; છતાં એના વિના ચાલે તેમ નથી. લોહી નીકળશે તો દવા લગાડી દઈશું. બાકી દોરો તો એવો તૈયાર કરીશું કે જેની પતંગ પર પડ્યો તેની પતંગ કપાઈ જ સમજો ! એટલે તમે કહો છો તેમ દોરા રંગવાનું કામ કોઈ પણ હિસાબે બંધ થાય તેમ નથી.

છોકરાઓની આ વાત સાંભળીને હું મૌન થઈ ગયો, છતાં એ લોકો આગળ શું કરે છે એ જોવા ત્યાં ઊભો રહ્યો. એકાદ કલાકમાં એ છોકરાઓનું કામ પતી ગયું. રંગાઈને સુકાઈ ગયેલા એ દોરાને ફિરકીમાં લપેટી લીધો. ખુશ થતાંથતાં તેઓ ઘરભેગા થઈ ગયા.

બરાબર પંદરેક દિવસ બાદ રસ્તે જતાં એ છોકરાઓ મને મળ્યા. વગર પૂછ્યે મને કહેવા લાગ્યાં, 'ખબર છે તમને કે અમારા રંગ પાયેલા એ દોરાએ શું કામ કર્યું ? આકાશમાં એક પણ પતંગને લાંબા સમય સુધી ટકવા દીધો નથી. જેટલા પતંગો જ્યાં ક્યાંય પણ દેખાયા, અમારા દોરાએ એ તમામને કાપી નાખ્યા ! બોલો, દોરા રંગવાની અમારી એ વખતની મહેનત સફળ થઈ છે કે નહિ ?'

હું શું બોલું ?

પરંતુ છોકરાઓની આ પ્રવૃત્તિએ મને બીજા જ વિચારે ચડાવી દીધો. આકાશમાં

ચગી રહેલી બીજાની પતંગો કાપવા માટેની આ છોકરાઓની મહેનત કેટલી ? જોખમ ઉઠાવવાની તેમની તૈયારી કેટલી ? બીજાના પતંગો કાપી નાખ્યાનો આનંદ કેટલો ?

ભૌતિક જગતમાં તો ઠીક; પરંતુ આધ્યાત્મિક જગતમાંય ક્યારેક આવું બનતું હોય તેવું નથી દેખાતું ?

## ઈર્ષ્યાથી કેવું અધઃપતન

અંતરમાં ધબકી રહેલી ઈર્ષ્યાની કાતિલ વૃત્તિ બીજાની આરાધનાને તોડી પાડવાની અનેકવિધ ખતરનાક પ્રવૃત્તિઓ આ જીવ પાસે કરાવ્યા વિના રહેતી નથી. પેલા છોકરાઓની જેમ આ જીવ પણ બીજાને હેરાન કરવા ખાતર જેટલું સહન કરવું પડે તેટલું સહન કરવા તૈયાર થઈ જાય છે. એની એવી પ્રત્યેક પ્રવૃત્તિમાં લક્ષ્ય માત્ર એ એક જ હોય છે કે મારું જે થવું હોય તે થાય; પરંતુ સામાને પછાડ્યા વિના તો નહિ જ રહું.

સિંહગુફાવાસી મુનિ પાસે પોતાની આરાધના ક્યાં ઓછી હતી ? કેટકેટલી સાત્ત્વિકતા, નિર્ભયતા અને મર્દાનગી હશે ત્યારે ચાર મહિના સિંહની ગુફા પાસે ચોવિહાર ઉપવાસ કરીને ઊભા રહી શક્યા હશે ! આરાધનાની આવી મહામૂલી મૂડી ધરાવનાર પણ આ મુનિવર પોતાના જ ગુરુદેવના શ્રીમુખે પોતાના કરતાં શ્રી સ્થૂલભદ્રસ્વામીની થયેલી અધિક પ્રશંસા સાંભળી ન શક્યા ! પોતાની આરાધનાને એક બાજુ મૂકીને શ્રી સ્થૂલભદ્રસ્વામીને પાછળ પાડી દેવા માટે તૈયાર થઈ ગયા.

પેલા છોકરાઓ બીજાની પતંગો કાપવા માટે જે દોરા રંગતા હતા એ દોરા રંગતાં હાથમાંથી લોહી નીકળે તોય એની પરવા કરવા તૈયાર નહોતા, તેમ આ મુનિવર પણ શ્રી સ્થૂલભદ્રસ્વામીને પાછળ પાડી દેવા માટે જિનશાસનની પ્રાણભૂત ગણાતી ગુર્વાજ્ઞાને છોડવી પડે તોય તેની પરવા કરવા તૈયાર નહોતા !

અને એટલે જ તો ગુરુદેવ પૂજ્ય સંભૂતિવિજયજી મહારાજની ના છતાં અંતરમાં સળગી રહેલી ઈર્ષ્યાની વૃત્તિએ સિંહગુફાવાસી મુનિને ગુર્વાજ્ઞાની અવગણના, તિરસ્કાર કરવા પ્રેર્યા. પણ પરિણામે મેળવ્યું શું ?

એક સરખું અધઃપતન ! ગુર્વાજ્ઞાભંગ, વેશ્યાના એક જ વખતના દર્શને સત્ત્વનાશ, દીનહીન બનીને દેહસુખની માગણી, ભરચોમાસામાં રત્નકંબલ લેવા નેપાળ દેશમાં, ચોરો પાસે પણ અસત્યોચ્ચારણ, છેવટે વાસનાગ્રસ્ત ચિત્તે વેશ્યા પાસે !

આ આખીય ઘટમાળમાં પતન સિવાય બીજું છે શું ? અને એ પતનના મૂળમાં સ્થૂલભદ્રસ્વામીની ઈર્ષ્યા સિવાય બીજું શું છે ? એ તો કહો કે સિંહગુફાવાસી મુનિ નસીબદાર કે એમને શ્રી સ્થૂલભદ્રસ્વામીના સત્ત્વથી પ્રભાવિત થઈને શ્રાવિકા બની ચૂકેલી વેશ્યા મળેલી કે જેને કારણે તેઓ સંપૂર્ણ પતનથી બચી ગયા. એ ન હોત તો સિંહગુફાવાસી મુનિ કદાચ સંયમ જીવન હારી ગયા હોત !

## બીજાના પતંગો ન કાપો

છોડી દો આ બીજાના પતંગો કાપવાની બાલિશ ચેષ્ટા ! આકાશમાં ઊડતા પતંગો કાપવામાં બહુબહુ તો હાથમાં ચીરા પડી જશે; પરંતુ બીજાની આરાધનાના પતંગો કાપવાની ચેષ્ટા કરવા જતાં આત્માના ભાવપ્રાણોની ક્રૂર કતલ જ થઈ જશે. મેળવવાનું કાંઈ નહિ અને ગુમાવવાનો કોઈ પાર નહિ.

અરે ! આવી હલકી ચેષ્ટાઓ કર્યા પછી તેનો પસ્તાવો થવાની વાત તો દૂર રહી; પરંતુ મનમાં ને મનમાં તેની અનુમોદના જ થયા કરશે. સિંહગુફાવાસી મુનિએ પછડાટ ખાધી તો ચેતી ગયા, પરંતુ સફળ થયા હોત તો ? કઈ નુકસાનીમાં ન ઊતર્યા હોત તે પ્રશ્ન છે.

પ્ર.: ઈર્ષ્યાને દૂર કરવાનો ઉપાય શો ?

ઉ.: પહેલી વાત તો એ છે કે તમારા કરતાં અધિક સુખી કે અધિક ગુણીને જોઈને પહેલો વિચાર તો એ કરો કે **સુખ મળે છે પુણ્યના ઉદયથી અને ગુણો પ્રગટે છે પુરુષાર્થ કરવાથી.** મારા કરતાં તે વધુ સુખી છે તો એનો અર્થ એટલો જ છે કે મારા કરતાં અત્યારે તેનું પુણ્ય વધુ જોર કરે છે. મારા કરતાં તે વધુ ગુણવાન છે તો તેનો અર્થ એટલો જ છે કે ગુણોના અર્જનની બાબતમાં મારા કરતાં તેનો પુરુષાર્થ વધારે છે. તેના કરતાં મારે આગળ વધવું હોય તો મારે કાવાદાવા કરવાની શી જરૂર ? તેને હલકો ચીતરવાની શી જરૂર ? પુણ્ય વધારીશ તો સુખ.આપોઆપ વધશે, પુરુષાર્થ વધારીશ તો ગુણો આપોઆપ વધશે, માટે કદાચ પ્રયત્નો કરવા જ હોય તો એ દિશામાં કરવા દે. એ સિવાયના તમામ પ્રયત્નો નિષ્ફળતા તો આપશે જ; પરંતુ વધુમાં ચિત્તને સતત સંક્લેશગ્રસ્ત બનાવેલું રાખશે.

એક વાત ખ્યાલમાં રાખજો. કોઈની આરાધનાનું આલંબન લઈને આપણી આરાધના વધારીએ એ ઈર્ષ્યા નથી; પરંતુ સામાને દેખાડી દેવા માટે, હલકો ચીતરવા માટે આરાધના વધારીએ એ ઈર્ષ્યા છે. દા.ત., આઠ વરસની ઉંમરના છોકરાએ અઠ્ઠાઈ લગાવી. તેને જોઈને તમને થયું કે આવડો નાનો છોકરો અઠ્ઠાઈ લગાવે તો આપણે સોળ ઉપવાસ કરવામાં શો વાંધો છે ? આ વિચારે સોળ ઉપવાસ લગાવે. હવે સોળમા ઉપવાસે તેને કોઈ પૂછે, 'ભાઈ ! તમે તો ગજબ કરી ! ૨૦ વરસની ઉંમરે સોળ ઉપવાસની કઠિન તપશ્ચર્યા ?'

ત્યારે આ તરત કહેશે, 'મારા ૧૬ ઉપવાસના મૂળમાં પેલા નાના છોકરાની અઠ્ઠાઈની તપશ્ચર્યા છે ! એના આલંબને જ આવી તપશ્ચર્યા હું કરી શક્યો છું. બાકી આપણું કાંઈ ગજું છે ?' આ વિચારણામાં સામાની આરાધનાની ઈર્ષ્યા નથી પણ એની આરાધનાનું આલંબન છે અને એટલે તો પોતાની ૧૬ ઉપવાસની આરાધના કરતાં

આરાધનાને તે વધુ મહત્ત્વ આપે છે.

સામાની ઉપવાસની આરાધનાને તે વધુ મહત્ત્વ આપે છે.

આની સામે ઈર્ષ્યાનું તત્ત્વ હોય તો આખી વિચારસરણી જ જુદી હોય ! નાના બાળકની અઠ્ઠાઈ જોઈને તેના મનમાં એ જ ભાવો આવે કે આના કરતાં એવી વધુ તપશ્ચર્યા કરું કે લોકો એની અઠ્ઠાઈને જ ભૂલી જાય ! પછી સોળ ઉપવાસ કરે ખરો; પરંતુ નજર સામે પેલા બાળકની અઠ્ઠાઈ સતત રમતી હોય. પછી કોઈ એની પાસે આવીને પેલા બાળકની અઠ્ઠાઈની અનુમોદના કરશે તો તરત જ લવારો કરવા માંડશે, 'હવે જોઈ એની અઠ્ઠાઈ ! સૂતાં સૂતાં તો દિવસો પૂરા કરે છે. આખા દિવસમાં કોઈ ક્રિયાઓ કરે છે ? અરે ! બે વાર પ્રતિક્રમણ પણ નહિ કરતો હોય. ત્યારે અમે ? આ સોળ ઉપવાસની તપશ્ચર્યા શરૂ કરી ત્યારથી એક વાર પણ પ્રતિક્રમણ છોડ્યું નથી. બજારમાં જઈએ તોય રોજના બે સામાયિક તો ખરાં જ. તપ કરવું તો એવું કરવું કે જેમાં ક્રિયાઓ બરાબર સચવાય. ક્રિયાઓ જ ન કરવાની હોય તો અઠ્ઠાઈ કરી તોય શું અને ન કરી તોય શું ? આપણે તો ભાઈ ! એવી અઠ્ઠાઈને લાંઘણ માનીએ છીએ !'

ઈર્ષ્યા આવું જ બોલાવે; કારણ કે ઈર્ષ્યાળુ ચિત્ત કોઈ પણ ક્ષેત્રમાં પોતાના કરતાં બીજાની અધિક પ્રશંસા થાય તે સાંભળી શકતું નથી. આ તો આધ્યાત્મિક જગતની વાત થઈ, પરંતુ ચાલુ વ્યવહારમાંય પોતાના કરતાં અધિક સુખી એવા કોઈ શ્રીમંતની પ્રશંસા તેના સાંભળવામાં આવે તો તરત જ તે બોલી ઊઠે, 'રાખો હવે ! બહુ બોલવામાં મજા નથી. કેવી રીતે તેણે રૂપિયા ભેગા કર્યા છે એ હું જાણું છું પણ ન બોલવામાં મજા છે.

## ઈર્ષ્યાનું ઝેર પોતાને મારે !

બસ, આવી હલકી વિચારસરણીમાં જ મહામૂલા માનવજીવનની પ્રત્યે પળ પસાર કરતા ઈર્ષ્યાળુ જીવો વધુ ને વધુ અશાન્ત બનતા જતા હોય તેમાં બીજા કોઈ શું કરે ? એટલે જ આગળ કહ્યું ને કે ઈર્ષ્યાનું ઝેર એના સંઘરનારને માર્યા વિના રહેતું જ નથી !

બીજાના ઉત્કર્ષને ન જોઈ શકનારા જીવોનું માનસ એવું વિચિત્ર થઈ જાય છે કે તેમને પોતાની આજુબાજુમાં સર્વત્ર બીજા જીવો દુઃખી હોય તેવું જ જોવાની તાલાવેલી રહ્યા કરે છે; એટલું જ નહિ, એ દુઃખી જીવોને જોઈને મનમાં ઊંડેઊંડે આનંદની લાગણી થયા કરે છે.

**મન ભારે ચાલબાજ છે. દુઃખી જીવોને બહારથી તે આશ્વાસન આપવાનો દેખાવ કરે અને અંદરથી ખૂબ રાજી થાય. કલ્પના તો કરો, દિલ કેટલું અધમ કક્ષાનું બની ગયું હોય ત્યારે બીજાના દુઃખમાંથી આનંદ મેળવવાનું મન થાય ! આવા દિલમાં ધર્મ તો શું માનવતા પણ ટકતી નથી.**

## એમાં બહુ મજા આવે છે

એક ભાઈ ધંધામાં એટલા બધા ગળાબૂડ ડૂબેલા કે આખા દિવસમાં પાંચ મિનિટ પણ તેમને દેરાસર દર્શન કરવા જવાનો સમય ન મળે. પછી વ્યાખ્યાન સાંભળવાની કે પૂજા કરવાની વાત જ ક્યાં રહી ?

પરંતુ આ ભાઈની એક ખાસિયત કે કોઈ પણ જગ્યાએ આગ લાગે, મકાન હોનારત થાય, મારામારી થાય, મરણ થાય તો બધે આશ્વાસન આપવા પહોંચી જાય. ચારે બાજુ તેમની 'પરગજુ' તરીકેની ખ્યાતિ ફેલાઈ ગઈ ! જેમજેમ ખ્યાતિ ફેલાતી ગઈ તેમતેમ આ ભાઈનું પરોપકારનું ક્ષેત્ર વધતું ગયું. પહેલાં સંબંધીઓનાં દુઃખમાં જ ભાગ પડાવવા જતા હતા. પણ હવે તો ઓળખીતા ન હોય તેને ત્યાં પણ જવાનું તેમણે ચાલુ કર્યું.

વરસો બાદ એ ભાઈ બીમાર પડ્યા. દર્દ વધતું ચાલ્યું. દવાઓ કરવા છતાં કાંઈ ફાયદો દેખાયો નહિ ત્યારે આ ભાઈએ એક દિવસ પોતાના નિકટના મિત્રને બોલાવીને પેટછૂટી વાત કરી, 'દોસ્ત ! ઘણા દિવસથી મનમાં સંઘરી રાખેલા એક પાપની આજે ખુલ્લા દિલે કબૂલાત કરી લેવી છે. અત્યાર સુધી લોકો મને ખૂબ પરગજુ માને છે; પરંતુ હકીકત આખી જુદી છે.

જ્યાં ક્યાંય પણ 'કોઈ દુઃખી છે' એવા સમાચાર મને મળતા અને હું ત્યાં કોણ જાણે ઊંડેઊંડે એ જીવોના દુઃખને જોઈને મનમાં મને આનંદ જ થતો હતો. અલબત્ત, બહારથી આશ્વાસન આપવાનો ડોળ કરતો હતો; પરંતુ ઊંડેઊંડે તો આનંદની અનુભૂતિ જ થયા કરતી હતી. આજે હું સ્પષ્ટ કહું છું કે આપત્તિઓમાં ફસાયેલાઓને ત્યાં અત્યાર સુધીમાં હું જ્યારેજ્યારે પણ ગયો છું ત્યારે બહારનો દેખાવ તેમને આશ્વાસન આપવાનો રાખ્યો હતો; પરંતુ અંદરથી તો મારા આનંદ ખાતર જ હું જતો હતો.'

પેલા ભાઈ તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા ! બીજાને દુઃખી જોઈને રાજી થનારા જીવોનેય ચાર ચાંદ ચડાવે તેવા બીજા કેટલાક જીવો એવા હોય છે કે જેમને બીજાને દુઃખ આપવામાં જ આનંદ આવતો હોય છે ! અધમાધમ કક્ષાના આવા જીવો પરલોકમાં તો દુર્ગતિમાં જાય જ છે; પરંતુ આ લોકમાં પણ ભયંકર સંક્લેશોમાં ને સંક્લેશોમાં જ જિંદગી પૂરી કરી દે છે.

'ઈર્ષ્યા' પરનું અંબાલાલ 'ડાયર' નું આ લખાણ વાંચો. ઈર્ષ્યાની ભયંકરતા સમજાયા વિના નહીં રહે !

**જલાવીને કરી દે ભસ્મ એવી આગ છે ઈર્ષા,**
**ડસે કારણ વિના એવો કપાતર નાગ છે ઈર્ષા.**
**અકાળે મૌન તોડી નાખશે તો અપશુકન કરશે,**

રુડો છે હંસ દેખાવે ભીતરમાં કાગ છે ઈર્ષા.
ઉખાડી મૂળ મીઠપનાં કરે વેરી વહાલાંને,
ઉછેરે કંટકોનાં વૃંદ એવો બાગ છે ઈર્ષા,.
સુધા જેવા સંબંધોમાં મિલાવી દે હળાહળને,
અગન-પારાની માફક તીવ્રતમ ખટરાગ છે ઈર્ષા.
બનાવટનાં ફૂલોમાં હોય ના સંભવ સુગંધીનો,
સલૂણી શિષ્ટતામાં ક્લિષ્ટતાનો ભાગ છે ઈર્ષા.
જરા પણ એબ સ્પર્શે તો ઘટે છે મૂલ્ય હીરાનાં,
ઘટાડે માનવીનાં મૂલ્ય એવો દાગ છે ઈર્ષા.
ઘડીમાં શાણપણ ખોઈને ભજવે પાઠ પાગલનો,
કનક છે કે કથીર એનો પ્રામાણિક તાગ છે ઈર્ષા.
પ્રફુલ્લિત જોઈ પાસેના તરુવરને પ્રલાપે છે,
ઘણી સહેલાઈથી સળગી ઊઠે એ સાગ છે ઈર્ષા.
અકળ અસ્તિત્વ છે વ્યાપક અને ઘેરી સમસ્યા છે,
ગવાઈ ના શકે એવો અમંગળ રાગ છે ઈર્ષા.

## ક્રૂર હરીફાઈ

પશ્ચિમના દેશોમાં હમણાંહમણાં એક નવી હરીફાઈ ચાલુ થઈ છે. સવારના પહોરમાં કૂતરાને લઈને ફરવા નીકળનારા બે મિત્રો અમુક ચોક્કસ જગ્યાએ જઈ પહોંચે છે. ત્યાં નિયત માપના ખાડા બનાવેલા હોય છે. એ ખાડાઓમાં કૂતરાને ઉતારવામાં આવે છે.

ટૂંક સમયમાં ઉંદરોથી ભરેલાં પાંજરાં ત્યાં આવે છે. એ પાંજરાંમાં બધું મળીને ૪૦/૫૦ જેટલા ઉંદર હોય છે. બન્ને મિત્રોના બે કૂતરાઓ જે જુદાજુદા ખાડામાં ઊભેલા હોય એ ખાડામાં એકદમ ચોક્કસ સમયે ઉંદર છોડવામાં આવે છે. ખાડામાં ઊભેલા કૂતરા એ ઉંદર પર તૂટી પડે છે. ખાડો એટલો ઊંડો હોય છે કે તેમાંથી એક પણ ઉંદર બહાર નીકળી શકતો નથી. લગભગ ૧૦/૧૨ મિનિટમાં તો તમામ ઉંદરોને આ કૂતરા મોતને ઘાટ ઉતારી દેતા હોય છે !

ખાડાની બહાર ઊભેલા કૂતરાના માલિકો જાન બચાવવા ભાગંભાગ કરતા ઉંદરોને જોઈને અને ભારે ચપળતાથી તેની પાછળ દોડતા પોતાના કૂતરાઓને જોઈને ખૂબ ખુશ થાય છે. આમાં જેનો કૂતરો ઓછા સમયમાં વધુ ઉંદરો મારી નાખે તેને ઈનામ આપવામાં આવે છે !

માત્ર ૧૫/૨૦ મિનિટનો માની લીધેલો માનસિક આનંદ મેળવવા માટે ૪૦/૫૦ જેટલા ઉંદરોને મોતને ઘાટ ઉતારનારી આવી હરીફાઈ એ જીવોને કેટલાં ચીકણાં કર્મો બંધાવતી હશે એ તો જ્ઞાની જાણે ! પોતાના આનંદ ખાતર જાનવરોની દુનિયામાંય કોઈ જાનવર બીજા જાનવરને આ રીતે રહેંસી નહિ નાખતું હોય ! માત્ર માણસ જાત જ એવી છે કે જે ક્ષણિક આનંદ મેળવવા ખાતર આટલી હદ સુધીની ક્રૂરતા ઠંડે કલેજે આચરી શકે છે.

તપાસવાની છે આપણે પોતે આપણી જાતને ! બીજાને દુઃખી કરીને રાજી થવામાં આપણો નંબર ન જ હોય; છતાં બીજાને દુઃખી જોઈને રાજી થવામાં આપણો નંબર હોય તો તે વહેલી તકે કાઢી નાખવા જેવો છે.

આપણી મૂળ વાત હતી, ક્ષુદ્ર માણસની મનોવૃત્તિની ! ક્ષુદ્રને તુચ્છનું આકર્ષણ ભારે, અને એટલે જ તેની દોસ્તી પણ એવાની સાથે જ ! સાત્ત્વિક આત્માઓ સાથે તેની દોસ્તી જામે જ નહિ. કદાચ મૈત્રી થઈ જાય તોય એને તૂટતાં વાર લાગે નહિ; કારણકે એના જીવનમાં ડગલે ને પગલે પોતાનો સ્વાર્થ જ મુખ્ય હોય છે. એ સ્વાર્થમાં જરાક ખામી આવી કે તરત જ મૈત્રી તૂટી !

## ક્ષુદ્રતા પોતાને બરબાદ કરે

આ તુચ્છતા બીજાને તો નુકસાન કરે ત્યારે કરે; પરંતુ પોતાના જીવનને બરબાદ કર્યા વિના રહેતી નથી. ન કોઈના તરફથી તેને પ્રેમ મળે, ન વાત્સલ્ય મળે; ન આદર મળે, ન સહૃદયતા મળે ! આવી પરિસ્થિતિમાં જિંદગી પસાર થાય શી રીતે ? આ દુનિયામાં માણસ પાણી અને ભોજન વિના હજી કદાચ થોડા દિવસ જીવી જાય પણ હવા વિના જીવવું તેને માટે ભારે કપરું છે. હું કહું છું કે પ્રાણાયામ વગેરેનો ખૂબ અભ્યાસ હોય તો હવા વિના પણ કદાચ થોડા દિવસ ખેંચી જવાય; પરંતુ પ્રેમ વિના, મૈત્રી વિના આ દુનિયામાં એક ક્ષણ પણ શી રીતે જીવી શકાય ?

પણ ના, ક્ષુદ્ર માણસો આ પથ્થર જેવી જિંદગી પણ જીવી શકે છે. તેમને આ જિંદગીમાં પાંચે ઇન્દ્રિયોના વિષયો અને એ વિષયોની પ્રાપ્તિના સાધન તરીકે ગોઠવાયેલા પૈસા—આ બે તત્ત્વો પર એવો આંધળો રાગ હોય છે કે તેના જીવનમાં જીવંત વ્યક્તિ પરના પ્રેમને કોઈ સ્થાન જ હોતું નથી. અરે ! ઇન્દ્રિયોના વિષયો પરનો રાગ તો હજી ક્યારેક ઘટે એવું બને; કારણકે અમુક મર્યાદા સુધી જ ઇન્દ્રિયો તેના વિષયો પ્રત્યે ખેંચાય છે, પણ પછી તો અવશ્ય થાકે જ છે; પરંતુ એ વિષયોની ખરીદી જેનાથી થાય છે એ પૈસા પ્રત્યેનો રાગ ઘટવાની વાત તો દૂર રહી પણ ઉત્તરોત્તર એ વધતો જ રહે છે.

ત્યારે તો શાસ્ત્રકારો કહે છે, 'કામવાસના કરતાં પણ અર્થવાસના વધુ ભયંકર

છે; કારણકે કામવાસના અમુક સમય પૂરતી જ જીવતી હોય છે જ્યારે અર્થવાસના તો ચોવીસે કલાક જીવતી-જાગતી હોય છે !'

ક્ષુદ્ર માણસની દુનિયામાં 'અર્થ અને કામ' બસ આ બે જ તત્ત્વો હોય છે અને એય પાછાં નિયંત્રિત નહિ, અનિયંત્રિત ! બસ, પછી તો સર્જાતા અનર્થોનું પૂછવાનું જ શું ? જ્યાં ક્યાંય પણ આ બેમાં વાંધો પડશે ત્યાંથી એ રવાના થઈ જશે. જેની તેની સાથે પણ આ બેની પ્રાપ્તિ અંગે ગરબડ ઊભી થશે તેની સાથેનો સંબંધ કાપી નાખતાં ક્ષુદ્ર માણસને વાર નહિ લાગે.

## ક્ષુદ્ર વ્યક્તિ મનથી ગરીબ

અરે ! આખા વરસનાં પાપોને ધોઈ નાખનારા સંવત્સરી પ્રતિક્રમણમાં પણ તેને બેસવાની જગ્યા વ્યવસ્થિત નહિ મળી હોય તો આખા પ્રતિક્રમણમાં તે દુર્ધ્યાન જ કર્યા કરશે. 'હાય ! ઉપાશ્રય બાંધનારાને કાંઈ ખ્યાલ જ નથી લાગતો કે આ ઉપાશ્રય કેવો બાંધવો ? ક્યાંય પવનનું નામનિશાન ન મળે ! આના કરતાં પ્રતિક્રમણ ખુલ્લી જગ્યામાં રાખતા હોય તો શો વાંધો આવે ? બસ, આ જ વિચારમાં ને વિચારમાં તેનું આખું પ્રતિક્રમણ ચાલે. ભલું હોય તો કર્મોનો જંગી ક્ષય કરવાની પ્રચંડ તાકાત ધરાવતા આ પ્રતિક્રમણમાં જ તે ચીકણાં કર્મો બાંધીને રવાના થાય ! માત્ર પ્રતિક્રમણમાં જ નહિ, મોટે ભાગે દરેક ધર્મક્રિયામાં તેની માનસિક હાલત આવી જ હોય ! શંખેશ્વર જઈને આવ્યા પછી તેને કોઈ પૂછે, 'કેમ ભાઈ ! શંખેશ્વરની યાત્રામાં કેમ રહ્યું ?' તો તરત જ તે પરખાવશે, 'મજાની વાત શી કરો છો ? કાંઈ વ્યવસ્થા ન મળે એ તીર્થમાં ! ભોજનશાળામાં ખાવાનાં ઠેકાણાં ન મળે અને ધર્મશાળામાં મચ્છરોનો ત્રાસ ભારે ! આટઆટલા યાત્રિકો આવે છે તો પછી વ્યવસ્થાપકોએ કાંઈ ભોગ તો આપવો જોઈએ ને ? પૈસા લેવા તૈયાર ! અને વ્યવસ્થા કરવાની બાબતમાં બેદરકાર !'

જુઓ, ક્ષુદ્ર માણસની આ માનસિક ગરીબી ! જનમ-મરણના ફેરા ટાળી નાખનારા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનના દર્શનની મજાની તો તેના મોઢામાંથી વાત જ ન નીકળે !

આ જ માણસ વેપાર અર્થે ટ્રાવેલિંગમાં નીકળ્યો હોય અને તેમાં કોઈ શહેરમાં ભંગાર ધર્મશાળામાં અને થર્ડ ક્લાસ ભોજનશાળામાં જવાનું તેને બન્યું હોય; પરંતુ વેપારમાં ૨૫/૫૦ હજારની કમાણી થઈ ગઈ હોય તો ત્યાંથી પાછા આવ્યા બાદ કમાણીનાં જ ગુણગાન ગાયા કરશે. ત્યાં ધર્મશાળા, ભોજનશાળાની કોઈ ફરિયાદ નહિ કરે. આ શું ? એ જ કે ધર્મમાં રસ નથી અને ધનમાં રસ ખૂબ છે !

હવે વિચારો, તારક સામગ્રીઓની પ્રાપ્તિ પણ આવા ક્ષુદ્ર માણસને શી રીતે ઉપકારક બને ? અને તેની સામે મારક એવી સામગ્રીઓ તેને કેટલી વધુ મારક બને ?

કારણકે એ સામગ્રીઓ પ્રત્યે તેનો પક્ષપાત પણ ભારે હોય છે. એક તો ઝેર અને પાછું તે વઘારેલું ! પછી તો પૂછવાનું જ શું ? આ રહ્યો એવો જ એક બની ગયેલો સત્ય પ્રસંગ!

## રે પૈસા ! તારા પાપે

૬૦ લાખ રૂપિયાનો આસામી એક શેઠ. કોઈ કાઠી પાસે તેને ૧૦૦૦ રૂપિયા લેણા નીકળતા હશે. પેલો કાઠી શેઠને રૂપિયા ચૂકવવા માટે એમની ઑફિસે આવ્યો. 'શેઠ ! લો આ ૧૦૦૦ રૂપિયા અને ખાતું ચૂકતે કરો.'

શેઠે રૂપિયા લઈ ખાતું ચૂકતે કર્યું. પછી કાઠી બોલ્યો, 'શેઠ ! મારે નામે લખીને મને ફરી વાર ૪૦૦ રૂપિયા આપશો ? ત્રણત્રણ વરસથી કારમો દુકાળ ચાલે છે. ઘરમાં ખાવાના વાંધા છે. હળે જોડવા માટે બળદિયા નથી. હું અને મારી ઘરવાળી હળે જોડાઈશું ત્યારે માંડ ખેતી થશે અને આ વરસે સારો વરસાદ થવાની આગાહી છે તો બિયારણ લાવવા માટે માત્ર ૪૦૦ રૂપિયાની જરૂર છે. આપ આપશો તો જિંદગીભર આપનો ઉપકાર નહિ ભૂલું.'

'જા જા નાલાયક ! ત્રણ વરસે તો આ ૧૦૦૦ રૂપિયા પાછા આપવા આવ્યો છે ! હવે ૪૦૦ રૂપિયા આપું એટલે એ પાછા મેળવવા મારે બીજાં ત્રણ વરસ રાહ જોવાની, એમ ને ? સીધો નીચે ઊતરી જા આ ઑફિસથી !' શેઠે જવાબ આપ્યો.

'શેઠ !' પેલા કાઠીએ પછેડી પાથરી. 'દયા કરીને આ વખતે આટલી મદદ કરો. પછી ક્યારેય માગવા નહિ આવું. અમારા છ માણસની જિંદગીનો આમાં સવાલ છે.'

'બેશરમ ! તારા બાપે અહીં પૈસા દાટ્યા છે તે માગવા આવ્યો છે ? ઊતર નીચે, નહિતર ઘક્કો મારીને અહીંથી કાઢવો પડશે !' શેઠે તોછડાઈભરેલો જવાબ આપ્યો.

આવી બાપ સામેની ગાળ સાંભળીને કાઠીનો પિત્તો ગયો, 'શેઠ ! પૈસા ન આપવા હોય તો ન આપશો. બાકી મોઢું સંભાળીને બોલજો. નહિતર મારા જેવો ભૂંડો બીજો કોઈ નથી.'

'જા જા, તારાથી થાય તે કરી લેજે.' કાઠી દુકાનમાંથી નીચે ઊતરી ગયો. કારમી ગરીબી, ભયંકર ભૂખ, ત્રસ્ત બાળકો, દીનહીન પત્ની, અંધકારમય ભાવી, પડતા પર પાટુ જેવી સાંભળવી પડેલી ગાળો. આ બધાએ કાઠીને ઉશ્કેર્યો. કાંઈક વિચાર કરી લીધો. ઊપડ્યો બજારમાં. પાસે રહેલા પૈસાથી ઘાસતેલનો ડબ્બો ખરીદી લાવ્યો. બપોરના એકાદ વાગે સીધો શેઠની દુકાન પર ચડી ગયો. શેઠ ગાદી પર બેઠેલા. અડધો ડબ્બો પોતાના શરીર પર છાંટી બાકીનો અડધો ડબ્બો શેઠ પર છાંટી પોતાના શરીરે દીવાસળી લગાવી અને પછી સીધો કૂદ્યો શેઠ પર અને શેઠને વળગી ગયો !

શેઠ કાંઈ સમજી શકે એ પહેલાં તો આગ એકદમ લબકારા દેવા લાગી ! કાઠીની ભીંસમાંથી છૂટવા શેઠે ઘણી મહેનત કરી; પણ કાઠીની પકડ એવી મજબૂત હતી કે શેઠ

જરા પણ ચસકી ન શક્યા. શેઠની કારમી ચીસો સાંભળીને તેમનો એકનો એક છોકરો દોડતો ઉપર આવ્યો. જીવતા સળગી રહેલા પોતાના બાપને બચાવવા છોકરો કાઠીને મારવા ગયો.

ત્યાં તો કાઠીએ બૂમ પાડી, 'ખબરદાર ! એક ડગલું પણ આગળ વધ્યો છે તો તારા બાપની સાથે તનેય લેતો જઈશ !'

છોકરો આ સાંભળીને દીનહીન વદને ત્યાં ને ત્યાં ઊભો રહ્યો. કાઠી અને શેઠ ટૂંક સમયમાં જ ભડથું થઈને ખલાસ થઈ ગયા !

ન તો આ શેઠને ૬૦ લાખ રૂપિયા બચાવી શક્યા કે ન તો સામે જ ઊભેલો એકનો એક છોકરો બચાવી શક્યો !

## ક્ષુદ્રતા માત્ર વર્તમાન જુએ

ક્ષુદ્રતાનાં પરિણામ કેવાં ગોઝારાં ? પણ ક્ષુદ્ર માણસ પરિણામ સુધી જવા તૈયાર જ નથી હોતો. તેને તો માત્ર વર્તમાન જ નજર સામે હોય છે અને એટલે જ મોટે ભાગે તેની પ્રત્યેક પ્રવૃત્તિ દુઃખોને નોતરનારી જ બનતી હોય છે.

સાચું બોલો, માથાના સખત દુઃખાવાને લીધે ડૉક્ટર પાસે ગયા હો અને એ વખતે તમને ડૉક્ટર ભારેમાં ભારે ગોળી આપતાં કહે, 'જુઓ, આ ગોળી માત્ર એક જ વખત લેવાની છે; પરંતુ જેવી લેશો કે તરત જ તમારો માથાનો દુઃખાવો રવાના થઈ જશે એટલે દુઃખાવો દૂર થશે કે નહિ એની તમે જરાય ચિંતા કરતા નહિ. પણ હા, એક વાત તમને કહી દઉં કે આ ગોળી માથાના દુઃખાવાને તો દૂર કરી જ દે છે; પરંતુ આ ગોળી લીધા પછી સોમાંથી એકાદ વ્યક્તિને હૅમરેજ થઈ જાય છે.

બોલો, માથાના દુઃખાવાને દૂર કરતી પરંતુ હૅમરેજની શક્યતા ઊભી કરતી આવી ગોળી તમે લો ખરા ?

'ના.'

'કેમ ?'

'મોત થઈ જાય તો ?'

આટલી સીધીસાદી વાત છે. માથાના દુઃખાવાને દૂર કરવાનો ઉપાય એવો અજમાવવો જોઈએ કે જેની પાછળ કોઈ અપાય ન હોય ! આ વાત જીવનનાં તમામ ક્ષેત્રોમાં લાગુ પાડી દો. દુઃખને દૂર કરવાના ઉપાયો અજમાવવા જતાં ભયંકર પાપો કરવાં પડતાં હોય તો ? ક્ષણિક આવેશમાં આવી જઈને કહેવાતા કડક શબ્દો પાછળ સામાનું દિલ તૂટી જતું હોય તો ? પાંચ-પચાસ રૂપિયા મેળવવા અનીતિનાં પાપો કરવાં પડતાં હોય તો ?

સમજુ માણસ આવાં જોખમો ઉઠાવવા ક્યારેય તૈયાર હોતો નથી. ત્યારે આ

સંસાર એવો ગોઝારો છે કે એ મોટે ભાગે દુઃખોને દૂર કરવાના પ્રત્યેક ઉપાય પાછળ ભયંકર અપાયો મૂકતો જ જાય ! અને એ ઉપાયો પાછળ પણ દુઃખો રવાના થાય જ એવો તો કોઈ કાયદો નહિ; પરંતુ પાપો તો અચૂક બંધાય !

## પછી પ્રાયશ્ચિત્ત કરી લેજે

એક ધર્મી ગણાતા ભાઈ માંદગીના બિછાને પડ્યા. ડૉક્ટરોની પુષ્કળ દવાઓ કરવા છતાં તબિયતમાં જરાય સુધારો ન થયો. ત્યારે એક દિવસ ડૉક્ટરે એ ભાઈને 'કૉડલીવર ઑઈલ' લેવાની સલાહ આપી.

જેવી આ વાત સાંભળી કે પેલા ભાઈ ચોંક્યા. ડૉક્ટરને સ્પષ્ટ કહી દીધું, 'ડૉક્ટર સાહેબ ! મોત કાલને બદલે ભલે આજે આવે પરંતુ જિંદગીમાં ક્યારેય મને આવાં દ્રવ્યો લેવાની સલાહ આપતા નહિ. પંચેન્દ્રિય જીવની હત્યા દ્વારા તૈયાર થયેલી દવા લઈને હું લાંબું જીવવા નથી માગતો.'

આ સાંભળીને ડૉક્ટર તો રવાના થઈ ગયા; પરંતુ એ એ ભાઈની બાજુમાં બેઠેલા તેમના મિત્રે આ ભાઈને જુદી જ રીતે સમજાવવાનું ચાલુ કર્યું :

'જો દોસ્ત ! આવી હિંસક દવાઓ લઈને જિંદગી લંબાવવાની હિમાયત તો હું પોતે પણ નથી કરતો; પરંતુ અત્યારે તારા સંબંધમાં વાત જુદી છે. તારા પર સાત માણસના કુટુંબનો આધાર છે. માની લે કે આ માંદગીમાંથી તું ઊભો જ ન થયો અને પરલોકમાં રવાના થઈ ગયો, તો ? આ સાત માણસોનું શું ?'

'અને હા, બીજી વાત એ છે કે આપણે ત્યાં ભયંકર પાપ કરનારાઓ પણ પ્રાયશ્ચિત્ત કરીને ક્યાં નથી તર્યા ? એ મારે તને યાદ કરાવવું પડે તેમ છે ? અરે ! ચાર-ચાર હત્યાઓ કરનારો પણ પ્રાયશ્ચિત્ત કરીને તરી ગયો છે તો એ હત્યાઓની સામે તારું પાપ કયું મોટું થઈ જવાનું છે ?

'માટે મારું કહ્યું માન ! ડૉક્ટરની સલાહ પ્રમાણે 'કૉડલીવર ઑઈલ' લઈ લે અને પછી પ્રાયશ્ચિત્ત કરી લેજે. લાંબું જિવાશે તો ધર્મ પણ ઘણો કરી શકાશે અને હા, તારે ક્યાં શોખ ખાતર આ દવા લેવાની છે ? માત્ર માંદગીના હિસાબે જ તો આ દવા લેવાની છે ! ચિંતા ન કર. બાકી વ્યાખ્યાનો તો તારી જેમ અમેય સાંભળ્યાં છે. અમે કાંઈ એમ ને એમ તને નથી કહેતા. આગળ પાછળનો વિચાર કરીને કહીએ છીએ.'

પાપ કરીને પ્રાયશ્ચિત્ત કરી લેવાની આ વાત પેલા ધર્માત્માને જચી ગઈ. રોજ આવી ભયંકર માંદગીમાં પણ અચૂક ચોવિહાર કરનારા એ ભાઈએ તાત્કાલિક 'કૉડલીવર ઑઈલ' મંગાવ્યું. સૂર્યાસ્ત પહેલાં એનો એક ડોઝ લઈ લીધો. તેના પર પાણી પીને ચોવિહાર કર્યો.

અને એ જ રાતમાં આ ભાઈ પરલોક ભેગા રવાના થઈ ગયા. શું કમાયા ? જીવન

તો ટક્યું નહિ; પરંતુ એ જીવનને ટકાવી રાખવાની વ્યર્થ આશામાં પાપ તો કરી જ લીધું ! પ્રાયશ્ચિત્ત કરવાની તક જ ક્યાં રહી ?

અરે ! પાપો કરીને પ્રાયશ્ચિત્ત કરી લેવાની વાતો જ એ પાપો પ્રત્યેના આત્માના પક્ષપાતની સૂચક છે ! શાસ્ત્રકારો તો દેરાસર બંધાવવા માટે પણ પૈસા કમાવાની ના પાડે છે ! તો પછી આવાં ગોઝારાં પાપો અંગે તો પૂછવું જ શું ?

ત્યારે તો વાત કરી ને કે **દુઃખોને દૂર કરવાના ઉપાયો અજમાવ્યા પછી પણ એ દુઃખો રવાના થશે જ એ નિશ્ચિત્ત નહિ. જ્યારે એને દૂર કરવા માટે પાપના રસ્તા લેશો તો તેનાં ગોઝારાં ફળ તો અવશ્ય ભોગવવાં જ પડશે !**

પરંતુ ક્ષુદ્ર માણસની દૃષ્ટિ આટલી લાંબી પહોંચતી નથી. તેને 'હમણાં'ની જેટલી ચિંતા હોય છે તેટલી ચિંતા 'પછી'ની નથી હોતી. અને એટલે જ શું પોતાના જીવન માટે કે શું બીજાના જીવન માટે, તેનો અભિગમ જ એવો હોય છે કે ભાવિમાં તેમના લમણે દુઃખો ઝીંકાયા વિના રહેતાં નથી !

## ક્ષુદ્રતાનો ત્યાગ કરો

માટે જ શાસ્ત્રકારો કહે છે કે ક્ષુદ્રતા છોડો. અનિપુણમતિનો ત્યાગ કરો. થોડા ગંભીર બનો. પછી જુઓ, જીવન જીવવાની મજા કેવી આવે છે !

તમે ઘરેથી મુંબઈ જવા માટે નીકળ્યા. સ્ટેશન પર પહોંચ્યા. ગાડી આવી પણ ચિક્કાર. પગ મૂકવાની જગ્યા ન મળે; પરંતુ તમારે મુંબઈ પહોંચવું અનિવાર્ય હતું એટલે તમે ધક્કામુક્કી કરીને ગમે તેમ ચડી ગયા. મુંબઈ પહોંચ્યા. જેને ત્યાં તમે ઊતર્યા તેણે તમને પૂછયું, 'કોણ કોણ આવ્યું ?' તો તમે શું કહો ?

'એકલો આવ્યો.'

'કેમ એમ કહો છો ? ગાડીમાં તો તમારી સાથે હજારો માણસો હતા ! છતાં તમે એમ કહો છો કે 'હું એકલો આવ્યો !'

## તમે એકલા જ છો

કારણકે તેમાં 'મારા' કહેવાય એવા કોઈ નહોતા ! બસ, તો આ જ વાત છે ! હજારો માણસો સાથે હોવા છતાં તમે જેમ એકલા જ છો તેમ શાસ્ત્રકારો કહે છે કે તમારું કુટુંબ ગમે તેટલું વિશાળ હોય તોય તમે એકલા જ છો !

**કેવો અજબ હરિ ! આ મેળો**
**કોટિ કોટિ માનવીઓ વચ્ચે**
**માનવી માત્ર એકલો.**
**કેવો અજબ હરિ ! આ મેળો.**

કરોડો કરોડો માનવીઓ વચ્ચે રહેવા છતાં માણસ માત્ર એકલો જ છે. આટલી

વાત સમજાઈ જાય તો જીવનની અવળી દિશા બદલાયા વિના ન રહે. જીવનમાંથી ક્ષુદ્રતા જેવી રવાના થશે એટલે તરત જ સાચી દૃષ્ટિ ખૂલવા માંડશે ! પછી કુટુંબ ખાતર પણ આડેધડ થતાં પાપો ઓછાં થયા વિના નહિ રહે.

આજની કોર્ટો પણ બાપને ખાતર બીજાનું ખૂન કરો તો છોડવા તૈયાર નથી તો પછી કર્મસત્તા શું માફ કરી દેશે ? 'કુટુંબ ખાતર મેં આ પાપો કર્યાં હતાં.' આવી પોકળ દલીલ કર્મસત્તા પાસે ચાલતી નથી. એ તમામ પાપોની સજા તમારે એકલાએ જ ભોગવવાની રહેશે.

ત્યારે તો પૂજ્યપાદ ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજ 'શાન્ત સુધારસ' નામના ગ્રંથમાં 'અશરણ' ભાવનામાં લખે છે :

**'उद्यत उग्ररूजा जनकाय: क: स्यात्तत्र सहाय: ।**
**एकोऽनुभवति विधुरुपरागम् विभजति कोऽपि न भागम् ॥**

એક ચન્દ્રના પરિવારમાં ૬૬, ૯૭૫ કોટિ કોટિ તારાઓ છે; પરંતુ જ્યારે ગ્રહણ થાય છે ત્યારે ચન્દ્રનું જ થાય છે, તારાઓનું નહિ ! એ જ રીતે કાયા જ્યારે રોગોથી ઘેરાઈ જાય છે ત્યારે ગમે તેટલો વિશાળ અને પ્રેમાળ પરિવાર હોય તોય એ પરિવાર આ રોગોના ઘેરાવામાંથી એ આત્માને મુક્ત કરી શકતો નથી. એ રોગોની વેદનાઓ તો તેણે એકલાએ જ સહન કરવી પડે છે.

કુટુંબને સાચવવા અને ખુશ રાખવા જિનાજ્ઞા નિષિદ્ધ એવાં અનીતિ આદિનાં ભરચક પાપો કરીને એકઠી કરેલી તમારી લક્ષ્મી તમારું આખું કુટુંબ કોઈ પણ જાતના હિચકિચાટ વિના વાપરશે; પરંતુ એ અનીતિના પાપના વિપાકો તો તમારે એકલાએ જ ભોગવવા પડશે !

ચાલુ વ્યવહારમાં પણ આવું જ બને છે ને ?

ઘરમાં મહેમાનો જમવા આવ્યા હોય. શીરો-પૂરી અને ભજિયાં બનતાં હોય. રસોડામાં બેઠેલી બાઈ એકદમ ગરમાગરમ ભજિયાં ઉતારતી હોય અને એવા સમયે તેલની કડાઈમાં છોકરા વગેરેથી પાણીનાં બેચાર ટીપાં પડવાના કારણે એ કડાઈમાં રહેલું તેલ ઊછળે તો એનાં ટીપાંથી બાઈ દાઝી જાય.

રસોડાની બહાર જમવા બેઠેલા મહેમાનો ગરમાગરમ ભજિયાં ખાતાંખાતાં તેની પ્રશંસા કરતા હોય, 'વાહ ! શું ટેસદાર ભજિયાં બન્યાં છે ! આવાં ભજિયાં તો ઘણે વખતે ખાવા મળ્યાં !' પરંતુ આવા સમયે ભજિયાં તળનાર બાઈના મનમાં શું થાય ? એને તો એમ જ થાય ને કે 'ભજિયાં આ બધા મજેથી ઉડાવે છે અને એ ભજિયાં બનાવતાંબનાવતાં ઊડેલાં તેલનાં ટીપાંથી હું દાઝી તેની વેદના તો મારે એકલીએ જ ભોગવવી પડે છે ! આ લોકોને કાંઈ પડી છે મારી વેદનાની ?'

બસ, આ જ હાલત છે કુટુંબ માટે કરેલાં પાપોની બાબતમાં ! જે કોઈ પાપો તમારે માટે કે કુટુંબ માટે કરશો, એના કટુ વિપાકો તો તમારે એકલાએ જ ભોગવવા પડશે. તેમાં ભાગ પડાવવા બીજું કોઈ આવવાનું નથી

## ક્ષુદ્રતા છોડો, ગંભીરતા લાવો

ક્ષુદ્રતા ન હોય અને ગંભીરતા હોય તો આવી વિચારણા કરવાનું મન થાય અને એ વિચારણા કર્યા પછી શક્ય એટલાં પાપોથી છૂટવાની બુદ્ધિ થાય; પરંતુ ક્ષુદ્રતા હોય તો આવી વાતો સાંભળ્યા પછી ઊલટો તેનો બચાવ કરવાનું મન થાય. ક્ષુદ્રતા ટાળો પછી જુઓ, જીવન જીવવાની કેવી મજા આવે છે ? જીવનમાં આડેધડ સેવાતાં પાપો અને કષાયો પર બ્રેક લાગ્યા વિના નહિ રહે, જ્યારે ક્ષુદ્રતા ટળશે ત્યારે ખાઈમાંથી બહાર નીકળીને તળેટી પર આવો એટલે ખાઈની દુર્ગંધ અચૂક ઓછી થાય જ. એ જ રીતે જીવનમાંથી ક્ષુદ્રતાદિ દોષો રવાના થાય એટલે આખી વિચારસરણી અચૂક ફરે જ પછી લાભ અને નુકસાન અંગેનું તેનું ગણિત પણ ફરે જ.

દેરાસર કોનું ? સંઘનું.

ઘર કોનું ? મારું.

ઉપાશ્રય કોનો ? સંઘનો.

પેઢી કોની ? મારી.

આ સંસારની સામગ્રીઓ પ્રત્યેની મમતા ત્યારે જ તૂટે જ્યારે જીવનમાં ક્ષુદ્રતાદિ દોષોનું જોર ઓછું થાય.

લગ્ન કર્યા પછી સાસરેથી પિયર જતી કન્યાને કોઈ પૂછે, 'તું ક્યાં જાય છે ?' તો એ જવાબ આપશે, 'હું મારે પિયર જાઉં છું' અને પિયરથી એ સાસરે આવતી હોય ત્યારે કોઈ પૂછે, 'તું ક્યાં જાય છે ?' તો એ જવાબ આપશે, કે 'મારે ઘેર જાઉં છું.'

જે ઘરમાં પોતે વરસોથી રહી છે એ ઘરને તે 'પિયર' માને છે અને જે ઘરમાં પોતે હજી વરસથી જ આવી છે તે ઘરને 'પોતાનું ઘર' માને છે ! આનું કારણ શું ? એક વ્યક્તિ સાથે પોતાનો બંધાયેલો સંબંધ !

એક વ્યક્તિ સાથે બંધાઈ જતો સંબંધ પણ આ કન્યાને એ વ્યક્તિના ઘરને જ પોતાનું ઘર માનવા પ્રેરે અને હકીકતમાં પોતાના મૂળ ઘરને 'પિયર' માનવા પ્રેરે તો પછી જે દિવસે આત્માનો સંબંધ પરમાત્મા સાથે થઈ જાય. એ દિવસે દેરાસર, ઉપાશ્રય એ ઘર બની જાય અને ઘર, પેઢી વગેરે 'પિયર' બની જાય ત્યારે તો આનંદઘનજી મહારાજે ગાયું ને કે 'ૠષભ જિનેશ્વર પ્રીતમ માહરો, ઓર ન ચાહું રે કંત.'

સમ્યગ્દર્શનની પ્રાપ્તિની આ તાકાત છે. એ તો ઘર વગેરે લઈને બેઠો છે માટે એની કાળજી વગેરે એને કરવી પડે. બાકી એના દિલનો ઝોક તો આ તારક તત્ત્વો તરફ જ હોય !

## ગણિત

નાના વિદ્યાર્થીઓને દાખલા શીખવી રહેલા ગણિતના માસ્તરે એક ભરવાડના છોકરાને ઊભો કરી પ્રશ્ન પૂછ્યો, 'બોલ ગેમલા ! તારા વાડામાં તેં ૧૦ ઘેટાં પૂર્યાં હોય, તેમાંથી એક ઘેટું બહાર નીકળી જાય તો વાડામાં બાકી કેટલાં ઘેટાં રહે ?'

'સર ! એકેય નહિ,' ગેમલાએ જવાબ આપ્યો.

'અલ્યા, ગણિત આવડે છે કે નહિ ?'

'સર ! મને આવડે છે, પણ ઘેટાંને નથી આવડતું.'

'એટલે ?'

'એટલે એમ કે વાડામાંથી એક ઘેટું નીકળે એટલે બાકીનાં ઘેટાં તેની પાછળ નીકળી જ જાય. એકેય ઘેટું અંદર ન જ રહે અને એટલે તો હું કહું છું કે ઘેટાંઓને ગણિત આવડતું નથી હોતું. 'ગાડરિયા પ્રવાહ' ની કહેવત એમ ને એમ પડી હશે ?'

માસ્તર મૌન થઈ ગયા.

ધર્માત્માનો નંબર આ 'ગાડરિયા પ્રવાહ'માં નથી હોતો; કારણકે તેની પાસે પ્રસંગોને નિહાળવાની આગવી દૃષ્ટિ હોય છે અને એટલે જ જ્યાં સામાન્ય માણસો ઉત્તેજિત થઈ જાય છે ત્યાં એ ખૂબ જ સ્વસ્થ રહી શકે છે.

## ધર્માત્મા સ્વસ્થ હોય

તમે રામલીલા જોઈ છે ? સીતાની પાછળનો રામનો વિલાપ, રામ-રાવણનું યુદ્ધ- આ બધું સ્ટેજ પર જોયા પછી જ્યારે વચ્ચે પડદો પડે ત્યારે એક વાર પડદા પાછળ જઈને જોજો તો તમને ખબર પડશે કે અહીં તો સાવ જુદી જ વાત છે. સ્ટેજ પર મારામારી કરનારા રામ અને રાવણ પડદા પાછળ ટેસથી ગપ્પાં મારે છે, ચા-પાણી પીએ છે !

સ્ટેજ પરનું દૃશ્ય સાચું કે પડદા પાછળનું દૃશ્ય સાચું ! સ્ટેજ પરનું દૃશ્ય તો માત્ર ઊભું કરવામાં આવ્યું છે, હકીકતમાં અંદર એ વૃત્તિ છે જ નહિ.

જીવનમાં ક્ષુદ્રતા રવાના થતાં આ સ્ટેજ પરના દૃશ્યને જોઈને નિર્ણય બાંધવાનું મન નથી થતું; પરંતુ પડદા પાછળના દૃશ્યને પણ જોઈ લેવાની વૃત્તિ જાગે છે અને પછી તે દૃશ્ય અંગે લેવાતા નિર્ણયમાં ભૂલચૂક થવાનો સંભવ બહુ ઓછો રહે છે.

વિશેષાવશ્યક ભાષ્યમાં કષાયના આઠ પ્રકાર બતાવ્યા છે. તેમાંનો એક પ્રકાર છે 'આદેશ કષાય.' આનો અર્થ છે અંદર કષાયનો ભાવ ન હોય છતાં બહારથી કષાય કરે ! નટની જેમ અથવા તો ગુરુની જેમ ! ગુરુનો શિષ્ય પરનો કષાય એ આદેશ કષાય છે. સ્ટેજ પર નટો વચ્ચે થતી મારામારી એ આદેશ કષાય છે !

કબીરે ગુરુની વ્યાખ્યા કરતાં લખ્યું છે :

'ગુરુ કુમ્હાર શિષ્ય કુંભ હૈ,
ઘડી ઘડી કાઢે ખોડ,
ભીતર હાથ સંવાર દે,
બાહર મારે ચોટ.'

ગુરુ કુંભાર જેવા છે અને શિષ્ય ઘડા જેવો છે. ઘડો બનાવતી વખતે કુંભાર ચાકડા પર સૌ પ્રથમ માટીનો પિંડ મૂકે છે. એ પિંડની વચ્ચે પોતાનો હાથ મૂકીને જોરશોરથી ચાક ફેરવે છે. પછી એ માટીમાંથી ઘડાનો આકાર બનાવવા વારંવાર માટીના અમુકઅમુક ભાગને તે કાપતો જાય છે અને બહારથી એ બની રહેલા ઘડાને ટપલીઓ મારતો જ જાય છે;પરંતુ બહારની આવી ક્રિયાઓ વખતે પણ અંદરથી એ ઘડાને કુંભાર સાચવતો જ જાય છે. બહારથી માર અને અંદરથી માવજત ! આને કારણે ઘડો એવો મજબૂત બને છે કે અગ્નિની ભઠ્ઠીમાં પડવા છતાં તે ફૂટી જતો નથી અને પાણીને તે ટકાવી શકે છે.

## માર અને માવજત

ગુરુ શિષ્યને આ રીતે તૈયાર કરે છે. બહારથી ખખડાવે પણ અંદરથી સાચવે ! સાધનાના માર્ગમાં પ્રવેશ કરતો શિષ્ય શરૂઆતમાં તો માટીના પિંડ જેવો જ હોય છે; પણ એ પિંડમાંથી તેને મજબૂત ઘડા જેવો બનાવવા માટે અનિવાર્યરૂપે તેના પર ગુરુને બહારથી કઠોરતા અપનાવવી જ પડે છે ! પણ આ કઠોરતા જ તેને પરિસહ અને ઉપસર્ગોમાં ટકી રહેવા માટે આગળ જતાં વધુ ને વધુ સહાયક બની રહે છે.

માત્ર માર્યા જ કરે તો માટીનો પિંડ તૂટી જ જાય. માત્ર સાચવ્યા જ કરે તો બોદો ઘડો તૈયાર થાય, ટકોરો લાગતાં જ તૂટી જાય. એટલે ઘડાને મજબૂત બનાવવા માટે માર અને માવજત એ બંને અપનાવવાં જ પડે ! એ જ રીતે શિષ્યના જીવન વિકાસ માટે ગુરુને બહારથી કઠોરતા અને અંદરથી કરુણા એ બંનેને વ્યવસ્થિત અપનાવવાં જ પડે. બેમાંથી એક જ હોય તો શિષ્યનો જોઈએ તેવો વિકાસ થવો કઠિન બની જાય છે.

તમારી દુનિયાની વાત ન્યારી છે. ત્યાં તો માત્ર બીજાને મારવાની જ વાત છે, સાચવવાની વાત જ નથી.

## દાંત તોડી નાખીશ

એક જગ્યાએ મારામારી થતી હતી. મારનારો પહેલવાન માણસ તેના પ્રતિસ્પર્ધીને મારતાંમારતાં કહી રહ્યો હતો.

'હરામખોર ! તારા ચોસઠ દાંત તોડી નાખીશ !'

આ સાંભળીને તેની બાજુમાં ઊભેલા પેલા પ્રતિસ્પર્ધીના મિત્રે પેલા પહેલવાનને પૂછ્યું, 'મહેરબાન !મોઢામાં દાંત તો બત્રીસ હોય છે. પછી ચોસઠ શી રીતે તોડશો ?'

તરત જ પેલા પહેલવાને જવાબ આપ્યો, 'મને પહેલેથી ખબર જ હતી કે તું વચ્ચે

બોલવાનો છે એટલે બત્રીસ દાંત તેના અને બત્રીસ દાંત તારા. એમ સમજીને હું બોલી રહ્યો છું કે ચોસઠ દાંત તોડી નાખીશ.'

પેલો તો આ સાંભળતાં જ ભાગ્યો.

આ ગણિત છે તમારી દુનિયાનું ! બસ મારો, બીજી વાત જ નહિ. આનાં પરિણામો જાહેર જ છે. સર્વત્ર હિંસામય વાયુમંડળ સર્જાઈ ગયું છે.

## અવર્ણવાદ નહિ

સાચું બોલો, તમે ઉપાશ્રયમાં આવતા હો, એ જ વખતે મને મારા ગુરુદેવ મારતા હોય તો એ જોઈને બહાર તમે શું બોલો ?

સભા : 'આ લોકોને ત્યાંય આપણા જેવો જ સંસાર છે ! ત્યાંય લાકડીઓ ઊછળે છે !'

આવું બોલો ? આવું જોઈને તમને એ વિચાર ન આવે કે 'ચાલો, હજી શાસન જયવંતું છે. અહીં હજી શિસ્ત છે, વ્યવસ્થા છે, જિનાજ્ઞાપાલનની સાપેક્ષતા છે. આપણે તો છોકરાઓ ગમે તેટલી ભૂલો કરે તોય તેને કાંઈ કહી શકતા નથી. કહેવા જઈએ તો છોકરાઓ સામે પડે છે. જ્યારે આ લોકોને ત્યાં હજી મર્યાદા છે. શિષ્યોની ભૂલ સુધારવા ગુરુવર્યો ઠપકા આપી શકે છે, અરે ! લાફો પણ મારી શકે છે અને શિષ્યો પણ કેટલા વિનીત છે ! ગુરુનો માર ખાય છે છતાં ગુરુની સામે એક હરફ પણ ઉચ્ચારતા નથી. ધન્ય છે જૈન શાસનને અને એની પવિત્રતમ મર્યાદાને !' આવા વિચારો ન આવે ?

સભા : 'ના રે ના, આવા વિચારો તે આવતા હશે ?'

'કેમ નથી આવતા ? ક્ષુદ્રતા છે માટે ! પૂજ્યપાદ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ સમ્યગ્દર્શનની સજ્ઝાયમાં લખે છે, 'ચતુર્વિધ સંઘમાંના કોઈના પણ અવગુણો જાણ્યા પછી એ અવગુણોને ગમે તેવા અયોગ્ય સ્થળે રજૂ કરે તો એ રજૂ કરનાર પોતાના સમ્યગ્દર્શનને ગુમાવી બેસે છે. પણ રજૂ ન કરતાં અવગુણોને ઢાંકે અને ગુણોને પ્રગટ કરે તો તે સમ્યગ્દર્શન નિર્મળ કરે છે.'

ગમે તેની પાસે ગુણવાન આત્માના પણ અવર્ણવાદ કરવાની આ ભયંકર સજા છે. 'અનંતકાળે પ્રાપ્ત એવું સમ્યગ્દર્શન ગુમાવી દેવાનું !' મંજૂર છે આ સજા ? જો ના, તો પછી અવર્ણવાદ કરવાનું બંધ કરો. અને અવર્ણવાદ કરવા પ્રેરનાર ક્ષુદ્રતાના તત્ત્વને જીવનમાંથી દેશવટો આપો.

પછી જુઓ, તેનું ઇનામ કેવું મળે છે ?

**'જિંદગીથી ના ડરે એ મોતને ડારી શકે,**
**આગને પી શકે એ આગને ઠારી શકે.**
**ટાંકણાના ઘા સહીને પણ કદી તૂટે નહિ,**
**એ જ આરસપહાણ નિજ પર શિલ્પને ધારી શકે.'**

જે પથ્થર શિલ્પીના ટાંકણાના ઘા સહન કરવા તૈયાર નથી એ પથ્થર પ્રતિમા બની શકતો નથી; પરંતુ જે પથ્થર પ્રતિમા બનવા તૈયાર છે એ પથ્થર શિલ્પીના ટાંકણાને ખૂબ જ પ્રસન્નતાપૂર્વક સ્વીકારવા તૈયાર થઈ જાય છે.

વિકાસના માર્ગે ડગ મૂકતા પ્રત્યેક આત્માએ આ વાત સમજી લેવા જેવી છે. હિતેચ્છુ વર્ગ તરફથી અવારનવાર કડક શબ્દોમાં પણ મળતી પ્રેરણાઓને પ્રસન્નતાપૂર્વક ઝીલી શકશો તો જ વિકાસ શક્ય છે, અન્યથા તો વિકાસ થવો જ મુશ્કેલ છે.

અરે ! સાધનાના માર્ગની વાત તો પછી; પરંતુ ચાલુ વ્યવહારમાં પણ ખૂબ જ પ્રસન્નતાપૂર્વક જીવન પસાર કરવાની સરળ રીત એ છે કે તમારે માટે તમારી જ સામે કે બીજાની પાસે જે વાતો બોલાતી હોય એ વાતોમાં જે બાબત તમને લાગુ પડતી હોય તે બાબતનો તમે સુધારો કરી લો અને જે બાબતની સાથે તમારે કોઈ નિસ્બત જ ન હોય, તેની ઉપેક્ષા કરો.

## WRONG NUMBER

એક ભાઈને કોઈ કારણસર પોતાના જ મિત્રની સાથે દુશ્મનાવટ થઈ ગઈ. પેલા મિત્રને હલકો પાડવાનો પ્રયત્ન કરે એ પહેલાં જ એ મિત્રને પરદેશ જવાનું થયું ! મિત્ર તો પરદેશ પહોંચી ગયો. 'તેને હલકો પાડવાનું તો રહી જ ગયું.'

છેવટે પોતાના મનની ખણજ ઉતારવા એ મિત્રનો ક્યાંકથી ફોન નંબર લઈને તેના પર કૉલ કર્યો. સામેથી ફોન ઊપડતાં જ તેણે ગાળો દેવાનું ચાલુ કર્યું :

'તમે લુચ્ચા છો, બદમાશ છો, હરામખોર છો, કપટી છો, માયાવી છો, વિશ્વાસઘાતી છો, ૪૨૦ છો, નાલાયક છો.' આટઆટલી ગાળો છતાં સામેથી કોઈ પ્રતિકાર જ ન થયો ત્યારે એ ખૂબ અકળાયો. કૉલની ત્રણ મિનિટ પૂરી થવા આવી એટલે ગાળો દેવા ઑપરેટર પાસે બીજી ત્રણ મિનિટ માગી. વધારે કડક શબ્દોમાં ગાળો દેવાનું ચાલુ કર્યું.

'તમે તમારા બાપ જેવા જ નફ્ફટ નીકળ્યા. હરામખોરી કરવામાં આખી દુનિયામાં તમારા જેવું કોઈ નહિ હોય. તમારી લુચ્ચાઈ પાસે તો શિયાળની લુચ્ચાઈ શરમાઈ જાય તેવી છે.'

આવી ભયંકર ગાળો છતાં સામેથી કોઈ જવાબ જ ન મળવાથી આ ખૂબ અકળાયો. એ ત્રણ મિનિટનો સમય પણ પૂરો થવા આવ્યો ત્યારે રાડ પાડીને તેણે પૂછ્યું, 'તમને કાંઈ સંભળાય છે કે નહિ ? મારી આ બાબતનો જવાબ તો આપો !'

સામેથી જવાબ મળ્યો, 'WRONG NUMBER' અને રિસીવર મુકાઈ ગયું. પેલાની તો 'કાપો તો લોહી ન નીકળે' તેવી સ્થિતિ સર્જાઈ ગઈ ! છ મિનિટના કૉલના પૈસા પડી ગયા અને છતાં પોતે ધાર્યું હતું તેવું કોઈ પરિણામ ન આવ્યું.

લગાડી દો આ વાત જીવનમાં ! તમારે માટે થતી આવી વાતોને 'WRONG NUMBER' ગણીને છોડી દો અને ખરેખર થતી એ વાતોમાં કોઈ તથ્ય હોય તો જીવનને વ્યવસ્થિત બનાવી દો.

આવી જીવનપદ્ધતિની મજા જ કોઈ ઑર છે. જે દિવસથી તમે આવું જીવન જીવવાનું શરૂ કરશો એ દિવસથી જ તમે અનુભવ કરવા લાગશો કે તમારે માટે જેમ તેમ બોલનારાય ઓછા થવા માંડ્યા છે.

આ જગતના તમામ મોટા માણસોના જીવનમાં એક સામ્ય તો તમને અચુક જોવા મળશે જ કે તેમણે ક્યારેય બીજાના અભિપ્રાયોની બહુ પરવા નથી કરી. લોકો તમે જેવા છો એ રીતે તમને નથી જોતા; પરંતુ પોતે જેવા હોય છે અથવા પોતાની જેવી માન્યતા હોય છે તેને આધારે તમને જુએ છે અને એટલા માટે જ પારકાના અભિપ્રાયો, ટીકાઓને આધારે જિંદગી ફેરવવાની કોઈ જરૂર નથી.

## નામ કેટલું ઉપયોગી ?

સાચું બોલો, તમારું નામ તમને કેટલું ઉપયોગી ? લગભગ જરાય નહિ. તમે રસોડાની બહાર જમવા બેઠા હો અને તમારી થાળીમાં રોટલી પૂરી થઈ જાય. તમારે ભાતની જરૂર હોય તો તમે શી બૂમ મારો ?

સભા : મારે ભાત જોઈએ છે માટે ભાત લાવજો !

'એ જ બૂમ મારો ને ? એવી તો બૂમ ન મારો ને કે ચંદુલાલને ભાત જોઈએ છે માટે ભાત લાવજો !' ના, કારણકે તમારે માટે તો તમારું નામ નિરુપયોગી જ છે. હા, તમારો મિત્ર તમારી બાજુમાં જમવા બેઠો હોય અને એને ખબર પડે કે તમારે હવે ભાતની જરૂર છે, તો બૂમ પાડશે, ચંદુલાલ માટે ભાત લાવજો. આ બતાવે છે કે તમારું નામ તમારે જેટલું ઉપયોગી છે તેના કરતાં કેટલાય ગણું તો બીજાને ઉપયોગી છે, હવે આવા બીજાએ (ફઈબાએ) પાડેલા તમારા નામ પાછળ અને બીજાને જ ઉપયોગમાં આવતા તમારા નામને કોઈ ગાળો આપે કે કોઈ સન્માન આપે તો તેમાં અકળાઈ જવાની કે ફુલાઈ જવાની શી જરૂર છે ?

માત્ર પાંચ-પંદર દિવસ પૂરતું આવું જીવન પસાર કરવાનો અખતરો કરો. પછી જુઓ, મનની પ્રસન્નતા કેટલી વધે છે ? અન્ય જીવો સાથે મૈત્રી પણ કેવી જામે છે ? અરે ! ગલત ધારણાઓ કેવી નામશેષ થઈ જાય છે ?

## આજે બહુ ગાળો પડી

સ્વામી રામતીર્થ અમેરિકા ગયેલા. સાંજના સમયે પોતાના સ્થાને આવ્યા ત્યારે ખૂબ ખુશમિજાજમાં હતા.

'કેમ, આજે કાંઈ બહુ આનંદમાં છો ?'

'અરે ! આજે તો બહુ મજા આવી. આજે રસ્તા પર ઘણા માણસોએ આ 'રામ'ને ગાળો દીધી. કેટલાકે તો વળી કાંકરા પણ ફેંક્યા. કેટલાકે આ 'રામ'ને ભગવાન કહ્યા ! આપણે તો મસ્તીથી સાંભળતા જ રહ્યા ! અંદરના 'રામ'ને કહ્યું, 'જો, આ બહારના 'રામ'ના અત્યારે કેવા બેહાલ થઈ રહ્યા છે ?'

સાંભળનારા તો સ્તબ્ધ થઈ ગયા.

બાહ્ય પદાર્થો પ્રત્યેની 'મારાપણા' ની માન્યતા છૂટ્યા વિના કે તૂટ્યા વિના આવી મનઃસ્થિતિ ઊભી થવી કઠિન છે.

ખેરના અંગારા ભરેલી સગડી મસ્તકે મુકાવા છતાં મહામુનિ ગજસુકુમાળ જરાય વ્યથિત થયા વિના આ એક જ વિચારમાં ચડી ગયા, 'જે મારું છે તે બળતું નથી અને જે બળે છે તે મારું નથી.' આ વિચારણાએ તેમને બક્ષિસમાં કેવળજ્ઞાન આપી દીધું !

આપણી હાલત વિચિત્ર છે. તારણહાર ગણાતાં સાધનોમાં આપણને 'મારાપણા'ની બુદ્ધિ નથી અને મારક ગણાતી સામગ્રીઓમાંથી આપણી 'મારાપણાં'ની બુદ્ધિ હટતી નથી અને એટલા માટે જ જ્યારે અવસર આવે છે ત્યારે આપણે હકીકતમાં નુકસાનકારી તત્ત્વો પ્રત્યે ઝૂકી ગયા વિના રહેતા નથી.

## હાથ પકડ !

એક કંજૂસનો છોકરો નદીમાં તરવા ગયો. નવેનવો તરવૈયો હતો. છતાં હિંમત કરીને નદીના વહેણમાં આગળ ગયો. ભરતી જોરદાર હતી અને એ ભરતીમાં સામા વહેણે આગળ જવા નીકળ્યો. નદીના વહેણે તેને પાટામાં લીધો. તે તણાયો.

બૂમાબૂમ પાડવા લાગ્યો. નદીકિનારે ઊભેલા એક કુશળ તરવૈયાએ આ બૂમ સાંભળી અને તરત જ પેલાને બચાવવા તેણે નદીમાં ઝંપલાવ્યું. તેની સાથે બીજા એક માણસે પણ નદીમાં પડતું મૂક્યું. તરતાંતરતાં એ બન્ને પેલા છોકરાની એકદમ નજીકમાં પહોંચી ગયા. નજીક પહોંચીને એ બેમાંના એકે પેલા છોકરાને બૂમ પાડીને કહ્યું, 'એય ! તારો હાથ આપ.'

આટલું સાંભળવા છતાં પેલા છોકરાએ પોતાનો હાથ નજીક ન લંબાવ્યો ત્યારે આણે જોરથી બૂમ મારી, 'એય ! જલદી તારો હાથ આપ નહિતર ડૂબી જઈશ.'

તોય પેલો તો એવો ને એવો જ ડૂબતો રહ્યો ત્યારે સાથેવાળો બીજો માણસ કૂદકો લગાવીને એકદમ એ છોકરા પાસે પહોંચી ગયો. છોકરાનું મોઢું જોતાં જ તેને ખ્યાલ આવી ગયો કે આ તો પેલા કંજૂસનો છોકરો ! તરત જ સાથેવાળા માણસને તેણે કહ્યું, 'આ છોકરો મરી જશે તોય હાથ નહિ આપે; કારણકે જિંદગીમાં કોઈ દિવસ તેણે કોઈને કાંઈ આપ્યું નથી. તમારે ખરેખર એને બચાવવો હોય તો એમ કહો, 'મારો હાથ પકડ. આમ કહેશો તો જ એ પોતાનો હાથ લંબાવશે.'

અને પેલાએ ખરેખર પાણીમાં ડૂબી રહેલા છોકરાને બૂમ પાડીને કહ્યું, 'એય ! લે આ મારો હાથ. પકડ એને જોરથી. તો તને બચાવી લઉં.'

આ સાંભળતાં જ પેલા છોકરાએ પોતાનો હાથ લંબાવ્યો અને એ માણસનો હાથ પકડી લીધો. એ માણસ પોતાની પીઠ પર બેસાડીને તરતોતરતો તેને નદીકિનારે લઈ આવ્યો !

આવી જડ જિંદગી જીવનારા માણસોનો પણ આ દુનિયામાં તોટો નથી. જાનવરોની જેમ શ્વાસોચ્છ્વાસ લઈને અને મૂકીને આવી અણમોલ અને ઉત્તમ જિંદગી તેઓ વેડફી નાખતા હોય છે. તેમના જીવનમાં કેન્દ્રસ્થાને માત્ર આ 'જડ' પદાર્થો જ રમતા હોય છે અને એટલા માટે જ તેમનાં સુખ અને દુઃખની વ્યાખ્યા જ્ઞાનીની વ્યાખ્યા કરતાં જુદી હોય છે.

## જ્ઞાની–અજ્ઞાનીમાં ફેર

જ્ઞાનીના મતે ચિત્તની પ્રસન્નતા એ જ સુખ અને ચિત્તના સંક્લેશો એ જ દુઃખ ! અજ્ઞાનીના મતે ઇન્દ્રિયોના અનુકૂળ વિષયોની પ્રાપ્તિ એ જ સુખ અને એ વિષયોની પ્રાપ્તિમાં થતી ગરબડ એ જ દુઃખ ! આ વ્યાખ્યાને હિસાબે જ કોઈ પણ પ્રસંગ અંગેનો અજ્ઞાનીનો નિર્ણય જ્ઞાનીના નિર્ણય કરતાં લગભગ જુદો જ પડવાનો !

ધારી લો કે તમે આજે નદીકિનારે ફરવા નીકળ્યા છો. એ જ સમયે તમે નદીમાં કચરો જોયો. ગટરોનાં ગંદાં પાણી નદીમાં ઠલવાતાં જોયાં, આ જોઈને તમે પાછા ફર્યા. એ વખતે તમને કોઈ પૂછે કે નદી કેવી હતી ? તો તમે શો જવાબ આપો ?

સભા : નદી ગંદી હતી.

અહીં સુધી તો વાંધો નથી; પરંતુ જ્યારે પણ એ નદી અંગે કોઈ અભિપ્રાય પૂછે અને તમે દરેક વખતે 'નદી ગંદી હતી'ના એ જ જૂના અભિપ્રાયને વળગીને રહો તો તમે ખોટા છો. કારણકે નદીમાં દેખાતો કચરો કે નદીમાં દેખાતાં પુષ્પો એ સઘળાં કામચલાઉ જ છે ! નદી તો વહેતી જ રહે છે. નથી તો એ લાંબા સમય સુધી કચરાને સંઘરતી કે નથી તો એ લાંબા સમય સુધી પુષ્પોને પકડતી અને એટલા માટે તો અંગ્રેજીમાં કહેવત છે કે You can never step twice in the same river. તમે એકની એક નદીમાં (પાણીમાં) બે વાર નથી ઊતરી શકતા ! નદીના પાણીમાં એક પગ મૂક્યા પછી બીજો પગ મૂકવા જાઓ ત્યાં તો એ પાણી ઘણું વહી ગયું હોય છે !

સતત વહેતા રહેવાના આ સ્વભાવને કારણે જ નદીનું પાણી સદા પવિત્ર રહે છે. જ્યારે સરોવર પોતાના પાણીને ચાર દીવાલની વચ્ચે કેદ કરે છે અને એટલા માટે જ તેનું પાણી ગંધાય છે.

જીવનમાં સ્વસ્થતાનો અનુભવ કરવો હોય તો નદી જેવા બનો. સરોવર જેવા

નહિ ! નદી જેમ કચરાને કે પુષ્પોને રાખતી નથી, એમ તમે પણ સન્માન કે અપમાનને પકડીને બેસો નહિ. જો પકડીને બેસશો તો સરોવરની જેમ જીવનમાં દુર્ગંધ ફેલાયા વિના રહેશે નહિ.

## દુનિયા કેવી છે ?

'બાપુજી ! ભૂગોળના માસ્તરે અમને લેસન આપ્યું છે, તેમાં એક પ્રશ્ન એ પૂછ્યો છે કે આ દુનિયા કેવી છે ? ગોળ છે ? ચોરસ છે ? કે ચપટી છે ? મને આ પ્રશ્નનો જવાબ નથી આવડતો. તો મને આનો જવાબ આપો ને, કે દુનિયા કેવી છે ?'

'બેટા, કહું ? આ દુનિયા ગોળ નથી, ચોરસ નથી, ચપટી પણ નથી, દુનિયા ૪૨૦ છે !'

છોકરો તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો ! પાંચ-પંદર માણસો સાથે થયેલા કડવા અનુભવ પરથી બાપે આખી દુનિયા માટે અભિપ્રાય આપી દીધો, પણ એક બાબતનો ખાસ ખ્યાલ રાખજો કે આ દુનિયામાં સામાન્યતઃ બીજા માટે તમે કેવો અભિપ્રાય આપો છો તેના પરથી તમે કેવા છો એનો નિર્ણય થાય છે. **અર્થાત્ બીજા માટે તમે આપેલો તમારો અભિપ્રાય બીજાના વ્યક્તિત્વનો જેટલો સૂચક બને છે તેના કરતાં વધુ તો એ તમારા વ્યક્તિત્વનો સૂચક બને છે.**

## અભિપ્રાય સમજીને આપો

આ વાતને બરાબર સમજી લેજો. આપણી જ સામે બની રહેલા પ્રસંગને નિહાળવાની આપણી પાસે કેવી દૃષ્ટિ છે તેને આધારે એ પ્રસંગને આપણે બીજા પાસે રજૂ કરવાના ! દા.ત., આજે સવારના પહોરમાં જ એક ભાઈને ત્યાં તાર આવ્યો. ફોડીને વાંચતાં ખૂબખૂબ આનંદિત થઈ ગયા. પરદેશ ગયેલો પોતાનો પુત્ર પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયેલો અને સાથોસાથ તેને માસિક ૧૫,૦૦૦ રૂપિયાના પગારવાળી નોકરી મળી ગયેલી. તારના આ સમાચારે તેમને ભારે આનંદિત કરી દીધા.

તરત જ પોતાનાં સ્વજનો-મિત્રોને ફોન કરીને આ સમાચાર જણાવી દીધા. ઘરની બહાર નીકળ્યા. એ જ વખતે સૂર્યોદય થયો. સૂર્યોદયના એ દૃશ્યને જોઈને તેમણે પોતાના ઘરમાં રહેલા કુટુંબના સભ્યોને કહ્યું, 'જુઓ, આજના જેવો ભવ્ય સૂર્યોદય આપણે ક્યારેય જોયો છે ખરો ? કેવાં સૌમ્ય કિરણો અત્યારે આ ધરતી પર પ્રસરી રહ્યાં છે ?'

હવે આ જ ભાઈની બાજુના ઘરમાં રહેતા પડોશીને ત્યાંય સવારના પહોરમાં તેમના પરદેશ ગયેલા પુત્રનો ટ્રંકકૉલ આવ્યો. તેમાં સમાચાર હતા કે 'પરીક્ષામાં નાપાસ થવાથી મિલના મૅનેજરે મને નોકરીમાંથી છૂટો કર્યો છે અને તેથી હું ભારત પાછો ફરી રહ્યો છું.' આ સમાચારે એ પડોશીને ભારે આઘાત લગાડી દીધો. ઘરમાંથી બહાર નીકળીને આકાશ સામે જોતાં બોલ્યા, 'આજના જેવો નીરસ સૂર્યોદય ક્યારેય જોયો

નથી. સૂર્યનાં કિરણોમાં સૌમ્યતા તો જાણે દેખાતી જ નથી !'

હવે આ બંને માણસના 'સૂર્યોદય' અંગેના અભિપ્રાય તપાસશો તો એક વાત સ્પષ્ટ જાણવા મળશે કે સૂર્યોદય એકસરખો હોવા છતાં બંનેના અભિપ્રાયમાં આટલો બધો તફાવત છે તેનું કારણ એ બન્નેના ઘરે આવેલા જુદાજુદા સમાચાર છે ! એકને ત્યાં આનંદદાયક સમાચાર હતા તો બીજાને ત્યાં આઘાતજનક સમાચાર હતા. બસ, આ સમાચારે જ સૂર્યોદયને 'ભવ્ય' અને 'નીરસ' કહેવા તે બન્નેને પ્રેર્યા.

આનાથી એ નક્કી થાય છે કે તમારો અભિપ્રાય એ સર્વ માટેનો અભિપ્રાય બની શકતો નથી અને એ જ રીતે બીજાનો અભિપ્રાય એ તમારા માટે ગ્રાહ્ય જ બને તેવું નથી. વાસ્તવિક્તા જ્યારે આ જ છે ત્યારે જીવનમાં દુઃખી થવું કે સુખી થવું તેનો નિર્ણય આપણે પોતે જ કરવાનો રહે છે !

## કાલે લાપસી બનાવજે

ઑફિસેથી સાંજે ઘરે આવેલા પતિએ જમતાંજમતાં પત્નીને કહ્યું, 'જો, કાલે જમવામાં લાપસી બનાવજે.'

'શું લૉટરી લાગી છે ?'

'અરે ! લૉટરીની ક્યાં માંડે છે ? આજે ખીસું કપાઈ ગયું છે.'

'હેં ! ખીસું કપાયું ? છતાં લાપસી ?'

'હા, છતાં લાપસી !'

'કાંઈ સમજ પડે તેવું બોલો.'

'તો સાંભળ, આજે બીજી તારીખ છે. નોકરોનો પગાર ચૂકવવા માટે બૅન્કમાંથી રૂ. ૧૫,૦૦૦ લઈને ઑફિસે આવેલો. અચાનક રસ્તા પર ગુંડાઓનું તોફાન ફાટી નીકળ્યું. નોકરોએ આજે પગાર લેવાની ના પાડી. રૂ. ૧૫,૦૦૦ પાકીટમાં મૂક્યા. સાંજે ચાર વાગ્યે તો તોફાન બિલકુલ શાન્ત થઈ ગયું. સાંજે છ વાગ્યે ઑફિસેથી ઘરે આવવા નીકળ્યો. કોણ જાણે શું થયું ? આટલા બધા રૂપિયા સાથે લઈને નીકળવા માટે મન ઇનકાર કરવા લાગ્યું. ઑફિસનાં પગથિયાં ઊતરીને રોડ પર આવી ગયેલો છતાં પાછો પગથિયાં ચડીને ઑફિસમાં ગયો. કબાટ ખોલીને તેમાં રૂ. ૧૪,૫૦૦ મૂકી દીધા. માત્ર ૫૦૦ રૂ. સાથે રાખ્યા. અને રસ્તામાં ખીસું કપાયું. હું તો માનું છું કે આજે આપણે રૂ. ૧૪,૫૦૦ કમાયા ! જો બધા લઈને નીકળ્યો હોત તો શું થાત ? મને ૫૦૦ રૂપિયા ગયા એના કરતાં તો ૧૪,૫૦૦ બચી ગયા એ જ નજર સામે આવે છે. અને એથી જ તને આવતી કાલે લાપસી બનાવવાનું કહી રહ્યો છું.'

પત્ની તો આ વાત સાંભળીને સ્તબ્ધ થઈ ગઈ.

હવે વિચારો આ પ્રસંગને ! નકારાત્મક અભિગમ હોય અને નિરાશાવાદી મન

હોય તો આ પ્રસંગે ચિત્તની વ્યાકુળતા વધ્યા વિના ન રહે. પાકીટમારને પકડવાનું મન થાય. પોલીસને ખબર આપવાની વૃત્તિ થાય. આખી માણસજાત પર અવિશ્વાસ ઊભો થાય. નુકસાનીના આ વિચારે કદાચ બિનગુનેગાર એવા કુટુંબના કોઈ સભ્ય પર કષાય પણ થઈ જાય. પૈસા પ્રત્યેની તીવ્ર મમતા હોય તો સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાનમાં પણ મન ચડી જાય. પાકીટમાર પકડાય તો તેને જેલભેગો કરી દેવાના અને મારવાના વિચાર પણ આવી જાય.

પરંતુ આ વ્યક્તિનું મન નિરાશાવાદી નહિ, આશાવાદી હતું. નકારાત્મક અભિગમ નહિ; પરંતુ હકારાત્મક અભિગમ સાથે તે જીવતો હતો અને એટલે જ તેની નજરમાં, ગયેલા ૫૦૦ રૂપિયા ન આવ્યા, પરંતુ બચી ગયેલા ૧૪,૫૦૦ રૂપિયા આવ્યા ! બસ, આ વિચારે તેના મનને સ્વસ્થ બનાવી દીધું. ન પાકીટમારને પકડવાનો તેને વિચાર આવ્યો કે ન બીજા કોઈના પર કષાય કરવા તે પ્રેરાયો. ઊલટું, આ પ્રસંગ જાણે કે કોઈ મંગળકારી ન હોય એ રીતે તેણે લાપસી બનાવવાનો ઑર્ડર આપ્યો !

## મનને મસ્ત રાખો

આ પ્રસંગ બતાવે છે કે પરિસ્થિતિ ગમે તેટલી ખરાબ હોય તોય તમારું મન સ્વસ્થ હોય તો એ પરિસ્થિતિ તમને અકળાવનારી હરગિજ નહિ બને. અરે ! મનને મસ્ત રાખવાની કળા હસ્તગત હશે તો આવી વિષમ પરિસ્થિતિ પણ આત્મજ ગુણોની કમાણી કરાવનારી બની રહેશે.

કેટલી મજેની વાત છે ? તમારા જીવનના તમે જ નિર્ણાયક છો. પ્રસન્ન જીવન કે વિષાદમય જીવન એ બન્નેના જનક તમે પોતે જ છો ! ભૂલેચૂકે તમારા જીવનમાં ઉત્તરદાયિત્વ બીજાનું માનશો નહિ.

પરંતુ આવી ભૂમિકાએ પહોંચવા માટે કમસેકમ એક એવી પદ્ધતિ અપનાવો કે જેમાં મનની નજર 'નથી' કરતાં 'છે' તરફ વધારે હોય !

આ એક જ વિચારમાં જીવનને શાન્ત, સ્વસ્થ અને પ્રસન્ન બનાવવાના અણમોલ ઉપાયો પડ્યા છે ! જીવન અશાન્ત છે તેનું કારણ એ નથી કે તમારી પાસે સામગ્રીઓ ઓછી છે. પણ મુખ્ય કારણ એ છે કે તમારી નજર 'તમારી પાસે જે સામગ્રીઓ નથી' તેના પર છે.

અને આવી નકારાત્મક દૃષ્ટિવાળા તો સમ્રાટો પણ બિચારા દિલથી તો ભિખારી જેવી જ જિંદગી પૂરી કરતા હોય છે. પુણિયાની દૃષ્ટિ 'છે'ની સામે હતી તો અલ્પ મૂડીમાં પણ તે ભારે સુખી હતો જ્યારે મમ્મણની દૃષ્ટિ 'નથી' પર હતી અને એટલે જ અપાર ધનરાશિની વચ્ચે પણ તે ભારે અશાન્ત હતો.

## બોલ તૈયાર છે ?

આપઘાત કરવા માટે એક માણસ દરિયાકિનારે આવ્યો. દરિયામાં જોરદાર ભરતી ચાલુ હતી. ઝંપલાવવા જતો હતો ત્યાં કોઈએ એને પાછળથી પકડ્યો, 'અલ્યા ! શું કરે છે ?'

'મને છોડી દો. મારે જીવવું નથી.'

'પણ શું કામ ?'

'મારી પાસે કાંઈ નથી.'

'એટલા માત્રથી મરી જવાનું ?'

'તો શું કરું ?'

'ચાલ મારી સાથે ! તારી પાસે કેટલી અણમોલ મૂડી છે એની હું તને ખાતરી કરાવી દઉં !' પેલા માણસે તેને કહ્યું.

આપઘાત કરવા આવેલો માણસ તેની સાથે ગયો. પેલાએ પોતાની દુકાનમાં તેને નોકરીએ રાખ્યો. ૧૫-૨૦ દિવસ ગયા પછી તેને પૂછ્યું 'ભાઈ ! હૉસ્પિટલમાં એક ઍક્સિડન્ટનો કેસ આવ્યો છે. શ્રીમંત બાપનો એકનો એક છોકરો ઍક્સિડન્ટમાં પોતાની બન્ને આંખ ગુમાવી બેઠો છે. તું તારી બન્ને આંખો આપી દેવા તૈયાર હોય તો એ છોકરાનો બાપ એ આંખના બદલામાં રૂપિયા બે લાખ તને આપવા તૈયાર છે. બોલ, આંખો આપી દેવાની તારી તૈયારી છે ?'

'તમે આ શું બોલો છો ? બન્ને આંખો આપી દીધા પછી મારે એ આંખોના બદલામાં મળતા રૂપિયા બે લાખને શું ધોઈ પીવા છે ?'

'તો એમ કર. એક આંખ આપી દે. બદલામાં એક લાખ રૂપિયા મળશે.'

'એટલે આખી જિંદગી મારે કાણિયા તરીકે પસાર કરવી, એમ ને ? મહેરબાની કરીને હવેથી આવી વાતો મારી પાસે કરશો જ નહિ.'

'સારું.'

થોડા દિવસ ગયા બાદ ફરી વાર આવી જ કોક રજૂઆત કરીને તેના બે હાથ માગ્યા, લોહી માગ્યું, હાડકાં માગ્યાં, છેલ્લે આખું શરીર માગ્યું અને એ દરેકના બદલામાં લાખો રૂપિયા આપવાની ઑફર કરી. પેલાએ આ તમામ ઑફરોને ઠુકરાવી દીધી ત્યારે મોકો જોઈને આણે વાત કરી

'એ દિવસે આપઘાત કરવા તમે તૈયાર થયા ત્યારે તો કહેતા હતા ને કે 'મારી પાસે કાંઈ નથી એટલે હું મરી જવા માગું છું' અને આજે તમે લાખો રૂપિયા મળવા છતાં એક અંગ આપવા તૈયાર નથી. આ શું બતાવે છે ? એ જ કે તમને તમારી પાસે રહેલી અણમોલ આંખ, નાક, કાન વગેરેની શક્તિનો કોઈ ખ્યાલ જ નથી અને સાવ મામૂલી

તુચ્છ ગણાતા, પૈસાના અભાવ તરફ જ તમારી દૃષ્ટિ છે !'

મહાનુભાવ ! 'નથી' તરફની નજર ઉઠાવીને 'છે' તરફ જરાક દૃષ્ટિ કરો. પછી આ જીવનને ફેંકી દેવાની વાત તો દૂર રહી; પરંતુ જીવનની પ્રત્યેક પળનો સદુપયોગ કરી લેવાની વૃત્તિ પેદા થશે; અને પેદા થયેલી એ વૃત્તિ માત્ર આ જન્મને જ નહિ, જનમો જનમને સુધારી દેશે.

## મનઃસ્થિતિ ફેરવો

આપણી મૂળ વાત આ છે, પરિસ્થિતિ નહિ, મનઃસ્થિતિ ફેરવો. પ્રસંગોને મૂલવવાની દૃષ્ટિ એવી કેળવો કે જેનાથી ચિત્તની પ્રસન્નતા જળવાઈ રહે. રાગદ્વેષની પરિણતિ ઘટતી જાય. જીવો સાથેની મૈત્રી જામતી જાય !

બાકી સાવ તકલાદી પુણ્યે આ જગતના પદાર્થોને અનુકૂળ બનાવવાની મહેનત કરવામાં પુણ્યક્ષય, પાપબંધ, સત્ત્વનાશ,શક્તિનાશ, દુર્લભ ધર્મપુરુષાર્થ, કાળની સરાસર ઉપેક્ષા સિવાય બીજું કાંઈ નથી.

**પરિસ્થિતિની અનુકૂળતા તમને આધીન નથી; પરંતુ પુણ્યકર્મને આધીન છે અને એટલા માટે જ પરિસ્થિતિને અનુકૂળ બનાવવા વધુપડતા પ્રયત્નો કરનારો નિરાશ થયા વિના નહિ રહે.** વારંવાર મળતી નિરાશા પછી પણ આ સમજણ આવી જાય તોય જીવનમાં ઘણી શાન્તિ થઈ જાય. પણ આપણી હાલત જુદી છે. જ્યારેજ્યારે પ્રતિકૂળતા આવી છે ત્યારે આપણે કાં તો વ્યક્તિઓને અને કાં તો પરિસ્થિતિને જ એ પ્રતિકૂળતા માટે જવાબદાર માન્યા છે અને આપણી જાતને તો આપણે બાકાત જ રાખી છે. આ ગણિતે દુઃખદ પરિસ્થિતિને વધુ દુઃખદ બનાવી દીધી છે. સંસારના ક્ષેત્રના જય-પરાજયને કર્મ ખાતે ખતવી દો. મોટા ભાગની મૂંઝવણો ટળી જશે.

માની લો કે તમે તમારા છોકરાને બોલાવીને કહ્યું, 'કનુ ! જા, બજારમાંથી શાક લઈ આવ.'

તમારી આ વાત સાંભળતાં જ છોકરાએ જવાબ આવ્યો, કે 'બાપુજી ! હમણાં જ લઈ આવ્યો સમજો.'

છોકરાનો આ જવાબ સાંભળી તમે ખુશ થઈ ગયા. તમે મનમાં વિચારવા લાગ્યા, 'છોકરો કેટલો લાયક છે ! વાત કરી અને તરત જ સ્વીકારી લીધી.' છોકરો શાક લેવા ગયો. અડધા કલાક બાદ આવ્યો અને તેણે સીધો ધડાકો કર્યો, 'બાપુજી ! આ ઘરમાં મારું સ્થાન મજૂર જેવું જ છે કે બીજું કાંઈ ? શાક લાવનારા બીજા કોઈ નહોતા કે જેથી મને જ ભળાવ્યું ? આજે લાવ્યો એ લાવ્યો, હવેથી કોઈ દિવસ મને શાક લાવવાનું તમે કહેતા નહિ, અને કહેશો તો પછી મારા જેવો ખરાબ બીજો કોઈ નથી.'

આવી ગરમાગરમ વાતો સાંભળીને તમારી વિચારધારા તુર્ત જ બદલાઈ ગઈ !

'હરામખોર, કેવો જવાબ આપે છે ? બાપની સામે આવું બોલતાં તેને શરમ નથી આવતી ? સાવ નાલાયક પાક્યો છે !'

હવે આ વિચારણાના મૂળમાં જાઓ તો આમાં એક વાત સ્પષ્ટ છે કે છોકરાના બદલાયેલા જવાબમાં તમે છોકરાને જ ગુનેગાર માન્યો છે, તમારી જાતને નહિ. જ્યારે આ પરિસ્થિતિમાં હકીકત જુદી છે ! જે વખતે છોકરાને તમે શાક લેવા જવાની વાત કરી ત્યારે શક્ય છે કે તમારું આદેય નામકર્મ ઉદયમાં હોય અને એ કારણે જ છોકરાએ તમારી વાત સ્વીકારી લીધી હોય ! પરંતુ ૧૫ મિનિટ બાદ તમારું આદેય નામકર્મ ખતમ થઈ ગયું અને અનાદેય નામકર્મ ઉદયમાં આવ્યું. વિનીત ગણાતા છોકરાએ પણ તમને કડક ભાષામાં જવાબ આપી દીધો. મનને આવી વિચારણાથી કેળવી દો તો અસમાધિ થવાની સંભાવના તૂટી જશે. સમાધિ જળવાઈ રહેશે અને જેની સાથે વરસો સુધી રહેવાનું છે એ પુત્ર પ્રત્યે પણ સદ્ભાવ ટકી રહેશે.

આજ સુધીમાં મોક્ષમાં ગયેલા અનંતા આત્માઓમાંથી એક પણ આત્માએ ગમે તેવી વિકટ, વિપરીત પરિસ્થિતિમાંય બીજાને અથવા તો પરિસ્થિતિને જવાબદાર માનીને કેવળજ્ઞાન મેળવ્યું નથી. સામાને હલકા, તુચ્છ, નાલાયક માનવા પર કેવળજ્ઞાન તો દૂર રહ્યું; પરંતુ સમ્યગ્દર્શન પણ પમાતું નથી. જ્યારે ઘાણીમાં પીલાતા ૫૦૦-૫૦૦ બડભાગી મુનિવરો કેવળજ્ઞાન પામી ગયા તો એ વખતે તેમના દિલમાં કેવી ઉદાત્ત વિચારણાઓ ચાલતી હશે તેની આપણે તો કલ્પના જ કરવી રહી ને ?

જ્યાં સુધી અનાદિની ચીલાચાલુ જીવનપદ્ધતિ દૂર નહિ કરીએ ત્યાં સુધી જીવનમાં સાત્ત્વિક આનંદની કોઈ અનુભૂતિ નહિ થાય. લાભ અને નુકસાનીના અત્યાર સુધીના અવળા ગણિતને ફેરવ્યા વિના વાસ્તવિક લાભનો આખી જિંદગી દરમ્યાન આછો પાતળોય ખ્યાલ નહિ આવે.

## એ તો વધુ સારા સમાચાર છે

બૉક્સિંગની રમતમાં એક બૉક્સરને વિજેતા થવા બદલ રૂ. ત્રણ લાખનું ઈનામ લાગ્યું. છાપાંઓમાં-સાપ્તાહિકોમાં તેના અનેક પ્રકારના રંગબેરંગી ફોટા આવ્યા. ચારે બાજુથી તેના પર અભિનંદનોની વર્ષા થઈ. પુષ્કળ હાર પહેરાવાયા.

આવા સમયે એક ભાઈ તેની પાસે આવ્યા. ખાનગીમાં જઈને બૉક્સરને વાત કરી, 'સાહેબ ! મારી પુત્રીને કૅન્સરનું ભયંકર દર્દ લાગુ પડ્યું છે. દવા લાવવાના પૈસા નથી. તાત્કાલિક હૉસ્પિટલમાં દાખલ કરવી પડે તેમ છે. ઓછામાં ઓછા રૂ. ૩૦૦૦ની જરૂર છે. આપને ત્રણ લાખ રૂપિયાનું ઈનામ લાગ્યું છે, તો તેમાંથી રૂ. ૩૦૦૦ ન આપી શકો ? મારી પુત્રીનો જાન આપના હાથમાં છે.'

આ ભાઈની વાત સાંભળીને વિજેતા બૉક્સરે પોતાના સેક્રેટરીને બોલાવી એ

ભાઈને રૂ. ૩૦૦૦ આપવા જણાવ્યું. સેક્રેટરીએ રૂપિયા ચૂકવી દીધા.

બીજે દિવસે સેક્રેટરીએ બૉક્સરને કહ્યું, 'સાહેબ ! આપ છેતરાઈ ગયા.'

'કેમ ? શું થયું ?'

'ગઈ કાલે આવેલો માણસ તો બનાવટી હતો.'

'એટલે ?'

'તેની છોકરીને કૅન્સર છે જ નહિ.'

'એમ ?'

'એમ શું ? રૂ. ૩૦૦૦ પડી ગયા એનું શું ?'

'ભલા માણસ ! રૂ. ૩૦૦૦ આપ્યા પછી પણ એની છોકરીને કૅન્સર છે જ એવા સમાચાર મળ્યા હોત તો મને જે આનંદ થાત તેના કરતાં લાખો -કરોડો ગણો આનંદ આ સમાચારે થયો છે કે 'તેને કૅન્સર છે જ નહિ !' રૂ. ૩૦૦૦ તો પાછા આવી શકત; પરંતુ એની પુત્રીને ખરેખર કૅન્સર હોત અને મરી ગઈ હોત તો તેનો જાન ક્યાંથી પાછો આવત ? એટલે મારે મન તો પૈસા કરતાં પ્રાણ બચી ગયા એ જ મુખ્ય છે !'

પેલો સેક્રેટરી શું બોલે ?

## દિલને કોમળ બનાવો

વિચારજો, અંતરમાં કોમળતાની પરિણતિ કેવી વિકસી હશે ત્યારે મોઢામાંથી આવાં વાક્યો નીકળ્યાં હશે ! તુચ્છ અને ક્ષુદ્ર દિલ આવાં વાક્યો ઉચ્ચારી શકતું નથી. અરે ! આવી ઉદારતા કેળવનારને ભલું હોય તો સલાહ આપવાય જાય કે 'જોયું ને ? દયા ડાકણને ખાય એ આનું નામ ! તમે કરવા ગયા પરોપકાર અને પેલો ઉઠાવી ગયો તમારા ૩૦૦૦ ! કરો મજા.'

આવા તુચ્છ દિલવાળાને ખબર નથી હોતી કે આવાં વાક્યો બોલવા દ્વારા તે કેટલા ભયંકર અનર્થો સર્જી રહ્યો છે ! સામો માણસ ધર્મશ્રદ્ધામાં મજબૂત ન હોય તો આવા તોછડાઈભરેલા વાક્યે તેની ધર્મશ્રદ્ધા તૂટી જતાં વાર શી લાગે ? પોતાને તો કોઈ સત્કાર્યો કરવાં નહિ અને બીજાનાં સત્કાર્યોને તોડી પાડ્યા વિના રહેવું નહિ ! આવા માણસોનો આજે રાફડો ફાટ્યો છે. 'કોઈ ને કોઈ આડીઅવળી રજૂઆતથી સામાની સત્પ્રવૃત્તિ તોડવી' આવી તુચ્છ મનોવૃત્તિ ધરાવનારાઓએ અનેક બાળજીવોને ધર્મારાધનાથી વિમુખ બનાવી દીધા છે.

કોઈના ઘરમાં તમે સળગતો દીવો જોયો છે ? એ દીવાને સળગાવવા માટેની મહેનત તમે જોઈ છે ? દીવો સળગાવવા માટે કેટકેટલી ચીજો જોઈએ એ ખ્યાલ છે ? કોડિયું જોઈએ, વાટ જોઈએ, તેલ જોઈએ, માચીસ જોઈએ, વધુપડતો પવન ન આવતો હોય તેવી જગ્યા જોઈએ. આટઆટલી ચીજોની હયાતી હોય ત્યારે દીવો સળગે છે અને

એક વાર એ દીવો સળગ્યા પછી પણ કેટકેટલી જાગૃતિ હોય ત્યારે લાંબા સમય સુધી એ દીવો સળગેલો રહે છે ! પરંતુ આ દીવાને બુઝાવવો હોય તો ? એક ફૂંક મારો, દીવો ઓલવાઈ જશે ! કેટકેટલી મહેનત બાદ સળગેલો અને ટકેલો દીવો, માત્ર એક જ ફૂંકે તેનું જીવન પૂરું થઈ જાય ! એ બતાવે છે કે દીવો સળગાવવો કઠિન છે, બુઝાવવો તો બહુ સહેલો છે !'

## આરાધનાનો જલતો દીવો

આરાધનાનુંય આવું જ છે. કોકને ક્યાંકથી આરાધના અંગેની પ્રેરણા મળે છે ત્યારે એ આરાધના કરવા તૈયાર થાય છે; પણ આ આરાધના શરૂ કરતાં પહેલાં તેને મહેનત કેટલી પડે છે ? એક તો અનાદિની અવળી અસત્પ્રવૃત્તિઓને મન મારીને તેને અટકાવવી પડે છે. સત્પ્રવૃત્તિ શરૂ કરવા માટે મનને તૈયાર કરવું પડે છે, એ અંગે પોતાની ઇન્દ્રિયોને એ માર્ગે વાળવી પડે છે. આવી અનેકવિધ મુશ્કેલીઓમાંથી હેમખેમ પસાર થયા પછી તેના જીવનમાં આરાધનાનો દીપક પ્રગટે છે. એ પ્રગટ્યા પછી પણ કેટકેટલી જાગૃતિ રાખે ત્યારે એ દીપક પ્રગટેલો રહે છે. આવા પ્રગટેલા દીપકને બુઝાવી નાખવામાં કાંઈ બહાદુરી નથી; મહેનત પણ નથી.

એકાદ વાક્ય કુતર્કભરેલું બોલો એટલે પેલાનો દીપક ઓલવાઈ જશે. સિફતપૂર્વક એવો વાક્યાડંબર ઊભો કરો એટલે પેલો એ આરાધનાને છોડી બેસશે. 'તમે બેસણું કર્યું અને બીજે દિવસે રાતના ખાધું ? આવા તપની શી કિંમત ? રૂપિયા ટિપમાં લખાવ્યા અને પાછું નામ લખાવ્યું ? તમારું દાન નકામું થઈ ગયું ! એક બાજુ વ્યાખ્યાન સાંભળો અને બીજી બાજુ સિનેમાનાં ગીતો સાંભળો. તો તમે વ્યાખ્યાનમાં સાંભળ્યું શું ? વ્યાખ્યાનને શું કામ લજવો છો ? આના કરતાં વ્યાખ્યાનમાં ન જ જતા હો તો ? અલ્યા ! લેંઘો પહેરીને પૂજા કરી ? નકામી ગઈ તારી પૂજા. પૂજા તો ધોતિયું પહેરીને જ કરવી જોઈએ.'

બસ, સામા જીવની કક્ષા જોયા વિના આવી વાતો રજૂ કરવાથી થાય શું ? માંડ માંડ પેલાએ જીવનમાં યત્કિંચિત્ ધર્મારાધનાની શરૂઆત કરી હોય એ ત્યાંથી જ પાછો ફરી જાય ! હા, આનો અર્થ એવો નથી કે તેને માર્ગ સમજાવવો જ નહિ. માર્ગ જરૂર સમજાવવો પણ સામા જીવની માનસિક ભૂમિકા જોઈને, તથા સામાનો ધર્મઉત્સાહ જરાય મોળો ન પડે એ સાચવીને. દીવાને પવનથી ત્યાં સુધી જ સાચવવો પડે છે કે જ્યાં સુધી એ પ્રચંડ અગ્નિના રૂપને ધારણ નથી કરતો. જેવો એ પ્રચંડ અગ્નિના રૂપને ધારણ કરે છે પછી પવન તો શું વંટોળિયો ફૂંકાય ને તોય એ અગ્નિને બુઝવી શકતો નથી. અરે ! બુઝાવવાની વાત તો ઘેર ગઈ, પણ વંટોળિયાનો એ પવન અગ્નિને વધુ ને વધુ પ્રજ્વલિત કરે છે.'

એ જ રીતે ધર્મારાધનાના માર્ગે પ્રયાણ કરતાંકરતાં જે જીવો આરાધનાને પોતાના

જીવનધન સમાન બનાવી લે છે, આરાધના પ્રત્યેની શ્રદ્ધાને અસ્થિમજ્જા બનાવી લે છે પછી તમે તેની પાસે કડક શબ્દોમાં માર્ગની રજૂઆત કરો ને, તેની શ્રદ્ધા તૂટવાને બદલે વધુ મજબૂત થશે ! પણ જે આત્માઓની આવી કક્ષા જ નથી તેમની પાસે માર્ગની ઉપલી કક્ષાની રજૂઆત કરો તો શક્ય છે કે એ આરાધનામાં આગળ વધવાને બદલે કદાચ આરાધનાને જ છોડી બેસે !

આજે આ બાબતમાં ઘણી જગ્યાએ ભારે ઉપેક્ષા સેવાઈ રહી હોય તેવું લાગે છે. એક કાળ એવો હતો કે પ્રતિક્રમણ કરવા આવનારનો હીરાનો હાર કોઈ ચોરી જાય તોય હાર ચોરનારને દંડવાને બદલે 'છતી શક્તિએ મેં સાધર્મિક ભક્તિ ન કરી ત્યારે સાધર્મિકને હાર ચોરવાની દુર્બુદ્ધિ પેદા થઈને ?' આવા વિચારે જેનો હાર ચોરાયો હોય તે ગુરુદેવ પાસે જઈને પ્રાયશ્ચિત્ત માગતા હતા. જ્યારે આજે હાલત મોટે ભાગે એવી છે કે ચંપલ ચોરનેય કોઈ છોડવા તૈયાર નથી. અરે ! જેમનાં ચંપલ ન ચોરાયાં હોય તેવા માણસોય ચંપલ ચોરને મારવા તૈયાર થઈ જાય છે. આવી નીચલી કક્ષાએ બેઠેલા જીવોની માનસિક ભૂમિકા કેવી હશે, તેની કલ્પના આસાનીથી થઈ શકે છે. હવે આ ભૂમિકાને જોઈને તેની સાધનાની ચોકસાઈની વાત કરવામાં આવે તો-તો વાંધો નહિ; પરંતુ એ જોયા વિના વાત કરવામાં જોખમ પૂરેપૂરું છે. તેની સાધનાને ધક્કો લાગવાની પૂરી શક્યતા છે.

## આરાધનામાં જોડો

પર્યુષણમાં અઠ્ઠાઈની ભાવનાથી કોઈએ ઉપવાસનું પચક્ખાણ કર્યું એ જ દિવસે સાંજે તમને એ રસ્તામાં મળ્યો. ઉપવાસની અસર તેના મોઢા પર દેખાતી હતી. એને જોઈને તમે સીધો ધડાકો કર્યો, 'કાલે પારણું કર પારણું, અઠ્ઠાઈ કરનારાનાં લક્ષણ આવાં ન હોય, મોઢું તો જો તારું ! દીવેલ પીધા જેવું થઈ ગયું છે !' ખલાસ તમારા આટલા જ શબ્દોએ મહા મહેનતે સળગેલો તેનો આરાધનાનો દીપક બુઝાવી નાખ્યો ! તેનું મન જ તમે ભાંગી નાખ્યું. હવે બીજે દિવસે આગળ વધવાની તાકાત હશે તોય તે આગળ નહિ વધી શકે, અચૂક પારણું કરશે.

તમે શું કર્યું ? તેના ભાવપ્રાણની કતલ કરી નાખી. માત્ર આ વખતે જ નહિ, ભવિષ્યમાં ક્યારેય તેને અઠ્ઠાઈ કરવાનું મન જ ન થાય એવું કામ તમારા શબ્દોએ કરી નાખ્યું. આના બદલે તમે એમ કહ્યું હોત કે 'ભાઈ ! તારી હિંમત ગજબ છે. લાગે છે કે તું આસાનીથી અઠ્ઠાઈ સુધી પહોંચી જઈશ. હા, એક વાત ખ્યાલમાં રાખજે કે પહેલો ઉપવાસ તો થોડો આકરો લાગે જ; પણ મન મક્કમ કરીને આગળ વધીશ તો જરૂર વાંધો નહિ આવે. ઝુકાવી જ દે અઠ્ઠાઈ, વારંવાર આવી ભાવના થતી નથી.' તમે આવું પોરસ ચડાવ્યું હોત તો શક્ય છે કે તે કદાચ અઠ્ઠાઈ સુધી પહોંચી જ ગયો હોત. અરે ! કદાચ ન પહોંચ્યો હોત તોય ભવિષ્યમાં અઠ્ઠાઈ કરવાની ભાવના તેની અકબંધ રહી ગઈ હોત !

# ઈનામ

અમે એક ગામમાં ચોમાસું હતા. સાંજના સમયે એક ભાઈ પોતાના ૧૦ વરસની ઉંમરના છોકરાને પ્રતિક્રમણ કરવા સાથે લઈ આવ્યા. પ્રતિક્રમણમાં છોકરાએ થોયનો આદેશ માગ્યો અને તેને મળ્યો.

સુંદર કંઠમાં 'કલ્લાણ કંદં'ની થોય બોલ્યો. થોય ખૂબ સારી રીતે બોલ્યો. પ્રતિક્રમણ પૂરું થયા પછી એક ભાઈએ જાહેરાત કરી, 'જે છોકરો કલ્લાણ કંદંની થોય બોલ્યો છે તેને રૂ. ૧૦૧ નું ઇનામ હું આપું છું.'

પેલો છોકરો તો ખૂબ ખુશ થઈ ગયો.

બીજે દિવસે એ છોકરાના પિતાજી ઉપાશ્રયમાં આવ્યા, 'મહારાજસાહેબ ! ગઈ કાલે ૧૦૧ રૂ. નું ઇનામ બીજા ભાઈ પાસે મેં જ જાહેર કરાવેલું.'

'કેમ ?'

છોકરાને પાઠશાળાએ જવાનું કહીકહીને થાક્યો પરંતુ કોઈ હિસાબે એ પાઠશાળા જવા તૈયાર જ નહોતો. ગઈ કાલે માંડમાંડ સમજાવીને પ્રતિક્રમણ કરવા લઈ આવ્યો ! થોયનો આદેશ માગવા સમજાવ્યો. બોલ્યા પછી ઇનામ જાહેર કરાવ્યું. બસ, મારું કામ પતી ગયું. પ્રતિક્રમણ કર્યા પછી ઘરે આવતાંઆવતાં છોકરાએ સામે ચાલીને મને કહ્યું, 'બાપુજી ! કાલથી પાઠશાળામાં હું રોજ જઈશ હોં ! એક દિવસનોય ખાડો નહિ પાડું !' ઘણા દિવસોની શિખામણે જે કામ ન કર્યું એ કામ આ ઇનામની યુક્તિએ કરી દીધું !

હું તો કહું છું કે કોઈના જીવનમાં આરાધનાનો દીપક પ્રગટાવવા માટે તમારી શક્તિ હોય તો તેલ, દીવેટ, દીવાસળી, માચીસ કે કોડિયું, જે બની શકાય તે બનજો પરંતુ ફૂંક જેવા બનીને કોઈની આરાધનાને બુઝાવી નાખવાનું પાપ જિંદગીમાં ક્યારેય કરશો નહિ.

***દીવો સળગાવવો કઠિન છે, બુઝાવવો સહેલો છે.***
***મકાન બનાવવું કઠિન છે, તોડવું સહેલું છે,***
***રૂપિયા કમાવા કઠિન છે, ગુમાવવા સહેલા છે.***
***પહાડ પર ચડવું કઠિન છે, પડવું સહેલું છે.***
***લખવું કઠિન છે, ભૂંસવું સહેલું છે.***

**બસ, આ જ રીતે બીજાને આરાધનામાં ચડાવવા કઠિન છે, પાડવા સહેલા છે.**

આવા હલકા ધંધા કરનારાઓ ભવાંતરમાં બોધિદુર્લભ બનાવવા ચીકણાં કર્મો ઉપાર્જી રહ્યા છે. બીજાને આરાધનાઓથી ભ્રષ્ટ કરનારો આરાધનાથી ભ્રષ્ટ થાય તેમાં શું આશ્ચર્ય છે ?

## સમજપૂર્વક બોલો

ભૂલશો નહિ, અહંકારના તોરમાં અને ઈર્ષ્યાના પાપમાં બીજાને ઉતારી પાડવા માટે ગમે તેવા શબ્દો બોલવા બહુ સહેલા છે; પરંતુ તેની સજા ખૂબ આકરી છે; કારણકે આવા શબ્દોમાં ક્યારેક ઉત્સૂત્ર ભાષણ થઈ જવાની પણ સંભાવના પડી છે.

ધર્મારાધનાની ભાવના તો કેળના તાર કરતાંય પાતળી છે. સાવ મામૂલી નિમિત્ત પણ એ શુભ ભાવનાને તોડી નાખનારું બની શકે છે અને એટલે જ બીજાની ધર્મારાધનાઓ અંગે અભિપ્રાય આપી દેવામાં ખૂબ જોખમ રહેલું છે.

હું તો તમને એટલું કહું છું કે જે બાબતમાં તમારી જાણકારી ન હોય તે બાબતમાં કોઈ પણ જાતનો અભિપ્રાય ન આપો. મૌન થઈ જાઓ. કોલસાનો વેપારી ક્યારેય ઝવેરાતના ધંધા અંગે અભિપ્રાય આપતો નથી. અને અભિપ્રાય ન આપવાથી એ મૂરખ પણ ઠરતો નથી. બસ, એ જ રીતે ધર્મારાધનાની બાબતમાં જાણકારી ન હોય તો અભિપ્રાય આપી દેવામાં ઉતાવળ કરવા જેવી નથી.

## હું મૂરખ છું

દર્શનશાસ્ત્રોના એક ભારે વિદ્વાન પંડિત અંગે કોઈએ બહાર વાત ઉડાડી, 'એ તો મૂરખ છે મૂરખ ! જાણકારી કાંઈ છે નહિ અને વિદ્વત્તાનું લેબલ લગાવીને દુનિયામાં ફરે છે !'

ચારે બાજુ આવી ગાળો પડવા છતાં એ પંડિતજી તો જરા પણ ઊકળ્યા નહિ, ગરમ થયા નહિ ! ત્યારે વિરોધી જૂથમાંનો એક માણસ સીધો પંડિતજી પાસે આવ્યો અને પંડિતજીને પૂછ્યું, 'મહાશય ! તમારે માટે ચારે બાજુ 'તમે મૂરખ છો' એવી વાતો ઊડે છે તો એ અંગે તમારું શું કહેવું છે ?'

'શું કહેવાનું હોય ? હું મૂરખ છું જ !'

'શી વાત કરો છો ?'

'હા, સાવ સાચી વાત કરું છું. હું કાંઈ સર્વજ્ઞ નથી કે આ દુનિયાની સઘળી હકીકતો હું જાણતો હોઉં. જ્ઞાનનો સાગર તો અગાધ છે. મારી યત્કિંચિત્ પણ જાણકારી છે તે માત્ર દર્શનશાસ્ત્રોના વિષયમાં ! એ સિવાયના તમામ વિષયોમાં હું સાવ અબૂઝ છું અને જ્ઞાનનો વિષય છોડી દો તો બાકીના આ દુનિયાના અઢળક વિષયોમાં તો મારી ચાંચ પણ ડૂબે તેવી નથી. હવે તમે જ કહો, હું મૂરખ નહિ ? ચોખાનો ભાવ પૂછો તો મને ખબર નથી. ઝવેરાતની જાત પૂછો તો હું કાંઈ જાણતો નથી. ગણિતના વિષયમાં મારું મગજ જ કામ કરતું નથી. આટઆટલા વિષયોમાં રહેલા મારા અબૂઝપણાને નજરમાં રાખીને મારે માટે કોઈએ મૂરખ હોવાની વાતો કરી હોય તો એ અફવા નથી, પણ

ખરેખર વાસ્તવિક્તા છે !'

પેલો વિરોધી તો પંડિતજીની આટલી નિખાલસતા પર ઓવારી ગયો. પંડિતજીની ક્ષમા માગીને ચાલતો થયો.

## જાણ્યા વિના અભિપ્રાય ન આપો

આ જ બાબત શા માટે આપણે ધર્મના ક્ષેત્રમાં ન અપનાવીએ ? જાણકારી ન હોય તો અભિપ્રાય ન જ આપીએ. યાદ રાખજો, જાણકારી ન હોવા છતાં આડેધડ અભિપ્રાય આપી દેવામાં જોખમ ભારે છે. કોઈ પૂછવા આવે, 'ભાઈ ! આજના મોંઘવારીના જમાનામાં શું સ્વામીવાત્સલ્યના જમણવાર કરવા બરાબર છે ?'

આવા સમયે તમે તમારા ભેજામાં આવે એવો ઉડાઉ જવાબ આપી દો તો સંભવ છે કે ઉત્સૂત્ર ભાષણ પણ થઈ જાય. સામાના દિલમાં ધર્મ પ્રત્યેની ડગી ગયેલી શ્રદ્ધાને તમે કદાચ સાવ જમીનદોસ્ત કરવામાં નિમિત્ત બની જાઓ. આના કરતાં તમે કહી દો કે 'ભાઈ ! સ્વામીવાત્સલ્ય એ ભગવાન જિનેશ્વરદેવના શાસનનું એક ગૌરવવંતું અંગ છે. એ ક્યારે થાય અને ક્યારે ન થાય એની મને કોઈ વિશેષ જાણકારી નથી. એ અંગે સમજવું જ હોય તો ચાલો, જઈએ આચાર્ય ભગવંત પાસે. ત્યાં આપણને વ્યવસ્થિત સમાધાન મળી જ જશે.'

આ પદ્ધતિ અપનાવવામાં જોખમ જરાય નહિ અને લાભનો કોઈ પાર નહિ. શક્ય છે કે આચાર્ય ભગવંત પાસે જવામાં આ એક જ નહિ, એના જેવા બીજા પણ અનેક પ્રશ્નોનાં સમાધાન થઈ જાય. અરે ! આચાર્ય ભગવંતના વાત્સલ્ય છલકતા હૈયાના પરિચયે એ ભાઈને આચાર્ય ભગવંત પર ભારે સદ્ભાવ પણ ઊભો થઈ જાય અને એ હિસાબે વારંવાર આચાર્ય ભગવંત પાસે આવવાનું બનવા માંડે અને જીવન ધર્મારાધનાઓથી મઘમઘતું બની જાય,

પણ આ ક્યારે બને ? પ્રશ્નનો જવાબ તમે આપવાને બદલે આચાર્ય ભગવંત પર છોડ્યું હોય ત્યારે ! જૈન શાસનને તાર્કિક શિરોમણિ પરમ શાસન પ્રભાવક ૧૪૪૪ ગ્રંથોના રચયિતા સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિ મહારાજની ભેટ આપનાર આ ગૌરવવંતી પ્રણાલિકા હતી. જે ગાથાનો અર્થ હરિભદ્ર બ્રાહ્મણ સાધ્વીજીને પૂછવા ગયેલા એ ગાથાનો અર્થ સાધ્વીજી જાણતાં હતાં છતાં તેમણે હરિભદ્ર બ્રાહ્મણને આચાર્ય ભગવંત શ્રી જિનદત્ત સૂરીશ્વરજી મહારાજ પાસે મોકલ્યા અને એ આચાર્ય ભગવંતે હરિભદ્ર બ્રાહ્મણને છેક હરિભદ્રસૂરિ સુધી પહોંચાડી દીધા !

## પવિત્રતમ મર્યાદા

વિચારો, જૈનશાસનની પવિત્રતમ મર્યાદાને ! અર્થ જાણવા છતાં પોતાના વડીલ વિદ્યમાન હોય તો એ અર્થ જાણવા આવનારને ત્યાં જ મોકલાય. પોતાનાથી જવાબ

આપી ન દેવાય. તો જે બાબતનો અર્થ આપણે જાણતા જ ન હોઈએ તેનો અર્થ તો આપણાથી આપી જ શી રીતે દેવાય ?

સાધ્વીજી શ્રી યાકિની મહત્તરાએ હરિભદ્ર બ્રાહ્મણને પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રી જિનદત્તસૂરીશ્વરજી મહારાજ પાસે ન મોકલતાં પોતે જ એ ગાથાનો અર્થ સમજાવી દીધો હોત તો ? કદાચ શ્રી જિન શાસનને આવા અજોડ શાસન પ્રભાવક શ્રી હરિભદ્રસૂરિ મહારાજ સાંપડ્યા જ ન હોત !

આજે આ બાબતમાં હાલત ઘણી બગડી ગઈ છે. 'સૂંઠને ગાંગડે ગાંધી' થનારાઓનો આજે તોટો નથી. વરસમાં માત્ર એક જ વાર ઉપાશ્રયમાં આવનારો માણસ પણ સાધુ ભગવંતોની પ્રવૃત્તિ માટે, અંજનશલાકાદિ મહોત્સવો માટે આડેધડ અભિપ્રાયો આપતાં જરાય અચકાતો નથી. સાતેય ક્ષેત્રોની સંપત્તિની જૈનશાસને બાંધેલી મર્યાદાને જાણ્યા વિના એ સંપત્તિના ઉપયોગ અંગે બેફામ બોલનારાઓ આજે ઠેરઠેર મળતા રહે છે. સાધુ ભગવંતોના સંયમજીવનની સુરક્ષા અંગે શ્રી જિનાજ્ઞાએ આંકેલી લક્ષ્મણરેખા અંગે જેમતેમ બોલનારા પણ આજે શોધવા જવા પડે તેમ નથી. એક બાજુ આ સ્થિતિ છે તો બીજી બાજુ સાધુ ભગવંતોના સતત પરિચયમાં રહેનારાઓ અને વરસોથી વ્યાખ્યાન શ્રવણ કરનારાઓમાંના કેટલાકની પરિસ્થિતિ સાવ જુદી છે. તેઓ એમ જ સમજી બેઠા છે કે જૈનશાસનના રહસ્યની જાણકારી અમને મળી જ ગઈ છે. તેમણે આવી ગેરસમજના કારણે જ્યાં ક્યાંય પણ આરાધનામાં કચાશ રાખનારા જીવો જોયા છે ત્યાં સહિષ્ણુ બનવાને બદલે તેમના પર તૂટી જ પડ્યા છે. 'પ્રતિક્રમણ આમ થતું હશે ? તપશ્ચર્યા આને કહેવાતી હશે ? સાધુમહારાજ પાસે આ રીતે બેસાતું હશે ? મહારાજસાહેબ સાથે વાતચીત કરતાં આવડે છે કે નહિ ?' બસ, આવી મનોવૃત્તિના કારણે તેઓ નબળી ક્રિયાઓ કરનારા પર તિરસ્કાર કરી બેસે છે. અરે ! આનાથીય આગળ જાઓ તો સાધુ ભગવંતોના જીવનનું પણ 'પોસ્ટ મૉર્ટમ' તેઓ કરવા લાગ્યા છે. 'મહારાજસાહેબથી આવું થતું હશે ? આવી રીતે બોલાતું હશે ? આવાની સાથે બેસાતું હશે ?' બસ, આવા ને આવા તુચ્છ વિચારો કરીકરીને તેઓ સંયમીઓની પણ અવજ્ઞા કરવાનું ઘોર પાપ કરી બેઠા છે ! આ બંને પરિસ્થિતિ દુઃખદ છે. આત્માનું સંસાર પરિભ્રમણ વધારનારી છે.

સામા જીવની નબળી આરાધનાની સમીક્ષા કરનારા આપણે કોણ ? એની આરાધના જિનાજ્ઞા સાપેક્ષ છે કે જિનાજ્ઞા નિરપેક્ષ છે તેનો નિર્ણય કરનારા આપણે કોણ ? આપણી નજર સામે માત્ર તેનો બાહ્ય આચાર જ છે. તેના વિચારોની તો આપણને કોઈ જાણકારી જ નથી. તો પછી એ આરાધના અંગે ચોક્કસ 'જજમેન્ટ' આપવાનો આપણને શો અધિકાર છે ? સામા જીવના વર્તન માટે આપણે બાંધેલું અનુમાન સાચું જ છે, એની ખાતરી શી ?

## કેટલો નસીબદાર છે ?

એક ભાઈને કરિયાણાની દુકાન હતી. ઘરાકી એટલી બધી જોરદાર કે વહેલી સવારથી દુકાન ખોલી નાખવી પડે અને એના કારણે દેરાસર દર્શન કરવા પણ ન જઈ શકે. આ જ ભાઈની પાડોશમાં રહેનારા બીજા ભાઈ રોજ સવારના સાત વાગ્યે ઘરેથી નીકળીને દેરાસર પૂજા કરવા જાય.

જે વખતે એ ભાઈ પૂજાનાં કપડાં પહેરીને આ કરિયાણાવાળાની દુકાન પાસેથી પસાર થાય ત્યારે એ દુકાન પર જામેલી ઘરાકી જોતાં તેના મનમાં એમ થઈ જાય કે 'કેટલો નસીબદાર છે આ દુકાનદાર ! ઊઠ્યો ત્યારથી ઘરાકી જામે તે છેક રાત સુધી જામેલી જ રહે ! આપણે તો દેરાસરમાં જઈને ભગવાનની ભક્તિ બબ્બે કલાક કરીએ તોય ઘરાકીનું નામનિશાન નહિ.'

હવે પેલા દુકાનદારની નજર પૂજાનાં કપડાં પહેરીને દેરાસર જઈ રહેલા આ ભાઈ પર પડે એટલે તરત જ તેના મનમાં થઈ જતું, 'કેટલો નસીબદાર છે આ પુણ્યાત્મા ! સવારના પહોરમાં ઊઠ્યો ત્યારથી જ ધર્મની આરાધના ચાલુ ! મારા લમણે આ દુકાન એવી વળગી છે કે આખા દિવસમાં ભગવાનનાં દર્શન પણ પામી શકતો નથી. ક્યારે એવો ધન્ય દિવસ આવે કે હું પણ આ ભાઈની જેમ સવારના પહોરમાં પરમાત્માની મૂર્તિનો સ્પર્શ કરવાનું સદ્‌ભાગ્ય પામું !'

હવે આ બેમાં તાત્ત્વિક દૃષ્ટિએ વિચારો તો વધારે આગળ કોણ છે ? પૂજા કરવા જનારો કે દુકાને બેસનારો ? કહેવું જ પડશે કે દુકાને બેસનારો !

## આચારશુદ્ધિ

અલબત્ત, આનો અર્થ એવો નથી કે 'ક્રિયા ગમે તેવી કરો પણ મનમાં પરિણામ ચોખ્ખાં રાખો તો કોઈ જાતનો વાંધો નથી.' રાજમાર્ગ તો એ જ સ્વીકારવો પડશે કે આચારશુદ્ધિ વિના જીવનવિકાસ શક્ય જ નથી. અરે ! એક વાર કદાચ વિચારો બગડેલા હશે ને તો જ આચારશુદ્ધિની એ તાકાત છે કે ધીમેધીમે વિચારોની શુદ્ધિ લાવી દેશે પણ જેમણે માત્ર વિચારશુદ્ધિ પર જ જોર આપ્યું અને તદનુસાર આચરણની ઉપેક્ષા કરી તેઓ તો પોતાની વિચારશુદ્ધિ પણ ગુમાવી બેઠા. આમાં મુખ્ય વાત તો એ છે કે હકીકતમાં જ જેનામાં વિચારશુદ્ધિ છે તે આચારશુદ્ધિ માટે તો તરફડતો જ હોય ! ભલે પેલો દુકાનદાર બેઠો હતો દુકાનમાં, પણ તેની ઇચ્છા તો એક જ હતી કે ક્યારે આ દુકાનની લપમાંથી છૂટું અને પેલા પુણ્યાત્માની જેમ હું પણ સવારના પહોરમાં પરમાત્માની પૂજા કરવામાં એકાકાર બની જાઉં !

ત્યારે તો શાસ્ત્રકારો કહે છે ને કે 'તાણી આણે સમકિત વિરતિને.' સમ્યગ્દર્શનની આ તાકાત છે કે તે વિરતિને ખેંચી લાવે છે.

આપણી વાત તો એ હતી કે બીજાના નબળા આચારોને જોઈને જ્યારે તેના પર તિરસ્કાર કરવાનું મન થઈ જાય ત્યારે આ વિચાર આપણે મુખ્ય રાખવો કે 'તેના મનમાં શુભ ભાવોની છોળો નહિ જ ઊછળતી હોય તેની ખાતરી શી ? મારી નજર સામે માત્ર તેના આચારો જ છે. તેના વિચારો તો હું જાણી શકતો નથી. તો પછી અધૂરી પરિસ્થિતિના દર્શને તેને હલકો માની લેવાની ઉતાવળ મારે શું કામ કરી લેવી ? આ વિચારની તાકાત છે કે ગમે તેવા હલકા આચારવાળાને જોવા છતાં તેના પ્રત્યે તિરસ્કારભાવ તો નહિ જ જાગે. પરંતુ તેના પ્રત્યેનો સદ્ભાવ અકબંધ રહેશે !

જાત માટેના અને જગતના જીવો માટેના માપદંડ અલગ રાખવા પડશે. હા, આપણા પોતાના જીવનમાં આચારશુદ્ધિ ગમે તેટલી જોરદાર હોવા છતાં શુભ વિચારોનાં ઠેકાણાં ન હોય તો આપણે એ આચારશુદ્ધિ પરથી આપણી જાતને એકદમ સારી માની લેવાની જરાય જરૂર નથી. જ્યારે સામી બાજુ જગતના જીવોમાં આચારશુદ્ધિનાં કોઈ ઠેકાણાં ન હોય તોય તેને તેટલા માત્રથી 'ખરાબ' માની લેવાની જરાય જરૂર નથી.

## રાગ-દ્વેષની માત્રા ઘટાડો

ટૂંકમાં, રાગ-દ્વેષની પરિણતિ તોડવા માટે જાત માટે અને જગતના જીવો માટે આવી વિચારણા અપનાવ્યા વિના ચાલે તેમ નથી. કરી જુઓ એક વાર આ અખતરો. પછી ખ્યાલ આવશે કે જીવમાત્ર પ્રત્યે મૈત્રી કેવી જામે છે ?

કેવી અદ્ભુત ક્ષમા કેળવી હશે ખંધક મુનિએ કે જીવતાં ચામડાં ઉતારવા આવેલા મારાઓને તેઓશ્રીએ પૂછ્યું, 'તમને ચામડી ઉતારવી કઈ રીતે ફાવશે ? તપ વગેરેથી મારી કાયા એવી કૃશ થઈ ગઈ છે કે ચામડી હાડકાંની સાથે ચોંટી ગઈ છે. અને એટલે જ તમે કહો તે રીતે ઊભો રહું કે જેથી તમને ચામડી ઉતારતાં તકલીફ ન થાય !'

આ મહાત્માએ જિનાજ્ઞાને કેવી હાડોહાડ વસાવી હશે કે જેના કારણે આવા નિશ્ચિત મોત લાવનારા કષ્ટમાંય તેઓશ્રીની સ્વસ્થતા એવી ને એવી જ જળવાઈ રહી છે. અરે ! એટલું જ નહિ, એ મોતમાં નિમિત્ત બનનારા મારાઓ પ્રત્યે પણ તેઓશ્રીની મૈત્રી અતૂટ રહી શકી છે !

મામૂલી ઠંડી-ગરમીમાંય આકુળવ્યાકુળ થઈ જનારા આપણા જેવા હીનસત્ત્વો માટે આ પ્રસંગની કલ્પના કરવીય કઠિન છે. ચડ ચડ ચડ કરતાં શરીર પરથી ચામડાં ઊતરી રહ્યાં છે અને બીજી બાજુ સમતાસાગર આ મુનિવરનાં કર્મોના ગંજના ગંજ આત્મા પરથી ઊતરી રહ્યા છે ! શરીર ખતમ થતાંથતાં તો આ મહાત્માએ કર્મોને ખતમ કરી નાખ્યાં અને શાશ્વત સુખ પામી ચૂક્યા !

હત્યા કરવા આવનારા પર પણ હૈયાનાં હેત વરસાવવાની કળા આત્મસાત્ કર્યા વિના જગતના જીવ સાથે મૈત્રી જામવી અતિ કઠિન છે અને આ મૈત્રી જામ્યા વિના

મોક્ષપ્રાપ્તિ પણ અશક્ય છે. તેથી જ આપણી આ વિચારણા છે કે પરિસ્થિતિઓને ફેરવવાના બહુ પ્રયત્નો કરવા કરતાં મનઃસ્થિતિને જ ફેરવતા જાઓ. જેવું મન ફરશે, મૈત્રી જમાવવાના રાહે જ મન જેવું દોડશે એટલે આપોઆપ પરિસ્થિતિ તમને અનુકૂળ થતી જશે.

બીજાં ક્ષેત્રોની વાત છોડો; પરંતુ આ ક્ષેત્રમાં માત્ર એક જ વાત છે. '**तह तह पयट्टिअव्वं जह जह रागद्दोसा विलिज्जंति**' તેવી જ પ્રવૃત્તિ કરો કે જેને કારણે તમારી રાગ-દ્વેષની પરિણતિ તૂટે ! ધંધાની સફળતાનો આધાર છે 'નફો'. આરાધનાની સફળતાનો આધાર છે 'રાગ-દ્વેષની પરિણતિનો હ્રાસ'. આરાધનાના માર્ગે તમે સફળ બની રહ્યા છો કે નહિ તેની આ કસોટી છે. 'રાગ-દ્વેષ કેટલા ઘટ્યા ?' આરાધનાના જીવનમાં આ વાતને આત્મસાત્ કરી લેજો. પછી જોજો, જગતની વધુ પડતી ચિંતા કરવાની વૃત્તિ આપોઆપ છૂટી જશે અને જાતને સુધારવાનું લક્ષ્ય મુખ્ય બની જશે. અને એ લક્ષ્ય બન્યા પછી જૂઠ,દગા,પ્રપંચ વગેરે પણ જીવનમાંથી રવાના થયા વિના નહિ રહે. આવું લક્ષ્ય બન્યા વિના જગતના જીવો સાથે તો ઠીક, પણ તારણહાર જગતપતિના શાસન સાથેય માયા કરવાનું છૂટવું મુશ્કેલ છે.

## ખોટી બે આની

શેઠ દેરાસરમાં દર્શન કરવા ગયા. પરમાત્માની સ્તવના કર્યા બાદ ભંડાર પર ખોટી બે આની મૂકી. એક છોકરો જોઈ ગયો. બહાર નીકળ્યા પછી છોકરાએ શેઠને કહ્યું, 'શેઠ ! ભગવાન પાસેય આવી છેતરપિંડી કરો છો ? ભંડાર પર ખોટી બે આની મૂકી ?'

'અલ્યા ! તને કાંઈ ખબર છે ? સાવ ખોટા ગણાતા ચિલાતીપુત્ર, ઈલાયચીકુમાર, દૃઢપ્રહારી વગેરે પણ આ પરમાત્માનું શરણ સ્વીકારવાથી સાચા થઈ ગયા. તો પછી આ ખોટી બે આની ભગવાનના શરણે ગયા પછી સાચી નહિ બને ? હા, શાકવાળા પાસે તો આ ખોટી બે આની ચલાવવા નથી ગયો ને ? એ તો ભગવાનના ચરણે મૂકી છે અને એટલે જ એ નિશ્ચિત પાવન થઈ જશે !'શેઠે ઠંડે કલેજે પેલા છોકરાને જવાબ આપ્યો.

છોકરો શું બોલે ?

જ્યાં કેવળ જડ પદાર્થોની જ બોલબાલા છે ત્યાં આવી હીન મનોવૃત્તિ આવ્યા વિના રહેતી નથી. જેને આધારે તરવાનું છે એની સાથે પણ આવી ચાલબાજી અને ફૂડકપટ કરવાનું મન થાય તો પછી આ જગતના જીવો સાથે માયા કરવાની વૃત્તિ તો છૂટવાની જ ક્યાંથી ? અને એ ન છૂટે ત્યાં સુધી આત્મકલ્યાણની ભૂમિકા પણ ઊભી થવાની ક્યાંથી ?

જડ પદાર્થો પ્રત્યેનો આંધળો રાગ સર્વત્ર આવાં પાપો કરાવતો જ રહે છે. પુણ્ય કદાચ અનુકૂળ હોય અને જડ પદાર્થોની પ્રાપ્તિ વધુ ને વધુ થતી હોય તો એ પ્રાપ્તિ મૂર્ચ્છાના પાપને વધુ મજબૂત બનાવતી જાય છે.

## જરૂરિયાત પૂરતું જ વસાવો

એક વાત ખાસ સમજી રાખજો કે માણસ વસ્તુઓનો સંગ્રહ એ વસ્તુઓના ઉપયોગ માટે જેટલો કરે છે તેના કરતાં વધુ તો પોતાના અહંકારને મજબૂત બનાવવા કરે છે. ચાર માણસની વચ્ચે પોતાનું 'નામ' રહે એ ગણતરીએ તે અધિક ને અધિક સંગ્રહ કરતો જ જાય છે. અરે ! શાન્તિથી એ વિચારતો પણ નથી કે હકીકતમાં આ સઘળી ચીજોની તેને પોતાને જરૂર છે ખરી ? 'બાજુવાળો ઘરમાં ટી.વી. લાવ્યો છે તો આપણેય લાવો. એ રેફ્રિજરેટર લાવ્યો છે તો આપણે લાવો.' આ ધૂનમાં ને ધૂનમાં નથી તો એ જરૂરિયાતનો વિચાર કરતો કે નથી તો પોતાની શક્તિનો વિચાર કરતો ! કોઈ પણ ચીજ ઘરમાં વસાવતાં પહેલાં પ્રામાણિકપણે આ બે બાબતોનો વિચાર કરો : (૧) આ ચીજની હકીકતમાં મારે જરૂર છે ખરી ? (૨) એ ચીજને ઘરમાં વસાવવા માટે મારી શક્તિ પહોંચે છે ખરી ? 'જરૂરિયાત અને શક્તિ'ના આ વિચારને વ્યવસ્થિત રીતે અમલી બનાવી દો તો જીવનમાં અનેક પ્રકારનાં પાપો આપોઆપ ઓછાં થયા વિના ન રહે !

'તમારી ઈચ્છા થાય એ ચીજો ઘરમાં ન લાવો; પરંતુ જેના વિના તમારે ન જ ચાલે એ જ ચીજો ઘરમાં લાવો.' આવી સલાહ એક ચિંતકે આ જગતના જીવોને આપી છે. આજના જીવોની આ બાબતમાં હાલમાં કઢંગી સ્થિતિ છે. પોતાના ઘરની સામે તેની જેટલી નજર છે તેના કરતાં બીજાના ઘર તરફ તેની નજર વધુ છે. ટૂંકમાં કહીએ તો બાજુવાળાના દૂધપાકને જોઈને પોતાની થાળીમાં રહેલો રોટલો ફેંકી દેવા એ તૈયાર થયો છે ! દૂધપાક તો મળતો નથી; પરંતુ હાથમાં રહેલો રોટલોય એ ગુમાવી બેસે છે !

**ગરીબ માણસો 'શક્તિ'ની મર્યાદાને તોડી બેઠા છે, શ્રીમંત માણસો 'જરૂરિયાત'ની મર્યાદાને ઓળંગી ગયા છે.** હાલત એવી છે કે ગરીબ માણસ શ્રીમંત માણસને નજર સામે રાખીને પોતાનું જીવનધોરણ નક્કી કરવા બેઠો છે અને એ પદ્ધતિએ એના જીવનમાં ભારે કટોકટી સર્જી દીધી છે !

ભલે શ્રીમંતે 'જરૂરિયાત' વિનાની ચીજો વસાવી; પરંતુ એ ચીજો વસાવવાની તેની આર્થિક શક્તિ તો હતી જ. અને એટલે એ ચીજો વસાવવામાં તેને બીજો કોઈ વાંધો તો નહોતો જ ! જ્યારે એના જીવનને નજર સામે રાખીને એના ઘરમાં રહેલી તમામ સામગ્રીઓ મેળવવાની ગરીબ માણસ પણ ઝંખના રાખે તો એ તો ખેંચાઈ જ જાય; કારણકે એ સામગ્રીઓની તેને જરૂરિયાત તો નથી; પરંતુ એ સામગ્રીઓ વસાવવાની તેની તાકાત પણ નથી. હવે શક્તિથી ઉપરવટ જઈને એ સામગ્રીઓ વસાવવા જતાં તે

અનેક રીતે મુશ્કેલીમાં મુકાયા વિના રહેવાનો નહિ. શ્રીમંતો ! 'જરૂરિયાત' થી આગળ ન જાઓ. ગરીબો ! 'શક્તિ' થી ઉપરવટ ન જાઓ. જુઓ, પછી જીવન જીવવાની મજા !

આટલી સીધીસાદી વાત પણ નથી સમજાતી એનું કારણ છે. 'આ સામગ્રીઓના સંગ્રહના આધારે અહંકારની પુષ્ટિ થાય છે. બસ, અહંની પુષ્ટિ જ આ સામગ્રીઓના સંગ્રહ પાછળ જીવને દોડાવે છે.

## સ્થાન ક્યાં છે ?

છ લાખ રૂપિયાના ખર્ચે નવો બંગલો બંધાવ્યા પછી શેઠ રોજરોજ કોઈને ને કોઈને એ બંગલો દેખાડવા પોતાના ઘરે લઈ આવે અને બંગલાની પ્રશંસા પોતે કરે. તેમના મોઢે આ બંગલાની પ્રશંસા સાંભળવાની સતત ઝંખના રાખે !

એક વાર એક ફિલોસૉફર આ બંગલામાં આવી ચડ્યા. શેઠે એની પાસે પણ બંગલાની ભારોભાર પ્રશંસા કરી. શેઠનું મગજ ઠેકાણે લાવવા ફિલોસૉફરે શરૂઆતમાં આડીઅવળી વાતો કર્યા પછી અચાનક શેઠને પૂછ્યું, 'શેઠ ! તમારે ત્યાં દુનિયાનો નકશો હશે ?'

'હા, હા, છે ને ! હમણાં જ લાવી આપું,' શેઠે જવાબ આપ્યો. પોતાના નોકર પાસે નકશો મંગાવ્યો. મોટો નકશો ખીંટી પર લટકાવ્યો. પછી હાથમાં લાકડી લીધી. શેઠના હાથમાં આપ્યા પછી શેઠને કહ્યું, 'જુઓ, હું તમને જે-જે સ્થાનોની માહિતી પૂછું તે-તે સ્થાનો ક્યાં આવ્યાં છે, તે આ લાકડીથી બતાવજો.'

'આમાં હિન્દુસ્તાન ક્યાં છે ?'

'આ રહ્યું.' શેઠે લાકડીથી બતાવ્યું.

'એમાં ગુજરાત ક્યાં છે ?'

'આ રહ્યું.' નાનું ટપકું બતાવ્યું.

'એમાં બનાસકાંઠા ક્યાં છે ?'

'એ તો શી રીતે દેખાય ?' શેઠે સામો પ્રશ્ન કર્યો.

'અનુમાન તો કરો, બનાસકાંઠા ક્યાં હોઈ શકે ?'

'અહીં હોઈ શકે.' શેઠે અનુમાનથી બતાવ્યું.

'આમાં પાલનપુર ક્યાં ?'

'એ તો દેખાય જ નહિ !' શેઠે જવાબ આપ્યો.

'તોય અનુમાનથી બતાવો.'

નાનું ટપકું શેઠે બતાવ્યું.

'આમાં તમારો બંગલો ક્યાં ?'

'મહેરબાન ! એ તો વળી દેખાતો હશે ?

'કેમ ન દેખાય ?'

'આખી દુનિયાના નકશામાં મારો બંગલો ? પાગલ થયા છો કે શું ?'

'શેઠ ! પાગલ તો હું છું કે તમે ? જે આવે તેની પાસે આ બંગલાની પ્રશંસા કરતાં તમે થાકતા નથી. તો મારે તમને એ સમજાવવું છે કે આખી દુનિયાની અપેક્ષાએ તમારા આ બંગલાની કોઈ જ કિંમત નથી. શા માટે એને જોઈજોઈને પાગલ થયા કરો છો ?' ફિલોસૉફરે શેઠને સંભળાવી દીધું.

શેઠ તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા.

કૂવાના દેડકા જેવી માણસની સ્થિતિ છે. કાંકરા જેવી સંપત્તિ અને કાંકરા જેટલી સંપત્તિ મળવા માત્રથી મૂછે લીંબુ રાખીને તે ફરતો થઈ જાય છે. પણ કોણ એને સમજાવે કે 'જરાક આ કૂવામાંથી બહાર નીકળ. પછી તને સમજાશે કે આ વિરાટ સાગરોના સાગરો આગળ તારા કૂવાની તો કોઈ જ ગણતરી નથી.'

ખૂબ મુશ્કેલ છે આ સમજણ ! અને આ આવ્યા પહેલાં સાધનાના જીવનની વાસ્તવિક અનુભૂતિ થવી જ કઠિન છે; કારણકે એ સમજણનો અભાવ સાધનાના માર્ગને પણ કલંકિત બનાવ્યા વિના નહિ રહે.

## સામગ્રી પાછળ દોડો નહિ

આ સમજણના અભાવમાં ચિત્તની સ્વસ્થતા જાળવવાનું પણ મુશ્કેલ છે; કારણકે નજર સતત 'અધિક' તરફ તથા 'સંગ્રહ' તરફ જ ઢળેલી રહે છે. અને આ લક્ષ જ જીવન સત્ત્વને નિચોવી નાખ્યા વિના રહેતું નથી. 'જે મળે તે ભેગું કરો. વધુ કઈ રીતે મળે તેની યોજના બનાવો.' આ જીવનપદ્ધતિને અને શાન્તિને તો બાર ગાઉનું છેટું છે!

'શાંતિ નથી જીવનમાં.' આવી ફરિયાદ કરનારાઓ અશાન્તિના મૂળ જેવી આ સામગ્રીઓ પાછળની દોટ જરાય ઓછી કરવા તૈયાર નથી. એ લોકોને એ દોટ પાછળ સમય પણ ઓછો પડે છે અને ક્ષેત્રો પણ ટૂંકાં પડે છે ! પહેલાંના કાળમાં માણસ ચાર-છ કલાક આજીવિકા મેળવવા માટે કાઢતો. પછી ધીમેધીમે એ છના આઠ, દશ, બાર કલાક થયા અને હવે ચોવીસ કલાક રખડપટ્ટી કરનારાઓ વધી રહ્યા છે. એ જ રીતે પહેલાં વેપાર પોતાના ગામમાં જ કરતા, પછી લાલચ વધી તે શહેર તરફ ખેંચાયા અને હવે લાલચો એટલી બધી વધી ગઈ છે કે પરદેશ તરફ દોટ મૂકવા માંડ્યા ! આવી રેઢિયાળ જીવનપદ્ધતિમાં 'શાન્તિ'ની આશા રાખવી વ્યર્થ છે. આથીય આગળ વધીને વાત કરું તો હકીકત તો એ છે કે મોટા ભાગના લોકો શાન્તિની માત્ર ફરિયાદ જ કરે છે પણ તેમને રસ તો અશાન્તિમાં જ છે ! જ્યાં સુધી અશાન્તિનું વાતાવરણ સર્જાય નહિ ત્યાં સુધી તેમને ચેન પડે નહિ !

## ઊંઘ નથી આવતી

સૌરાષ્ટ્રના એક શહેરમાં અમે શેષ કાળમાં રહેલા. એક રિટાયર્ડ સ્ટેશન માસ્તર રોજ વ્યાખ્યાનમાં આવે. વ્યાખ્યાન મજેથી સાંભળે, તેમાં વ્યાખ્યાનમાં એક વાર આ જ વિષય ચર્ચાયો. વ્યાખ્યાન પૂરું થયા પછી મારી પાસે આવીને બેઠા. મને કહે, 'સાહેબ ! આપ કહો છો એ વાત બિલકુલ સાચી છે. અમને બધાને શાન્તિ કરતાં અશાન્તિમાં જ વધુ રસ છે. એટલું જ નહિ, અશાન્તિ ન હોય તો અમે ગમે ત્યાંથી ઊભી કરીએ છીએ.

'આ લો ને ! મારો પોતાનો જ અનુભવ કહું. વરસોથી સ્ટેશન માસ્તર તરીકેની નોકરી કરી છે. છેલ્લાં બે વર્ષથી હું રિટાયર્ડ થયો છું, પરંતુ રાતના લગભગ ઊંઘ આવતી નથી. આનું કારણ એ છે કે વરસોથી મારે સ્ટેશન પર જ સૂવાનું બન્યું છે. સ્ટેશન પર આખી રાત જતી-આવતી ગાડીઓના ખટાખટ, ખટાખટ અવાજથી એટલો બધો ટેવાઈ ગયો છું કે આજે એ ખટાખટના અવાજ વિના ઘરે ઊંઘ આવતી જ નથી. ઊંઘવા માટે ગોળીઓ લેવી પડે છે અને વગર ગોળીએ ઊંઘવું હોય તો રાતના સ્ટેશન પર જવું પડે છે ! ખટાખટના અવાજો સંભળાતાં જ ઊંઘ આવી જાય છે !'

૨૫/૫૦ વરસ સુધીનો પણ ખટાખટનો અવાજ—અભ્યાસ આવી સ્થિતિ સર્જી દે તો પછી આપણે તો અનંતકાળથી આ ખટાખટમાં જ જીવ્યા છીએ. શાન્તિનો અનુભવ થાય જ શી રીતે ? અરે ! આપણે મન તો આવી અશાન્તિ એ જ શાન્તિ બની રહે છે.

ધંધામાં ગળાબૂડ ડૂબેલા માણસો 'રજા'ને દિવસે 'મૂડ' વિનાના થઈ જાય છે; કારણકે સમય ક્યાં પસાર કરવો એની એ લોકોને સૂઝ પડતી નથી. સામાયિક, પ્રતિક્રમણ, પૌષધમાં એવા માણસો ખૂબ અકળાઈ જાય છે; કારણકે એવી મંગળમય ક્રિયાઓમાં પણ તેમને સતત ધંધાના વિચારો સતાવતા હોય છે. આવી કરુણ સ્થિતિમાં જીવન પસાર કરી રહેલા આવા જીવો પછી કરે શું ? દોડે તો સિનેમાનાં થિયેટરોમાં, નાટ્યગૃહોમાં, ક્લબોમાં, હવા ખાવાનાં સ્થળોમાં ! પણ ત્યાંય એ લોકોને શાન્તિ કેવી ? પોતાની જાતને 'મહાન' બતાવવા એ લોકો ત્યાં પણ વસ્ત્રનું-સંપત્તિનું પ્રદર્શન કર્યા વિના રહી ન શકે. અરે ! કાંઈ ન બને તો છેવટે પોતાના જ કુટુંબના કોઈ સભ્ય પાસે અહંકારનું પ્રદર્શન કર્યા વિના ન રહે.

## ડૂબી જા

સન-સેટ પોઈન્ટ પર ફરવા ગયેલા બાપે પોતાની સાથે આવેલા નાના દીકરાને કહ્યું, 'જો, મારી તાકાતની તને ખબર છે ? હું આ સૂર્યને બે જ મિનિટમાં દરિયામાં ડુબાડી દઉં છું !'

સૂર્યાસ્તને એકદોઢ મિનિટની જ વાર હતી અને બાપે સૂર્યની સામે આંગળી કરીને બૂમ પાડી. 'GO DOWN...GO DOWN.' બોલતાં બોલતાં તો સૂર્યાસ્ત થઈ ગયો. નાનો છોકરો તો બાપની આ તાકાત જોઈને સ્તબ્ધ થઈ ગયો.. Father ! Do it again !

'પપ્પા ! ફરી વાર આવું કરી બતાવો' છોકરાએ કહ્યું. બાપ શું કરે ? પણ કાચો નહોતો એટલે તરત જ જવાબ આપી દીધો, It cannot be done twice in a day. એ પ્રયોગ દિવસમાં બે વાર ન થઈ શકે.'

ત્યારે છોકરો કહે, 'પપ્પા ! તો હવે એને બહાર લાવવાનું કરી બતાવો. એ તો જુદો પ્રયોગ છે, અને તમારી તાકાત અગાધ છે.'

હવે બાપ શું બોલે ?

## અહંકારથી દુશ્મનાવટ

અહંકારીઓની આ હાલત છે. એ દુશ્મન સામે તો પોતાની તાકાત બતાવે પણ મિત્રો સામેય બતાવે અને છેવટે કુટુંબી પાસે પણ બતાવે ! આમાં મેળવવાનું શું ? ક્ષણિક આનંદ ! અને અંતે એમાં અવસરે ભોંઠા પડવું પડે ! અને અભિમાનના બદલામાં દુશ્મનાવટો પેદા કરવાની !

સંગ્રહવૃત્તિના મૂળમાં અહંકારની પુષ્ટિ છે. આજે 'મોટાઈ'નું માપ જ આનાથી નીકળી રહ્યું છે. ૧૦,૦૦૦ રૂપિયા તમારી પાસે હોય તો તમે નાના ! ૧,૦૦,૦૦૦ રૂપિયા હોય તો તમે મોટા ! બે બંગલા હોય તો નાના ! બાર બંગલા હોય તો મોટા ! 'મોટાઈ'ના આ માપદંડે માણસોનાં દિલ અતિ ક્ષુદ્ર બનાવી દીધાં છે. ઉદારતા ગઈ, સંકુચિત વૃત્તિ આવી. સામગ્રીઓનો ઉપયોગ ઘટ્યો, તેના પરનો રાગ વધ્યો ! સમાધિ ગઈ, સંક્લેશો વધ્યા ! ખરેખર તો મોટાઈનું માપ વિશિષ્ટ ગુણો અને સુંદર સુકૃતો પર હોવું જોઈએ એ તો કોઈ વિચારતું જ નથી.

એક વિચિત્ર ગણિત સમજી રાખજો કે જે વસ્તુ પર રાગ વધારે તેનો ઉપયોગ ઓછામાં ઓછો ! કચરો કાઢવાના ઝાડુ પર રાગ સાવ ઓછો છે એટલે તેનો ઉપયોગ વારંવાર કરવાનું મન થાય છે. જ્યારે રૂપિયા પર પુષ્કળ રાગ છે એટલે જરૂર પડવા છતાં પણ એનો ઉપયોગ કરવાનું મન થતું નથી. આ ગણિત બતાવે છે કે આ જીવને સામગ્રી એકઠી કરવાનો કે વધારવાનો રસ એ સામગ્રીઓનો ઉપયોગ કરવા માટે નથી; પરંતુ સામગ્રીઓને રાખી મૂકવા માટે જ છે. એ સામગ્રીઓને જોઈજોઈને તેના પરનો રાગ વધારવા માટે જ છે !

'સાચું બોલો, તમારા ઘરમાં કપ-રકાબી વધારે કે ચરવળા-કટાસણા વધારે ?'

'કપ-રકાબી વધારે !'

'કેમ ?'

'મહેમાનો આવી ચડે તો તેની તાત્કાલિક જરૂર પડે ને ?' 'કોઈ સાધર્મિક પ્રતિક્રમણ કરવા માગતો હોય તો તેને માટે તમારે ત્યાં વધારાના ચરવળો, કટાસણું, ધોતિયું મળે ખરાં ?'

'ના રે ના, એ તો જરૂર પૂરતાં જ રાખ્યાં છે'

'તો પછી કપ-રકાબીના વધારાના સેટ કેટલા ?'

'પાંચ-છ સેટ તો ખરા જ'

'આખા વરસમાં એક વાર પણ તેનો ઉપયોગ થાય જ એવું ખરું ?'

'ના.'

'તો બોલો, અભિગ્રહ આપું ? આખા વરસમાં એક વાર પણ તમારા ઘરમાં રહેલી સામગ્રીઓમાંની જે સામગ્રીનો બિલકુલ ઉપયોગ ન થાય એ સામગ્રી ધર્માદા ખાતામાં આપી દેવી.'

'મહારાજસાહેબ ! એવો અભિગ્રહ કરીએ ને તો-તો બેચાર વરસમાં ઘર જ ખાલી થઈ જાય '

## અધિકરણ ને ઉપકરણ

વિચારજો, અધિકરણોના ખડકલા ઘરમાં વધે તોય તેની કોઈ ચિંતા નથી અને ઉપકરણો વસાવવાની કાંઈ પડી નથી !

યાદ રાખજો, ઘરમાં તમે વસાવેલી સામગ્રીઓ તમારા રસની સૂચક છે. તમને શેના તરફ આકર્ષણ વધારે છે તેનો નિર્ણય તમે ઘરમાં વસાવેલી સામગ્રીઓ જોતાં થઈ જાય છે.

તમારા જીવનમાં અને અમારા જીવનમાં કેટકેટલો તફાવત છે એનો નિર્ણય કરવો હોય તો એક વાર ઘર અને ઉપાશ્રયને નજર સામે લાવો.

અમે ઊઠીએ ત્યારે અમારી આંખ સામે રજોહરણ, દંડાસન દેખાય. સંથારામાં બેઠા થતાં જ આજુબાજુમાં રહેલા મહાત્માઓ દેખાય. અમારાં કપડાં અમને અને સામાને ત્યાગની ભાવના જગાડે. અમારો, ગોચરી વાપરવાનો રૂમ પણ યતનાની પ્રવૃત્તિ બતાવે. આખો દિવસ નજર સામે ઉપકરણ સિવાય કાંઈ દેખાય નહિ. સતત કુસંસ્કારોનો નાશ તથા સુસંસ્કારોની વૃદ્ધિ થાય તેવી અમારી દરેક ચર્યા બની રહે.

આની સામે તમારા જીવનને તપાસો. ઊઠો ત્યારથી નજર સામે અધિકરણના ખડકલાઓ દેખાયા કરે. તમારાં કપડાં તમને અને સામાને પાપપ્રવૃત્તિઓની ભાવના જગાડે. તમારું રસોડું કેટકેટલી અયતનાઓનું સ્થાન બનતું હશે, તેની કલ્પનાય મુશ્કેલ છે. આખોય દિવસ નજર સામે અધિકરણ સિવાય કંઈ દેખાય નહિ. પુણ્યનાશ, સત્ત્વનાશ, પાપવૃદ્ધિ આદિ સિવાય બીજું કાંઈ અર્જિત કરવાનું નહિ ! તમારી વિચિત્ર સ્થિતિ જોતાં અમને ઘણી વાર તમને અમારા આ મસ્ત જીવનમાં ભાગીદાર બનાવવાનું મન થઈ જાય છે. પણ શું કરીએ ? સામે ચાલીને તમે ભાગીદાર બનો તેવું દેખાતું નથી.

## ગોળની રાબ

એક ગામડિયો પહેલવહેલી વાર શહેરમાં આવ્યો. જેને ત્યાં ઊતરેલો તેને ત્યાં એક વાર લગ્નપ્રસંગ આવ્યો. સારીસારી વાનગીઓ બનાવવામાં આવી. બધાની સાથે આ ગામડિયો જમવા બેઠો.

પીરસનારાઓ એક પછી એક સારી વાનગીઓ લઈને આવે. પણ આ ગામડિયો તે દરેક વાનગીનો ઇનકાર કરવા સાથે એક જ વાત પૂછે, 'ગોળની રાબ છે ?' હવે આવા મોટા જમણવારમાં ગોળની રાબ કોણે બનાવી હોય ? પણ ગામડિયાએ 'ગોળની રાબ' સિવાય એના કરતાં ચડિયાતી બીજી કોઈ વાનગી આખી જિંદગીમાં ચાખી જ નહોતી અને એટલે જ ગોળની રાબ કરતાંય વધુ સ્વાદિષ્ટ કોઈ વાનગી હોઈ શકે એવું એ માનવા જ તૈયાર નહોતો.

યજમાને તેને બહુ સમજાવ્યો કે આ રસગુલ્લાં એક વાર ચાખી તો જો. એનો સ્વાદ એવો છે કે એક વાર ચાખ્યા પછી તું જિંદગીમાં ગોળની રાબને યાદેય નહિ કરે ! આટઆટલી સમજાવટ છતાં જ્યારે પેલો ગામડિયો ન જ માન્યો ત્યારે યજમાને એ ગામડિયાની બોચી પકડી તેનું મોઢું ખોલી પરાણે રસગુલ્લું ખવડાવી દીધું !

જેવું રસગુલ્લું મોઢામાં ગયું કે ગામડિયો સ્તબ્ધ થઈ ગયો. તેનો સ્વાદ જ એવો લાગ્યો કે જાણે આવી રસદાર વાનગી પણ આ દુનિયામાં હોઈ શકે છે એવું માનવા તેનું મન ઇનકાર કરવા લાગ્યું. પણ અનુભવ જુદો જ હતો. તેથી સામે ચાલીને બીજાં આઠદસ રસગુલ્લાં મંગાવ્યાં અને ચપોચપ ઝાપટી ગયો.

એ વખતે પેલા યજમાને પૂછ્યું, 'કેમ ભાઈ ! ગોળની રાબ બનાવી દઉં ? વાર નહિ લાગે !'

'અરે ! ખાડામાં જાય ગોળની રાબ ! આવી ટેસ્ટદાર વાનગી ચાખ્યા પછી ગોળની રાબને કોણ ચાખે ?' ગામડિયાએ જવાબ આપ્યો. તમારી હાલત આ ગામડિયા જેવી જ છે. ગોળની રાબ જેવાં આ સંસારનાં નાશવંત સુખોના આનંદનો જ તમને અનુભવ છે. તપ, ત્યાગ, સંયમના સાત્ત્વિક સુખોના આનંદનો તમને કોઈ અનુભવ જ નથી. અને એવા આનંદની તમને કોઈ કલ્પનાય નથી. એટલા માટે જ અમે વારંવાર ચારિત્રનાં, તપનાં, ત્યાગનાં, સુખનાં વર્ણનો કરીએ તોય તમને જલદી એ શ્રદ્ધાગ્રાહ્ય બનતાં નથી.

## ત્યાગમાં અપૂર્વ આનંદ

મસાલેદાર ફરસાણો વાપરવાના આનંદ કરતાંય એ ફરસાણોનો જીવનભર ત્યાગ કરવાનો આનંદ વધી જાય એ વાત મનમાં બેસે છે ખરી ? ઍરકંડિશન્ડ રૂમમાં બેઠાબેઠા જે મજા આવે તેના કરતાં સખત તાપમાં આતાપના લેવામાં આનંદ વધુ આવે એવી વાત સ્વીકારવા મન તૈયાર છે ખરું ? વાસનાના આનંદ કરતાં ઉપાસનાનો આનંદ કેટલાય

ગણો વધારે છે એ હકીકતમાં આપણી સંમતિ ખરી ? કોઈના તરફથી પહેરાવાતા હારતોરાના આનંદ કરતાં જીવતાં ચામડાં ઉતરાવવાનો આનંદ કલ્પનાતીત હોય છે એ વાસ્તવિક્તા આપણી બુદ્ધિમાં બેસે છે ખરી ? પાંચેય ઇન્દ્રિયોના અનુકૂળ વિષયોમાં મન જે મસ્તી અનુભવે છે, એના કરતાંય કેટલાયગણી મસ્તી પ્રતિકૂળ વિષયો વખતે હોઈ શકે છે એ બાબતને સ્વીકારવાની તૈયારી ખરી ?

આવી સ્થિતિમાં અમને એમ થઈ જાય છે કે પેલા યજમાને જેમ ગામડિયાનું મોઢું ખોલીને તેને પરાણે રસગુલ્લાં ખવડાવી દીધાં એમ અમે પણ તમને પરાણે આ રસગુલ્લાં જેવાં તપ,ત્યાગ, સંયમ પકડાવી દઈએ ! પણ તમે ગામડિયાની જેમ ખાઈ તો જશો ને? ઊલટી તો નહિ કરો ને ? અમને તમારો ભરોસો બેસતો નથી.

સાચું બોલો, વ્યાખ્યાન સાંભળ્યા પછી તમને શું થાય છે ?

'આ બધુંય છોડી દઈએ.'

'આ બધું' એટલે શું ? આખો સંસાર ? અને ખરેખર એમ હોય તો સંસાર છોડતાં તમને કોણ અટકાવે છે ? કહો, હાલત આખી જુદી જ છે !

## આજથી બંધ

એક ભાઈએ છાપું વાંચી લીધા પછી એકદમ છાપું પછાડયું.

'કેમ, શું થયું ?'

'અરે ! રોજની આ શી ઝંઝટ ? માંસ ખરાબ, દારૂ ખરાબ, સિગારેટ ખરાબ, બધું ખરાબ જ ખરાબ ! આજથી બંધ, કાયમ માટે બંધ !'

'શું માંસ, દારૂ, સિગારેટ બંધ ?'

''ના, ના, છાપું વાંચવાનું જ બંધ ! છાંપું વાંચીએ તો આ બધી રામાયણ ઊભી થાય ને ? છાપું જ વાંચવાનું નહિ.' ન રહેગા બાંસ, ન બજેગી બંસરી' મગજમાં દ્વિધા જ ઊભી નહિ થાય.''

વ્યાખ્યાનમાં રોજેરોજ સંસારની અસારતા સાંભળી સાંભળીને તમને શું થાય ? સંસાર છોડી દેવાનું મન થાય કે વ્યાખ્યાન છોડી દેવાનું મન થાય ?

સભા : સાહેબ ! હજી સુધી તો બેમાંથી એકેય છોડી દેવાનું મન થતું નથી. સંસાર છૂટે તેમ નથી. વ્યાખ્યાન સાંભળવાનો રસ પણ તૂટે તેમ નથી.'

## ડબલમાં ટ્રબલ

આનું નામ હોશિયારી ! સાચું બોલો, લગ્ન કરતાં પહેલાં કોઈ યુવક તમારી સલાહ લેવા આવે તો તમે તેને સાચી સલાહ આપો ખરા ? લગ્નજીવનના તમારા દુ:ખદ અનુભવોની રજૂઆત તેની પાસે કરો ખરા ? એને કહો ખરા કે 'ભાઈ ! આ બધા માત્ર એક દિવસ માટે ઘોડે ચડાવવા આવશે; પરંતુ પછી આખી જિંદગી ગધેડા કરતાંય ખરાબ

હાલતમાં પસાર કરવી પડશે ! દેખાય છે આ જીવન આકર્ષક, બાકી છે ભારે ભયંકર ! 'ડબલ' થયા પછી 'ટ્રબલ' ઓછી નથી. સાંસારિક મુશ્કેલીઓ તો ખરી જ; પરંતુ આત્મિક રીતે પણ નુકસાનીનો કોઈ પાર નહિ. અણમોલ જીવન બરબાદ. કીમતી શક્તિઓનો દુર્વ્યય, પાપવૃદ્ધિ, પુણ્યનાશ ! આવાં અઢળક નુકસાનો આ લગ્નજીવનમાં પડ્યાં છે ! તમે ખુલ્લા દિલે આવી રજૂઆત કરો ખરા ?

સભા : 'લગ્ન કરવા તૈયાર થનારને આવું તો કાંઈ કહેવાતું હશે ?'

શું કામ ન કહેવાય ? શું આ બધી ખોટી વાતો છે ? અરે ! હું તો બીજી વાત પૂછું છું. કોઈ દીક્ષા લેવા તૈયાર થયો હોય અને તમારી સલાહ લેવા આવે તો તમે તેને શું-શું કહો છો એ બોલું ? તમે એને તરત જ સલાહ આપવા માંડો કે 'જો, દીક્ષા લેવી સહેલી છે, પાળવી કઠિન છે. લોચ કરાવવો પડશે. લાંબાલાંબા વિહારો કરવા પડશે. ગોચરી ગમે તેવી આવશે તોય ચલાવવું પડશે. ગમે તેવાં મકાનોમાં રહેવું પડશે. ગુરુની બધી આજ્ઞા માનવી પડશે. મરજી પડે એ રીતે જીવી નહિ શકાય. આવું એક-બે દિવસ માટે નહિ પણ આખી જિંદગી પાળવાનું રહેશે. દીક્ષા લેતાં પહેલાં લાખ વાર વિચાર કરજે. પાછળથી પસ્તાવું ન પડે. આજુબાજુમાં રહેનારા સાધુઓના ગમે તેવા વિચિત્ર સ્વભાવો હશે તોય તારાથી કાંઈ બોલી નહિ શકાય.'

હું કહું છું દીક્ષાજીવનમાં જ કષ્ટો છે અને લગ્નજીવનમાં શું કષ્ટો જ નથી ? લીલાલહેર છે ? જો એ જીવનમાંય અગણિત મુશ્કેલીઓ છે તો પછી શા માટે એ જીવન સ્વીકારનારની પાસે તમે એ મુશ્કેલીઓ રજૂ નથી કરતા ? આનું સ્પષ્ટ કારણ એ છે કે તમને સંયમજીવનનાં માત્ર કષ્ટો જ દેખાય છે, એ જીવનનો આનંદ તો તમારી કલ્પનામાંય નથી. અને તેની સામે લગ્નજીવનનાં માત્ર અલ્પકાલીન સુખો જ તમને દેખાય છે. એ સુખોના તરણાની પાછળ રહેલા દુઃખના ડુંગરા તમને દેખાતા જ નથી ! અને એટલા માટે જ તમે બીજાને સલાહ આપવાની બાબતમાં સ્પષ્ટ નથી.

## માતૃભાષા

'પિતાજી ! આપણી ભાષાને 'માતૃભાષા' જ કેમ કહેવામાં આવે છે ? ઘરમાં જેમ મા બોલે છે, એમ બાપ પણ બોલે છે તો પછી 'પિતૃભાષા' કેમ કહેવાતી નથી ?' નાની ઉંમરના છોકરાએ પોતાના પિતાજીને પ્રશ્ન પૂછ્યો.

'એ તો એવું છે ને, બેટા ! કે ઘરમાં તારી મા હાજર હોય છે ત્યારે મારે તો બોલવાનો કોઈ પ્રસંગ જ આવતો નથી. તારી માની ગેરહાજરીમાં બોલી શકાય પણ તારી મા તો એક મિનિટ માટેય ગેરહાજર હોતી નથી. બસ, આ જ કારણ છે ભાષાને 'માતૃભાષા' કહેવાનું !'

છોકરો શું બોલે ?

આવો વિચિત્ર તમારો સંસાર છે. તેમાં શારીરિક તકલીફો કરતાંય માનસિક ગુલામી પાર વિનાની છે અને છતાં તમે કહો છો કે 'આ સંસાર છોડવાનું મન થતું નથી.' આશ્ચર્ય છે !

## પ્રસંગોને ઊંડાણથી જુઓ

અનાદિની અવળી ચાલ બદલવાનું જ્યાં સુધી મન નહિ થાય ત્યાં સુધી સંસારના ગમે તેવા વિચિત્ર પ્રસંગો આવશે ને તોય વૈરાગ્ય નહિ થાય. આ અવળી ચાલ બદલવાનો એક ઉપાય છે. 'પ્રસંગોને ઊંડાણથી નિહાળવા.' કોઈ પણ પ્રસંગને ઉપરછલ્લી રીતે ન જોતાં તેના હાર્દ સુધી પહોંચવાનો પ્રયત્ન કરવો. આવા પ્રયત્નો જીવનમાં આત્મવિકાસ કર્યા વિના નહિ રહે અને જ્યાં સુધી આવા પ્રયત્નો નહિ થાય ત્યાં સુધી આત્મવિકાસ થવો જ મુશ્કેલ છે.

## આવડી જશે

ગામડાનો એક અબૂઝ માણસ આંખના ડૉક્ટર પાસે ગયો. ડૉક્ટરે ક..ખ..ગ.. વગેરે વાંચવાનું કહ્યું. પણ પેલો કહે, 'મને તો આમાં કાંઈ જ સમજ પડતી નથી.' ડૉક્ટર કંટાળ્યો. એક સાથે આઠ-દસ ચશ્માં તેની પાસે મૂકી દીધાં. અને કહ્યું કે 'તને ઠીક લાગે એ ચશ્માં પાસ કરી લે.'

પેલાએ જુદાંજુદાં ચશ્માં આંખે લગાવી એક ચશ્માં પસંદ કર્યા. પછી ડૉક્ટરને પૂછ્યું, 'ડૉક્ટર ! હવે હું વાંચી શકીશ ?'

'હા..હા.. સો ટકા તું વાંચી શકીશ.'

'આય ગજબ કહેવાય ! હું તો એક ચોપડીય ભણ્યો નથી. છતાં આ ચશ્માં પહેરવાથી મને વાંચતાં આવડી જવાનું ! લોકોય કેવા મૂર્ખા છે. ભણવાની મહેનત કરવાને બદલે આવાં ચશ્માં જ પહેરી લેતા હોય તો ભણવાની માથાફોડ તો બચી જાય !' એ માણસ બોલ્યો.

ડૉક્ટર સ્તબ્ધ થઈ ગયો !

ચશ્માં પહેરવા માત્રથી વાંચતાં ન આવડી જાય. વાંચતાં-લખતાં જે શીખ્યો હોય એને ચશ્માં મદદગાર થઈ શકે. એ જ રીતે સંસારના વિચિત્ર પ્રસંગો વૈરાગ્ય પેદા કરી જ દે એવું નહિ. એ પ્રસંગોને નિહાળવાની આગવી દૃષ્ટિ હોય તો જ વૈરાગ્ય પેદા થાય. જીવો પ્રત્યે મૈત્રી જાગે, આત્મવિકાસ શક્ય બને !

કેળવી છે આવી દૃષ્ટિ ? ના, આવી દૃષ્ટિ કેળવાઈ હોત તો અત્યારે જે રેઢિયાળ પદ્ધતિનું જીવન ચાલે છે એવું જીવન ન હોત !

કેળવો ગંભીર દૃષ્ટિ ! પછી જુઓ તેની મજા ! ધંધામાં કોઈ વેપારી પોતાની દુકાને આવેલા ઘરાકની પાછળ ૨૫/૫૦ રૂપિયા ખર્ચી નાખે તો એ રૂપિયા પાછા મેળવી લેવાનો

તેને ખ્યાલ હોય છે જ ! ૯૮ પૈસા મળતા હોય તો ડાહ્યો વેપારી બે પૈસા ગુમાવવાય ક્યારેક તૈયાર થઈ જાય ! તીર મારનારને પણ તીર છોડતાં પહેલાં એક વાર પણછ પાછળ ખેંચવી પડે છે. ટેસ્ટ મૅચમાં ઝડપી ગોલંદાજી કરનારને લાંબું રનિંગ લેવું પડે છે. દિવસ દરમ્યાન સ્ફૂર્તિથી કામ કરવા માટે રાતે આરામ કરવો પડે છે. તપમાં આગળ વધવા માટે તપસ્વીને પણ પોતાના તપનાં પારણાં કરવાં પડે છે.

## ગંભીર દૃષ્ટિ કેળવો

જેની પાસે વિકસિત દૃષ્ટિ છે એ તો આવા પ્રસંગોને જોઈને તરત જ વિચારે કે 'બે પૈસા છોડનારો વેપારી હકીકતમાં બે પૈસા છોડતો નથી; પરંતુ અઠ્ઠાણુ પૈસા મેળવે છે. પણછ પાછી ખેંચનારો હકીકતમાં તીરની તાકાત ઘટાડતો નથી, પણ વધારે છે. બૅટ્સમૅનથી દૂરદૂર જઈ રહેલો બૉલર બૉલિંગને મંદ નથી કરતો પણ વધારે તેજ કરી રહ્યો છે. રાતે આરામ કરનારો માણસ એદી નથી ગણાતો પણ દિવસે કામ કરવા માટેનું બળ એ આરામમાંથી મેળવી રહ્યો છે. તપનાં પારણાં કરનારો લપસ્યો નથી પણ હકીકતમાં તો એ વધુ તપ કરવા માટે તૈયાર થઈ રહ્યો છે.'

કૂવો ખોદી રહેલા કોઈ મજૂરને પૂછી જોજો કે પહેલે જ ઘડાકે પાણી નીકળે છે ? ના, શરૂઆતમાં તો પથરા જ નીકળે. એ પથરા કાઢ્યા બાદ કાંકરીઓ જ નીકળે. એથીય આગળ જાય ત્યારે કાદવ નીકળે અને એથીય આગળ જાય ત્યારે પાણી મળે ! પાણી મેળવવા કેટલી ધીરજ ધરવી પડે ? તો એ જ રીતે કોઈ પણ આત્મામાં ગુણોનાં દર્શન કરવાં હોય ખાસ્સી ધીરજ ધરવી પડે ! પહેલે જ ઘડાકે કાંઈ તેનામાં ગુણોનાં દર્શન થતાં નથી અને એ જ રીતે સાધનાની શરૂઆત કરવા માત્રથી આપણા આત્મામાં ગુણો પ્રગટી જતા નથી. એને માટે તો સારો એવો ભોગ આપવો પડે છે અને સારી એવી ધીરજ ધરવી પડે છે !

કૂવો ખોદતાંખોદતાં પાણી તો મળે ત્યારે મળે, પણ શરૂઆતમાં તો પથરા જ આવે. એ જ રીતે આત્મામાંથી ગુણો પ્રગટાવવા જતાં શરૂઆતમાં તો કદાચ અંદરનો કચરો જ બહાર નીકળતો દેખાય; પરંતુ એટલા માત્રથી હતાશ થઈ જવાની જરૂર નથી. કારણકે આગળ જતાં તેમાંથી ગુણરૂપી જળ અવશ્ય મળવાનું જ છે ! ધર્માત્મા પાસે આ દૃષ્ટિ હોય છે અને એટલે જ એ કોઈ વ્યક્તિના દુર્વ્યવહારને જોઈને તેને માટે 'દુષ્ટ'નો અભિપ્રાય આપી દેવાની ઉતાવળ કરતો નથી.

હા, પોતાના અને પરના જીવન માટેના તેના અભિપ્રાયો, અભિગમો જુદા હોય છે. બીજાના ભયંકર કષાયો પ્રત્યે પણ તે સહિષ્ણુ બની શકે છે જ્યારે જાતના મામૂલી કષાય પ્રત્યે પણ તે જાગ્રત હોય છે. તેની આ જીવનપદ્ધતિ જ એને ક્યાંય અસમાધિમાં ખેંચી જતી નથી.

સોયના કાણામાં પરોવાતો દોરો જોયો છે ? એ સોયનાં કાણામાં દોરાના ૨૫

તાંતણામાંથી ૨૪ તાંતણા પસાર થાય તો દોરો રવાના થાય ? ન જ થાય. કારણ ? બધા તાંતણા નીકળી જવા જોઈએ. બસ, એ જ રીતે આ સંસારમાંથી છુટકારો મેળવવા માટે સઘળા કષાયોનો હ્રાસ થઈ જવો જરૂરી છે. એક પણ મામૂલી કષાય આત્માનો મોક્ષ થતો અટકાવી શકે છે. અરે ! મામૂલી કષાય આખા ને આખા સુખી સંસારને સળગાવી નાખે છે !

જૈનેતરો કહે છે ને કે દ્રૌપદીના એક જ વાક્યે 'આંધળાના દીકરા આંધળા જ હોય છે' આખા મહાભારતના યુદ્ધનું સર્જન કરી નાખ્યું. આજના ચિંતકો પણ કહે છે, 'તમે કોઈને પણ શબ્દો આપો તો ફૂલની જેમ આપજો અને બીજાના શબ્દો સ્વીકારો તો અત્તરની જેમ સ્વીકારજો.' આવી વિચારસરણીનો અમલ તમારા જીવનને જીવવા લાયક બનાવી દેશે, અશાન્તિના વાતાવરણને તુર્ત જ વિખેરી નાખશે.

## પૂર્ણિમાનો ચન્દ્ર

એક રાજાનો દૂત પ્રતિસ્પર્ધી રાજાની સભામાં ગયો. એ દુશ્મન રાજાએ ભરસભામાં દૂતને પ્રશ્ન પૂછ્યો, 'તારા રાજામાં અને મારામાં ફેર શો ?'

દૂતે તરત જ જવાબ આપ્યો, 'રાજન્ ! અમારો રાજા ક્યાં અને ક્યાં આપ ? અમારો રાજા તો બીજના ચન્દ્ર જેવો છે જ્યારે આપ તો સોળે કળાએ ખીલી ઊઠેલા પૂર્ણિમાના ચન્દ્ર જેવા છો.'

આ સાંભળીને ખુશ થયેલા રાજાએ તેને એક લાખ સોનામહોરનું ઇનામ આપ્યું. આ સમાચાર ઊડતાઊડતા પેલા રાજા પાસે પહોંચ્યા. 'હરામખોર ! મારો દૂત અને મને જ ગાળ ? અહીં આવે એટલી વાર છે. સાલાનું ડોકું ઉડાવી દઉં !' રાજા આટલી હદ સુધીની કપરી સજા કરવા તૈયાર થઈ ગયો.

કેટલાક દિવસો બાદ દૂત રાજસભામાં આવ્યો. એને જોતાંવેંત જ રાજા બોલ્યો, 'નાલાયક ! દુશ્મન રાજા પાસે મારું અપમાન કરી આવ્યો ? મારી નાખીશ તને !'

'રાજન્ ! શાન્ત ચિત્તે વિચારશો તો આપને સ્પષ્ટ ખ્યાલ આવી જશે કે આપનું ગૌરવ મેં ઘટાડ્યું નથી પણ વધાર્યું છે,' દૂત બોલ્યો.

'શી રીતે ?'

'આપની સરખામણી મેં બીજના ચાંદ સાથે કરી અને એ રાજાની સરખામણી મેં પૂર્ણિમાના ચાંદ સાથે કરી. ચાલુ વ્યવહારમાંય જુઓ તો બીજના ચન્દ્રની બે વિશેષતા છે. એક તો લોકો એને પૂજે છે. અને બીજા નંબરમાં એ દિવસેદિવસે વધતો જાય છે. જ્યારે પૂર્ણિમાના ચન્દ્રને કોઈ પૂજતું તો નથી અને પાછો દિવસેદિવસે એ નાનો થતો જાય છે. હવે આપ જ કહો, એ રાજાની પાસે આપની તુલના બીજના ચાંદ સાથે કરીને મેં આપનું ગૌરવ વધાર્યું છે કે નહિ ? ' દૂતે સ્વસ્થતાથી જવાબ આપ્યો.

દૂતનો આ જવાબ સાંભળી રાજા એટલો ખુશ થઈ ગયો કે ત્યાં ને ત્યાં જ ખજાનચીને લાખ સોનામહોર આ દૂતને ઇનામમાં આપી દેવાનો હુકમ કર્યો !

બોલવાની કળાએ દૂતને બન્ને બાજુથી લાભ કરાવ્યો. જો આ કળા ન હોત તો બેમાંથી એક જગ્યાએ મોત થઈ જવાની પૂરી શક્યતા હતી. માત્ર બોલવાની જ બાબતમાં નહિ, જીવનના પ્રત્યેક ક્ષેત્રે આ વિવેકની જરૂર છે. વિવેક નબળી ચીજનુંય સાર્થકમાં રૂપાંતર કરે છે જ્યારે વિવેકનો અભાવ સાર્થક ચીજની તાકાતનેય વેડફી નાખે છે. સો વાતની એક વાત, જાગૃતિમાં વિજય છે, પ્રમાદમાં પરાજય છે.

## નાનો ધર્મ, નાનું પાપ

એક નાનામાં નાનો ધર્મ મોક્ષ અપાવી શકે છે અને એક નાનામાં નાનું પાપ મોક્ષ અટકાવી શકે છે. નાની પણ નિર્મળ આંખ હિમાલયનાં દર્શન કરાવી શકે છે તો એ આંખમાં પડેલી એક નાની પણ કાંકરી હિમાલય દેખાતો બંધ કરાવી શકે છે !

સાચું બોલો, આંખમાં કાંકરી પડી હોય તો શું થાય ?

સભા : આંખ ખટકે !

તમારી આંખ જોયા પછી કોઈ એમ કહે કે આ આંખમાં કાંકરી છે જ નહિ તો તમે માનો ?

સભા : 'ખટકતી હોય તો શી રીતે માનીએ ?'

જો આંખની બાબતમાં આટલા સજાગ છો તો પછી તમે ક્યાંક લાખ રૂપિયા દાનમાં આપ્યા હોય અને એવા સમયે તમને કોઈ 'દાનવીર' નું બિરુદ આપે તો તે સ્વીકારી લો ખરા ? ના ન પાડી દો કે 'ભાઈ ! પૂર્વના મહાપુરુષોએ કરેલા દાનની અપેક્ષાએ મારા આ દાનની કોઈ કિંમત નથી. મહેરબાની કરીને આવું બિરુદ આપીને એ પુણ્યવાન આત્માઓની આશાતનામાં મને નિમિત્ત ન બનાવો,' ના, આવું કાંઈ ન કહેતાં એ બિરુદ હોંશેહોંશે સ્વીકારી લેવાનું મન થઈ જાય છે. આનું કારણ શું ? કારણ એ છે કે અહંકારને પ્રશસ્તિમાં રસ છે, સત્યમાં નહિ ! લાખના દાનથી 'દાનવીર' નું બિરુદ સ્વીકારતાં લાખો રૂપિયાની કરેલી અનીતિ યાદ પણ ન આવે ?

જીવનની કિતાબનાં પાનાં ખુલ્લાં નથી પણ બંધ છે અને એટલે જ એ કિતાબ પર ભરપૂર ઊધઈ લાગી ગઈ છે. જે પાનાં રોજ ફરતાં હોય એ પાનાંઓને ક્યારેય ઊધઈ લાગતી નથી. આપણે પ્રશસ્તિની કિતાબો ખુલ્લી રાખી છે અને પાપોની કિતાબો બંધ રાખી છે. અને એટલે જ એ પાપો વધુ ને વધુ મજબૂત થતાં ગયાં છે !

## હાથ ફેરવવા જેવું છે શું ?

કાવીમાં લગભગ ૨૦૦૦ જેટલા વિદ્યાર્થીઓનું અમારા પૂજ્ય ગુરુદેવશ્રીની પુનિત

નિશ્રામાં સંમેલન હતું. રોજના પાંચપાંચ કલાક ચાલતાં પ્રવચનોના શ્રવણે કેટલાય વિદ્યાર્થીઓના જીવનની રોનક ફેરવી નાખી. બીજા દિવસે એક વિદ્યાર્થી મારી પાસે પોતાની જીવનકથા લખેલી નોટ લઈને આવ્યો. લગભગ ૫૦ જેટલાં પાનાંમાં તેણે પોતાનાં તમામ પાપોનો ખુલ્લો એકરાર કરેલો હતો.

આખી નોટ વાંચ્યા પછી ખૂબ પ્રેમાળ શબ્દોમાં તેની સાથે વાત શરૂ કરી અને તેના મસ્તકે હાથ મૂક્યો !

જેવો હાથ મૂક્યો કે તરત જ એ છોકરો ધ્રુસ્કેધ્રુસ્કે રોવા લાગ્યો. તેને રોવા જ દીધો. પાંચ-સાત મિનિટ સુધી તે રડતો જ રહ્યો. પછી કહે, 'મહારાજસાહેબ ! મારાં આટઆટલાં ભયંકર પાપો જાણ્યા પછીય આપ મારા મસ્તકે હાથ મૂકો છો તો મારે આપને પૂછવું છે કે આ માથે હાથ મૂકવા જેવું રહ્યું છે શું ? માનવના ખોળિયે શેતાન જેવું તો જીવન જીવ્યો છું. અરે ! મારાં આ પાપોમાંથી એકાદ પાપની પણ આ સમાજને ખબર પડી જાય ને તો મને લાત મારીને એ લોકો ધક્કે ચડાવે. જ્યારે આપ મારાં સઘળાં પાપોને જાણ્યા પછી પણ મારે માથે હાથ મૂકી રહ્યા છો ! શું કહું આપને ? દુનિયા જ્યાં તિરસ્કારે છે ત્યાં આપ પ્રેમ આપી જાણો છો ! લાખ લાખ નમસ્કાર છે આ જૈનશાસનને !

## જીવન કિતાબ ખુલ્લી કરો

આપણે આપણા જીવનની કાળી કિતાબને ખુલ્લી મૂકવા તૈયાર નથી અને એટલે જ આપણા જીવનમાંથી કાળાં પાપો ઓછાં થતાં નથી. આપણે બીજા પ્રત્યે તો ઠીક; પરંતુ આપણી જાત પ્રત્યે પણ પ્રામાણિક રહેવા તૈયાર નથી. એનું કારણ એ છે કે એ પ્રામાણિક્તા જૂઠી પ્રશસ્તિને વિદાય કરી દેશે અને કટુ સત્યને પ્રગટ કરી દેશે—જેને માટે આપણે તૈયાર નથી.

ચીનની એક કહેવત છે કે કુરૂપ માણસ અરીસાનો દુશ્મન હોય છે. એનું કારણ એટલું જ છે કે અરીસો એની કુરૂપતાને સ્પષ્ટ દેખાડી આપે છે અને પોતાની કુરૂપતાનું સ્પષ્ટ દર્શન કરવાની એની કોઈ તૈયારી હોતી નથી. પોતાની જાતની માનેલી સુંદરતાને અરીસો નકામો બનાવી દે છે અને એટલે જ કુરૂપ માણસ અરીસા પાસે આવવા તૈયાર થતો નથી. અરે ! એટલું જ નહિ, એની પાસે કોઈ અરીસો લઈને આવે તો તેની ઉપર પણ એ ગરમ થઈ જાય છે.

જે વાત કુરૂપ માણસને અરીસા અંગેની છે એ જ વાત આપણા દંભી જીવનને પ્રામાણિક્તા અંગેની છે ! આપણે પ્રામાણિકપણે આપણા દંભી જીવનને ક્યાંય પણ ખુલ્લું કરવા તૈયાર નથી; કારણકે એમ કરવા જતાં અહંકારનું મોત થઈ જાય તેમ છે. આપણે અત્યારે જીવી રહ્યા છીએ જ અહંકારને આધારે ! દુશ્મનને દોસ્ત માનીને તો આપણે નિશ્ચિંત બેઠા છીએ.

આ સ્થિતિ બહુ ખરાબ છે. આ રીતે જીવવામાં અંદર જડ ઘાલીને બેઠેલા કુસંસ્કારો રવાના થવાની વાત તો ઘેર ગઈ, પણ એ વધુ ને વધુ મજબૂત થતા જાય છે. એક નાનકડો કાંટો પણ આખા શરીરની સ્વસ્થતાને તોડી નાખે છે તો પછી કાંટા કરતાંય વધુ ભયંકર એવા કુસંસ્કારો આત્માના ગુણોને પ્રગટ જ શેના થવા દે ? આત્માના જ્ઞાનાદિ સ્વભાવની યત્કિંચિત્ અનુભૂતિય ક્યાંથી થવા દે ? અને જ્યાં સુધી એ અનુભૂતિ ન થાય ત્યાં સુધી ઉત્તમ એવું આ જીવન પણ આત્મગુણોની કમાણી કરનારું ક્યાંથી બને ?

## દૃષ્ટિ કેવી ?

ભરસભામાં દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પ્રશ્ન પૂછ્યો, 'આ સભામાં ખરાબ માણસ કોણ છે ? એ મને બતાવ.'

યુધિષ્ઠિરે ઊભા થઈને સભામાં બેઠેલા એક એક સભ્યની સામે નજર નાખી અને પછી કહ્યું, 'ગુરુદેવ ! મને તો આ સભામાં એકેય માણસ ખરાબ દેખાતો નથી.'

પછી દુર્યોધનને દ્રોણાચાર્યે કહ્યું, 'આ સભામાં સારો માણસ કોણ છે ? એ કહે.'

દુર્યોધને સભા સામે નજર નાખીને તરત જ જવાબ આપ્યો, 'ગુરુદેવ ! આ સભામાં મને એકેય સારો માણસ દેખાતો નથી.'

આ શું ? નહોતા યુધિષ્ઠિર સાચા કે નહોતો દુર્યોધન સાચો; કારણકે સભામાં બેઠેલી પ્રત્યેક વ્યક્તિમાં કોક તો અવગુણો હતા જ અને એ જ રીતે પ્રત્યેક વ્યક્તિમાં કોક તો સદ્દગુણો હતા જ ! છતાં યુધિષ્ઠિરનો અભિપ્રાય એના પોતાના સુંદર વ્યક્તિત્વનો સૂચક હતો જ્યારે દુર્યોધનનો અભિપ્રાય એના દુષ્ટ વ્યક્તિત્વનો સૂચક હતો. યુધિષ્ઠિરના અભિપ્રાયમાં મૈત્રી છલકાતી હતી, દુર્યોધનના અભિપ્રાયમાં દુશ્મનાવટ છલકાતી હતી.

યાદ રાખજો, કોઈ પણ વસ્તુ માટે કે કોઈ પણ વ્યક્તિ માટે તમે જે અભિપ્રાય આપો છો એ અભિપ્રાય એ વસ્તુ કે વ્યક્તિની જેટલી ઓળખ કરાવે છે, એના કરતાં વધારે તો તમારા વ્યક્તિત્વની ઓળખ કરાવે છે ! આખી સભામાં એક પણ માણસ યુધિષ્ઠિરને ખરાબ ન દેખાયો એનું કારણ એ હતું કે યુધિષ્ઠિર પોતે ખરાબ નહોતા અને દુર્યોધનને કોઈ સારો માણસ ન દેખાયો તેનું કારણ એ હતું કે દુર્યોધન પોતે જ સારો નહોતો.

## અભિપ્રાયથી જાત ઓળખાય

આ સનાતન સત્ય નજર સામે રાખજો. અભિપ્રાય એ આપણા રસનો સૂચક છે. અને એટલા માટે જ એક જ વ્યક્તિ અંગે દસ વ્યક્તિના દસ અભિપ્રાયો પડવાનો સંભવ છે.

## પેટમાં ચાંદું છે

એક ચિત્રકાર એક માણસનું ચિત્ર બનાવી રહ્યો હતો. ચિત્ર લગભગ પૂરું થવા

આવ્યું ત્યારે એ ચિત્રકારનો ડૉક્ટર મિત્ર ચિત્રકારને ત્યાં આવ્યો. ચિત્રને ધારીધારીને જોતાં ડૉક્ટરનો ચહેરો ગંભીર થઈ ગયો.

ચિત્રકારે ડૉક્ટરને પૂછ્યું, 'કેમ ડૉક્ટર, એકાએક શું થઈ ગયું ?'

'ના, ખાસ કાંઈ નહિ. આ વ્યક્તિના પેટમાં ચાંદું હોય તેવું લાગે છે !' ડૉક્ટરે જવાબ આપ્યો.

ડૉક્ટર ભૂલી જ ગયો કે સામે માણસ નથી પણ ચિત્ર છે ! દરેકને માટે મોટે ભાગે આ જ હાલત છે. રસ્તા પરથી પસાર થતી એક વ્યક્તિને જોઈને એ વ્યક્તિમાં સહુને પોતપોતાના રસ પ્રમાણેનાં દર્શન થાય છે.

મોચી એના બૂટ જુએ છે.

દરજી એનાં કપડાં જુએ છે.

હજામ એના વાળ જુએ છે.

પાકીટમાર એના ખીસા તરફ જુએ છે.

ડૉક્ટર એની તબિયત સામે જુએ છે. ધોબી એનાં કપડાંની સફેદાઈને જુએ છે.

હકીકત જ્યારે આ જ છે ત્યારે વિચારજો કે કોઈ પણ વ્યક્તિ માટે કે કોઈ પણ વસ્તુ માટે આપણે આપેલો અભિપ્રાય સોએ સો ટકા સાચો જ હોય એવું શી રીતે બને ? બીજાનો પણ એ જ વ્યક્તિ માટેનો અલગ અભિપ્રાય જૂઠો જ છે એવું આપણાથી શી રીતે કહેવાય ?

'અરે ! મારે માટે જ હું તમને પૂછું છું કે મને તમે બિલકુલ સામેથી જુઓ તો તમને મારી બન્ને આંખો દેખાય; પરંતુ છેક એક બાજુથી જ મને જુઓ તો તમને મારી એક જ આંખ દેખાય. હવે આ બંને પ્રકારના દર્શનમાં તમે સાચા કે ખોટા ? કહેવું જ પડશે કે 'સાચા' ! તો પછી દર્શન કેમ જુદું થયું ? તમે જુદી જગ્યાએથી મને જોયો માટે ! આ વાસ્તવિક્તાને નજર સામે રાખીને જીવશો તો વસ્તુ કે વ્યક્તિ માટેના આપણા અભિપ્રાય કરતાં સામાનો વિરુદ્ધ અભિપ્રાય સાંભળીને કષાય થવાને બદલે ઉપશમભાવ ટકી રહેશે. અરે ! જીવ માત્ર પ્રત્યેની મૈત્રીની સુંદર ભૂમિકા ઊભી થઈ જશે.

## જાન બચાવ્યો

એક ચિત્રકાર પોતાના માણસ સાથે ચિત્રનો સામાન લઈને એક ટેકરી પર ગયો. ચાર-છ કલાકની ભારે જહેમત બાદ એક સુંદર ચિત્ર તૈયાર કર્યું. તેમાં મજેના રંગો પૂર્યા. રંગો પૂરી લીધા બાદ 'દૂરથી આ ચિત્ર કેવું લાગે છે' એ જોવા માટે ચિત્રકાર મૂળ સ્થાનેથી ધીમેધીમે પાછો હટતો ગયો. જુદીજુદી ચાર-છ જગ્યાએથી ચિત્ર જોયા બાદ ચિત્રની બિલકુલ સામેની દિશામાં તે પાછળ હટતો ગયો. મોઢું ચિત્ર સામે અને પગ પાછળ ! પાછળ હટતાંહટતાં છેક ટેકરીની ધાર સુધી પહોંચી ગયો. બે જ ડગલાં પાછળ જાય તો

સીધો ત્યાંથી ખીણમાં પડે !

ચિત્રની બિલકુલ બાજુમાં જ બેઠેલા ચિત્રકારના માણસે આ જોયું. પરિસ્થિતિ માપી ગયો. 'બૂમ પાડીશ તો ગભરાટમાં ને ગભરાટમાં જ ચિત્રકાર ખીણમાં ગબડી પડશે' એ વિચારે બાજુમાં જ પડેલો રંગનો ડબ્બો તેણે ઉઠાવ્યો અને તરત જ ચિત્ર પર ઢોળી નાખ્યો.

પેલો ચિત્રકાર તો આ જોતાં જ ખૂબ ગુસ્સે થઈ ગયો. દોડતોદોડતો ચિત્ર પાસે આવ્યો અને ખડખડાટ હસી રહેલા પેલા માણસને લાફો લગાવી દીધો, 'નાલાયક ! મારી જબરજસ્ત મહેનતને તેં બરબાદ કરી નાખી અને પાછો હસે છે ?'

'હજૂર ! એટલા માટે હસું છું કે એમ કરવામાં આપનો જાન બચી ગયો છે. ચિત્ર જોવામાં આપ એવા એકતાન બની ગયા હતા કે આપ ક્યાં જઈ રહ્યા છો એનો આપને ખ્યાલ જ નહોતો. મેં આપને અહીંથી પાછા હટતા જોયા. આપ છેક ટેકરીની ધાર સુધી પહોંચી ગયેલા. બે જ ડગલાં પાછળ અને આપનું મોત ! બૂમ પાડવામાં જોખમ હતું. છેવટે આપનો જાન બચાવવા માટે આ એક જ ઉપાય દેખાયો અને મેં તે અમલમાં મૂકી દીધો ! આપને જે સજા કરવી હોય તે કરી શકો છો !' માણસે જવાબ આપ્યો.

આ સાંભળતાંવેંત ચિત્રકાર તો એ માણસને ભેટી પડ્યો અને ત્યાં ને ત્યાં જ ૧૦૦૦ રૂપિયા ઇનામમાં આપી દીધા !

## કષાય ગેરસમજથી ઉત્પન્ન થાય છે

અનેક પ્રસંગોમાં આવું બનતું હોય છે. મનમાં ઊઠતા કષાયો પાછળ શાન્ત ચિત્તે વિચાર કરીએ તો સ્પષ્ટ દેખાશે કે મોટા ભાગના કષાયો માત્ર આપણી જ પોતાની ગેરસમજોમાંથી ઊભા થતા હોય છે. જેવી એ ગેરસમજો રવાના થાય છે કે તરત જ કષાયો રવાના થઈ જાય છે; એટલું જ નહિ, સામી વ્યક્તિ પર સદ્ભાવ પણ પેદા થાય છે.

એક વાત યાદ રાખજો.

**દુર્જનકી કરુણા બૂરી, ભલો સજ્જનકો ત્રાસ;**
**સૂરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.**

દુર્જન માણસોની કરુણા ભયંકર હોય છે. બગલાનું ધ્યાન જેમ માછલાંનાં મોતનું કારણ બને છે તેમ દુર્જન માણસોની કરુણા સામા જીવના અહિત માટે જ હોય છે ! માછલીને પકડવા માછીમાર કાંટાની આજુબાજુ લોટ લગાવી દે છે, પંખીઓને પકડવા પારધી ચારેજ બાજુ દાણા વેરે છે, વાઘને પકડવા માટે તેની સામે બકરી રજૂ કરવામાં આવે છે, બકરાને વધેરી નાખવા માટે તેને લીલું ઘાસ આપવામાં આવે છે, ઘરાકને નવડાવી નાખવા માટે તેને માલ પાછળ આકર્ષક ભેટો આપવામાં આવે છે. અરે ! જીવને અનંતકાળ સંસારમાં રખડાવવા માટે કર્મસત્તા દ્વારા તેને સુખની સામગ્રીઓ

આપવામાં આવે છે ! પરંતુ આ 'અનુકૂળતા' તે-તે જીવોના મોતને માટે જ નીવડતી હોય છે અને એટલે જ કહેવાય છે ને કે દુર્જન માણસોની કરુણા, એ હકીકતમાં કરુણા નથી પરંતુ ક્રૂરતા જ છે ! એ ક્રૂરતામાં જે કરુણાનાં દર્શન કરે છે તે પોતાના આત્માનું અહિત નોતરી બેસે છે !

સાવધાન ! અનંતા આત્માઓ આ કર્મસત્તાના ભયંકર દાવપેચો સમજી શક્યા નથી અને એટલે જ તેના દ્વારા મળેલી સામગ્રીઓમાં પાગલ બનીને પોતાના આત્માનું અહિત નોતરી બેઠા છે. દીર્ઘકાળ સુધી સંસારનું પરિભ્રમણ નક્કી કરી બેઠા છે !

## સજ્જનનો ત્રાસ સારો

દુર્જન માણસની કરુણા જેવી ખરાબ છે એટલો જ સજ્જન માણસનો ત્રાસ સારો છે; કારણકે સજ્જન માણસના ત્રાસમાં સામા જીવનું હિત જળવાયેલું છે. નિશાળે મોકલવા માટે પોતાના વહાલસોયા બાળકને લાફો લગાવી દેતી માતા એ બાળકની દુશ્મન થોડી છે ? દર્દીના ચીસ પાડતા ચહેરાની પરવા કર્યા વિના જોરથી એ દર્દીના પગમાં થયેલા ગૂમડાની રસી કાઢતો ડૉક્ટર એ દર્દીનો દુશ્મન થોડો છે ? સંગ્રહણીના દર્દી એવા દીકરાને સખત રડવા છતાં દૂધપાક ખાવા ન આપનારો બાપ દીકરાનો શું દુશ્મન છે ? નાની પણ ચોરી કરી આવેલા વિદ્યાર્થીને તેનામાં ચોરીના કુસંસ્કાર ન પડી જાય માટે સોટીએ સોટીએ મારતા શિક્ષક શું એ વિદ્યાર્થીના દુશ્મન છે ? ના, દેખાતી આ કઠોરતામાં ભારોભાર હિત, કરુણા, વાત્સલ્ય છે. અને એટલે તો આ દુહામાં સજ્જનને સૂર્યની ઉપમા આપી છે !

સૂર્ય જ્યારે આ પૃથ્વી પર પોતાનો પ્રચંડ તાપ ફેલાવી સર્વત્ર ગરમી પેદા કરી દે ત્યારે સમજવું કે હવે વરસાદ મન મૂકીને વરસશે. ચારે બાજુ ઠંડકઠંડક થઈ જશે ! આ જ વાત સજ્જન માટે ! અને એથીય આગળ જાઓ તો આ જ વાત છે ધર્મને માટે !

ધર્મારાધનાથી અનુભવાતાં કષ્ટો હકીકતમાં કષ્ટો નથી; પણ પરમ સુખનાં કારણો છે. કષ્ટોની એ ગરમીમાં આજ સુધીમાં અનંતા આત્માઓ પોતાના જીવનમાં શીતળતાનો અનુભવ કરી ચૂક્યા છે ! અરે ! શાશ્વત સુખને પામી ગયા છે !

સંયમ જીવનના પ્રથમ દિવસે જ સ્મશાનમાં કાઉસગ્ગ ધ્યાનમાં ઊભા રહેલા મહામુનિ ગજસુકુમાળના મસ્તકે સોમિલ સસરાએ ખેરના અંગારાભરેલી સગડી મૂકીને શું ગજસુકુમાળનું અહિત કરી નાખ્યું ? ના, એ સગડીની ભયંકર ગરમીની સાથોસાથ એ પુણ્યવંત મહાપુરુષે અંતરાત્મામાં શુક્લધ્યાનનો અગ્નિ પ્રગટાવી દીધો ! બાહ્ય ગરમીએ શરીરને બાળી નાખ્યું તો અંતરાત્મામાં પ્રગટેલા શુક્લધ્યાનના દાવાનળે અનંતા કર્મોને સાફ કરી નાખ્યાં ! અત્યાર સુધીમાં માત્ર શરીરનો અગ્નિસંસ્કાર જ થયેલો. આ વખતે કર્મોનોય અગ્નિસંસ્કાર કરી નાખ્યો !

અગ્નિનો ડર કથીરને હોય છે, કંચનને નહિ ! કથીરને ખ્યાલ છે કે અગ્નિમાં

પડવા માત્રથી મારું અસ્તિત્વ નામશેષ થઈ જશે, જ્યારે કંચનને તો અટલ વિશ્વાસ છે કે અગ્નિની ગરમી એને વધુ ને વધુ વિશુદ્ધ બનાવીને જ રહેશે. અને એટલે જ કંચન અગ્નિપરીક્ષા માટે સદા તૈયાર હોય છે, જ્યારે કથીર એ માટે સદા ભયભીત હોય છે.

## કષ્ટોની ગરમી કર્મોને બાળે

આ જ વાત લાગુ પડે છે ધર્મારાધનાઓનાં કષ્ટોની બાબતમાં ! નિઃસત્ત્વ આત્માઓ ધર્મારાધનાઓનાં સંભવિત કષ્ટોની કલ્પના માત્રથી ડરી જાય છે, જ્યારે સાત્ત્વિક આત્માઓ તો એ કષ્ટોની વણઝાર વચ્ચે પણ હસતે મુખડે પોતાની આરાધનાઓ કરતા જાય છે. એ આત્માઓ આ કષ્ટોથી ડરતા જ નથી હોતા; કારણકે તેમને ખ્યાલ હોય છે કે આ કષ્ટોની ગરમી તો અનાદિકાળથી આત્મા પર લાગેલા કર્મોના કચરાને સળગાવી નાખવાની પ્રચંડ તાકાત ધરાવનારી છે. એ ગરમીમાં કર્મો જ બળે છે જ્યારે આત્મા તો વધુ ને વધુ વિશુદ્ધ થઈને બહાર નીકળે છે ! ગુમાવવાનું કાંઈ નથી અને મેળવવાનું પાર વિનાનું છે ! માટે જ એ કષ્ટોની જરાય પરવા કરવા જેવી નથી. એટલું જ નહિ, સામે ચાલીને એ કષ્ટોની ગરમી સ્વીકારવા જેવી છે.

ભૂલશો નહિ, વિરાટ અનંતકાળમાં આ જીવે કર્માધીન કષ્ટો તો અનંતીવાર સહન કર્યાં છે. ભૂંડ બનીને અગ્નિમાં શેકાયો છે, તો બકરો બનીને કસાઈની છરી નીચે કપાયો છે. ઘાણીમાં પિલાયો છે તો સિંહના જડબામાંય ચવાયો છે. ટ્રક નીચે કચરાયો છે તો પર્વતો પરથી પટકાયો પણ છે. જીવતાં ચામડાં ઊતર્યાં છે તો કળકળતાં તેલ પણ તેના પર રેડાયાં છે. વિષ્ટાના ટોપલા પણ તેણે ઉપાડ્યા છે તો આખા ગામના કચરા પણ ભેગા કર્યા છે. અપમાનોય તેણે સહ્યાં છે તો ગાળો પણ તેણે ખાધી છે.

આટઆટલાં કષ્ટો સહન કરવા છતાં તેનો નિસ્તાર થયો નથી; કારણકે એ કષ્ટો આ જીવે સામે ચાલીને વેઠ્યાં નથી પણં તેને વેઠવાં પડ્યાં છે. રોતાંરોતાં એ કષ્ટોનો કાળ તેણે પસાર કર્યો છે અને એટલે જ એ કષ્ટોની ગરમીએ તેને વિશુદ્ધ તો નથી બનાવ્યો; પરંતુ વધારે મલિન બનાવ્યો છે.

કર્માધીન કષ્ટો પણ પરાધીનપણે વેઠવાને બદલે સ્વાધીનપણે વેઠ્યાં હોત તો કામ થઈ જાત. આ સ્વાધીનપણે કષ્ટો વેઠવાની કળા આત્મસાત્ કરી લેવા જેવી છે. એ કળામાં માનસિક શાન્તિ પડી છે, જીવો સાથેની મૈત્રી પડી છે, સદ્ગતિની ભૂમિકા પડી છે, પરમપદની પ્રાપ્તિની શક્યતા પડી છે !

કર્માધીન કષ્ટો પછી બીજા નંબરે આવે છે જિનાજ્ઞાધીન કષ્ટો ! અલબત્ત, જિનાજ્ઞાના પાલનમાં સદાને માટે આનંદનો જ અનુભવ થાય છે; છતાં પ્રારંભિક કક્ષામાં અનાદિના અવળા રાહને તોડનારી જિનાજ્ઞાની આરાધના યત્કિંચિત્ કષ્ટદાયી લાગે છે. આવી કષ્ટદાયી આરાધના પ્રત્યે પ્રેમ ઊભો થઈ જાય તો પેલાં કર્માધીન કષ્ટો નામશેષ

થયા વિના ન રહે. કદાચ નામશેષ ન થાય તોય એની તાકાત તો તૂટ્યા વિના ન જ રહે. અરે ! મૂળ વાત તો એ છે કે જેના પર પ્રેમ હોય છે તેના તરફથી આવતાં કષ્ટો હકીકતમાં કષ્ટરૂપ લાગતાં જ નથી.

## એ મારો ભાઈ છે

એક પર્વત પર એક માણસ ખભા પર ભારે બોજો લઈને ચડી રહ્યો હતો. બોજાના કારણે તે હાંફી રહ્યો હતો. અચાનક તેની નજર પર્વતની બીજી કેડી પર પડી. ૧૪ વરસની એક કન્યા પોતાના ખભા પર એક નાના છોકરાને બેસાડીને ખૂબ ઉલ્લાસપૂર્વક ખૂબ ઝડપથી ઉપર તરફ જઈ રહી હતી.

આ છોકરીને જોઈને તેને આશ્ચર્ય થયું, 'આટલા બોજામાં હું થાકી જાઉં છું અને હાંફી જાઉં છું, જ્યારે આ છોકરી પોતાના ખભા પર એક નાના છોકરાને લઈને ચડી રહી છે, છતાં નથી તો તે થાકેલી દેખાતી કે નથી તે હાંફતી જણાતી ! આમ કેમ ?'

તેણે જોરથી પેલી છોકરીને પોતાની પાસે આવવાની બૂમ પાડી. છોકરી ઝડપથી એ માણસ પાસે આવીને ઊભી રહી.

'તમે મને કેમ બોલાવી ?'

'બહેન ! તને આ છોકરાનો ભાર નથી લાગતો ?'

'ભાર ? એ છોકરો નથી. મારો પોતાનો સગો ભાઈ છે. ભાઈનો તે ભાર લાગતો હશે ? મહેરબાન ! જ્યાં સ્નેહ હોય છે ત્યાં ક્યારેય ભારનો અનુભવ નથી થતો,' છોકરીએ જવાપ આપ્યો.

આ સાંભળીને પેલો માણસ તો સ્તબ્ધ થઈ ગયો.

## જ્યાં પ્રેમ હોય ત્યાં કષ્ટ નથી

જ્યાં સ્નેહ હોય છે ત્યાં ભાર નથી લાગતો. જ્યાં પ્રેમ હોય ત્યાં કષ્ટનો અનુભવ નથી. આ વાત લગભગ તમામ ક્ષેત્રોમાં એકસરખી રીતે લાગુ પડે છે.

રૂપિયા પર પ્રેમ છે તો એ રૂપિયા મેળવવા માટે પડતાં કષ્ટોમાં કષ્ટનો કોઈ અનુભવ થતો જ નથી. અરે ! ઊલટું, એ કષ્ટો પછી મળેલા રૂપિયા જોઈને આનંદઆનંદ થઈ જાય છે. પહેલે જ નંબરે પાસ થવાની ઝંખના સાથે અભ્યાસ પાછળ રાતદિવસના ઉજાગરા કરતા વિદ્યાર્થીને એ ઉજાગરા ત્રાસરૂપ લાગતા જ નથી. અને પહેલે નંબરે તે પાસ થઈ જ જાય તો એ ઉજાગરા તેને આશીર્વાદરૂપ લાગે છે. આ જ વાત લાગુ પડે છે આધ્યાત્મિક જગતમાં ! જિનાજ્ઞાના પાલન પ્રત્યે જેને ભારોભાર પ્રેમ છે તેવા આત્માઓને એનું પાલન કરતાંકરતાં ગમે તેવાં મરણાંત કષ્ટો આવે તોય એ કષ્ટો ત્રાસરૂપ તો નથી લાગતાં; પરંતુ આશીર્વાદરૂપ લાગે છે; કારણકે તેમને ખબર છે કે આ કષ્ટો સહન કરવા પાછળ

તો આત્મગુણોની ભરપૂર કમાણી પડી છે. એ કષ્ટોની અવગણનામાં જન્મ-મરણની કારમી રિબામણ પડી છે.

એટલે એક વાત તો નક્કી જ છે કે આ દુનિયાના જીવો કષ્ટોના, પ્રતિકૂળતાઓના કે દુઃખોના વિરોધી જ છે એવું નથી; પરંતુ જે કષ્ટો, પ્રતિકૂળતાઓ કે દુઃખોની પાછળ સુખની કલ્પના બેઠી છે એવાં તમામ કષ્ટો વગેરેને વેઠવા તો તેઓ હોંશેહોંશે તૈયાર છે. પણ સંસારનાં સુખ મેળવવા માટે વેઠાતાં કષ્ટો છેવટે તો દુઃખ આપનારાં જ બની રહે છે જ્યારે પરમપદને પ્રાપ્ત કરવાના લક્ષ્ય સાથે વેઠાતાં કષ્ટો આત્માને પાપમુક્ત બનાવીને જ રહે છે.

એટલે જ તો પેલા દુહામાં કહ્યું ને કે સજ્જન માણસનો ત્રાસ એ હકીકતમાં ત્રાસ છે જ નહિ. એ ત્રાસ તો આશીર્વાદરૂપ છે; કારણકે એ ત્રાસની ગરમીમાં જ આત્મા વધુ ને વધુ વિશુદ્ધ બનતો જાય છે.

નજર સામે તો લાવો એ મહાત્માઓને ! મેતારજ મુનિવર માસખમણનું પારણું કર્યા વિના તડકે ઊભા રહ્યા છે અને પેલા સોનીએ તેમના મસ્તક પર ચામડાનું વાધર વીંટ્યું છે. આ મુનિવર જરાય અકળાયા નથી. અપરાધી એવા સોની પર પણ હૈયાનાં હેત વરસાવ્યાં છે અને બક્ષિસમાં કેવળજ્ઞાન મેળવીને મોક્ષે પધારી ગયા છે !

પેલા સૌથી છેલ્લા નાની ઉંમરના બાળમુનિ સામે ચાલીને કૂદકો લગાવી ઘાણીમાં કૂદી ગયા છે. ખોપરીના ભૂકેભૂકા થઈ જવાની સાથે તેમણે કર્મોના પણ ભૂકેભૂકા બોલાવી દીધા છે અને મોક્ષે સિધાવી ગયા છે !

પેલા સમતાસાગર ખંધકમુનિ રાજાના મારાઓ પાસે ખૂબ પ્રસન્નતાપૂર્વક જીવતા ચામડી ઉતરાવી રહ્યા છે અને ચામડી ઉતરાવવાની સાથોસાથ આત્મા પરથી કર્મોનો ભાર પણ ઉતારી રહ્યા છે !

સગરચક્રીના ૬૦,૦૦૦ પુત્રો તીર્થરક્ષાની ખુમારીમાં ભડભડતી આગમાં જીવતા શેકાઈને ભડથું થઈ જવા છતાં બારમા દેવલોકે જઈ પહોંચ્યા છે !

ત્રસજીવોની રક્ષા ખાતર માસખમણને પારણે કડવી તુંબડી વાપરી જનાર ધર્મરુચિ અણગાર મોતને ઘાટ ઊતરી ગયા; પરંતુ સંસારને બે જ ભવમાં સીમિત કરી દીધો !

સાતસોસાતસો વરસ સુધી ચક્રવર્તીના શરીરે એક સાથે સોળસોળ રોગોને પ્રસન્નતાપૂર્વક સહતાસહતા રાજર્ષિ સનત્કુમાર સદ્‌ગતિને સાધી ગયા !

આ સઘળા પુણ્યવંત આત્માઓનાં જીવન બતાવે છે કે કષ્ટો સહન કરવાની તમારી પાસે કળા હોય તો એ કષ્ટો તમને સદાને માટે કષ્ટમુક્ત બનાવવાની પ્રચંડ તાકાત ધરાવે છે ! આપણી નજર સામે સતત આ મહાપુરુષોનાં જીવન નથી એટલે જ ધર્મારાધનામાં આવતાં મામૂલી કષ્ટો પણ આપણને તુર્ત ચલિત કરી નાખે છે.

## કષ્ટોને વધાવો

વર્ધમાન આયંબિલ તપની ઓળી ચાલુ કરી. પહેલે જ દિવસે સખત માથું ચડ્યું. બસ, આપણો પાવર ઊતરી ગયો. બીજે દિવસે પારણું કરી દીધું. સવારના ઊઠ્યા પછી સહેજ બેચેનીનો અનુભવ થયો. બસ, પૂજા કરવા જવાનું માંડી વાળ્યું ! પ્રતિક્રમણ કરવા ગયા. જગ્યા મેળવવા અંગે કોઈની સાથે સહેજ ઉગ્ર શબ્દોમાં બોલવાનું થયું, ઉપાશ્રય જવાનું માંડી વાળ્યું. આવા આપણા હીનસત્ત્વે આપણને ધર્મારાધનાઓનો આનંદ લૂંટવા જ દીધો નથી.

લૂંટવો છે ધર્મારાધનાઓનો આનંદ ? તો કષ્ટોને તરછોડતાં નહિ; પરંતુ વધાવતાં શીખી જાઓ. કષ્ટોના માર્ગને અપનાવ્યા વિના સાધના તમારી પોતાની નહિ થાય ! કષ્ટોથી ભયભીત બનેલું મન તમને સાધનાના માર્ગે ડગ પણ નહિ મૂકવા દે.

સમુદ્રને તળિયે જનારા મરજીવાને પૂછી જોજો કે છેક નીચે જવામાં જોખમ કેટલું ? પ્રત્યેક પળે મોતની શક્યતા ખરી જ ! અને એ જોખમમાંથી હેમખેમ પાર ઊતરી જવાનું ઇનામ કેટલું ? અઢળક કીમતી રત્નોની પ્રાપ્તિ ! મરજીવાની સામે, માત્ર દરિયાકિનારે ઊભા રહીને પાણીમાં છબછબિયાં કરતા કોઈ છોકરાને પૂછી જોજો કે તને આમાં જોખમ કેટલું ? તો તે કહેશે કે નામનુંય નહિ. અને તેને પાણીના છબછબિયાં કરતાં મળે શું ? છીપલાં સિવાય કાંઈ નહિ .'

મરજીવાને જોખમ ઘણું છે, તો તેની સામે ઇનામ મોટું છે !

છોકરાને જોખમ કાંઈ નથી, તો તેની સામે ઇનામ પણ કાંઈ નથી. !''

## જોખમ અને વિકાસ

જોખમ અને વિકાસ, એ બન્ને એક જ ગાડીના બે પાટા જેવાં છે. જોખમ ઉઠાવવાનું સાહસ કરી શકશો તો જ જીવનમાં વિકાસ સાધી શકશો. જોખમ જેટલું વધારે તેટલો વિકાસ વધારે !

સાચું બોલો, દીક્ષા લેનારો કેટલું જોખમ ઉઠાવે છે એનો તમને કોઈ ખ્યાલ ખરો? માની લો કે તમે પાલનપુરથી મુંબઈ જવા માગો છો. સાંજના છ વાગ્યાની ગાડી છે. સવારના સાડા પાંચ વાગ્યે તમે મુંબઈ સેન્ટ્રલ પહોંચી જવાના છો. તમે રોજ ચોવિહાર કરો છો. મુંબઈ સેન્ટ્રલ પહોંચતા જ તમને તમારા સ્નેહી મોટર લઈને તેડવા આવવાના છે. ગાડીમાં થ્રી ટાયર સ્લીપિંગનું રિઝર્વેશન છે. આટઆટલી અનુકૂળતાઓ હોવા છતાં તમે ખીસામાં રૂપિયા રાખો ?

સભા : 'હા.'

'શા માટે ? તમારે પાણીય પીવું નથી. ટિકિટની કોઈ ચિંતા નથી. સવારે મુંબઈ પહોંચ્યા પછી ટૅક્સીનીય તમારે ફિકર નથી. અને છતાં રૂપિયા રાખો ?'

સભા : સાહેબ ! રૂપિયા તો જોઈએ જ ને ! રસ્તામાં ગાડી અટકી ગઈ તો ? ટિકિટ ગુમ થઈ ગઈ તો ? અકસ્માત થઈ ગયો તો ? મુંબઈ સેન્ટ્રલ સ્ટેશને સ્નેહી મોટર લઈને લેવા ન આવ્યા તો ? અનેક મુશ્કેલીઓ આવવાની શક્યતાઓ છે. એટલે રૂપિયા તો રાખવા જ પડે !'

હવે વિચારી જુઓ, માત્ર એક રાતની મુસાફરીમાં સઘળી અનુકૂળતાઓની ચોકસાઈ કર્યા પછી પણ રૂપિયા રાખ્યા વિના તમે રહી શકતા નથી, તો પછી સાધુ જીવનભરને માટે સંસાર છોડીને નીકળે છે. આવતી કાલની ગોચરી, આવતી કાલનું મકાન, આવતી કાલની તબિયત, એકેય બાબતમાં તે નિશ્ચિંત બની જાય તેવી કોઈ વ્યવસ્થા તેના જીવનમાં પહેલેથી નિયત નથી હોતી; છતાં એક પૈસો સુદ્ધાં રાખવાનો તેના મનમાં કોઈ વિચાર પણ આવતો નથી !

***તમારી એક રાત પણ રૂપિયા વિનાની નહિ !***

***સાધુની આખી જિંદગીમાં પૈસાની કોઈ વાત નહિ !***

સાધુના જીવનમાં જોખમ કેટલું ? વસ્ત્ર, પાત્ર, ભોજનના જોખમ કરતાંય જિંદગીમાં ક્યાંય અપવિત્રતાનો ડાઘ ન લાગી જાય, ક્યાંય જિનાજ્ઞાની નિરપેક્ષતા ન આવી જાય, રાગાદિ મલિન ભાવો આત્મા પર ક્યાંય કબજો ન જમાવી દે એ અંગેની પળપળની જાગૃતિ રાખવાનું કામ કેટલું કપરું ? એક જ પળનો પ્રમાદ અને અનંત સંસારનું પરિભ્રમણ ! આમ છતાં આટઆટલા જોખમી જીવનના સ્વીકાર પાછળ વિકાસની શક્યતા કેટલી ? આરાધનામાં જોમ પ્રગટી જાય તો એક ભવમાં સંસાર પરિસમાપ્ત થઈ જાય. કદાચ આરાધનામાં જોમ ઓછું હોય તોય ૩/૫/૮ ભવોમાં મોક્ષ નિશ્ચિત !

જોખમ ઉઠાવવા તૈયાર રહો. કલ્પનાતીત આત્મવિકાસ થઈને જ રહેશે ! જોખમ ઉઠાવવામાં કાયર બન્યા તો આત્મવિકાસ તમારાથી લાખો યોજન દૂર રહેશે ! અરે ! નિઃસત્ત્વ બનેલું મન નાનીનાની ધર્મસાધના કરવામાંથીય પાછું પડશે.

## પહેલેથી જ કાપી લીધા

બજારમાં દલાલી માટે ભારે મહેનત કરવા છતાં વાણિયાને જોઈએ તેવી દલાલી મળતી નહોતી. એક દિવસ સવારે ઘરેથી નીકળતાં પહેલાં જ વાણિયાએ પોતાના મિત્રની પાસે પોતાનો સંકલ્પ જાહેર કર્યો.

'આજે દલાલીમાં ૧૦૦ રૂપિયા મળશે તો ભગવાનના ભંડારમાં ૫૦ રૂપિયા નાખીશ.'

આખો દિવસ રૂપિયા મેળવવા પાછળ ભારે દોડધામ કરી. સાંજ પડ્યે જોયું તો માત્ર ૫૦ રૂપિયા જ મળેલા ! હવે હકીકતમાં વિચારો તો દલાલીમાં જે મળે તેના અડધા પૈસા ભંડારમાં નાખવાની તેની પ્રતિજ્ઞા હતી. એટલે ૫૦ રૂપિયામાંથી ૨૫ રૂપિયા

ભંડારમાં નાખવા પડે તેમ હતું, પણ આખરે તો વાણિયો રહ્યો ને ?

પોતાના મિત્રને તેણે કહ્યું, 'દોસ્ત ! ભગવાન આપણા દિલને જાણતો જ લાગે છે !'

'કેમ શું થયું ?'

'આ જો ને ? મેં તો ૧૦૦ રૂપિયા મળે તો ૫૦ રૂપિયા ભંડારમાં નાખવાની પ્રતિજ્ઞા કરી હતી. પણ ભગવાનને લાગ્યું હશે કે 'આ વાણિયો ૧૦૦ મળ્યા પછી ભંડારમાં ૫૦ નહિ જ નાખે. એટલે પહેલેથી જ ૫૦ કાપી લેવા દે. બસ, ભગવાને પોતાના ભાગના ૫૦ રૂપિયા કાપીને જ બાકીના ૫૦ રૂપિયા મોકલાવ્યા લાગે છે.'

સિફતપૂર્વક ભંડારમાં રૂપિયા નાખવાની વાત વાણિયાએ ઉડાડી દીધી. પેલો મિત્ર શું બોલે ?

## નશ્વર ખાતર શાશ્વત ન છોડો

ક્ષુદ્ર આત્માઓની આવી તુચ્છ વિચારસરણી હોય છે ! આ સંસારની ક્ષણભંગુર વસ્તુઓ મેળવવા જતાં પોતાના આત્માને તેઓ ગુમાવી બેસતા હોય છે. અરે ! નશ્વરને સાચવવા ખાતર શાશ્વતની ઉપેક્ષા કરવામાં તેઓ જરાય અચકાતા નથી હોતા.

સાચું બોલો, ત્યાગી કોણ ? સાધુ કે સંસારી ? અમે કે તમે ?

સભા : 'સાહેબ ! આપ જ ત્યાગી !'

'અમે ત્યાગી શી રીતે ?'

સભા : 'આપે આખો સંસાર છોડ્યો !'

'તમારે નહિ છોડવો પડે ?'

સભા : 'એ તો સૌને છોડવો જ પડે !'

તો મારું તમને એટલું જ કહેવું છે કે અમે જે ચીજ છોડીને નીકળ્યા છીએ એ ચીજ તો આમેય અમારે છોડવી જ પડે એવી હતી. હા, એટલું ખરું કે અમે એ ચીજો ચાલીસ-પચાસ વરસ પહેલાં છોડી દીધી. પણ ન છોડી હોત તોય છોડ્યા વિના ચાલે એવું જ નહોતું એટલે એક વાત તો નક્કી થઈ ગઈ કે અમે માત્ર આ જનમ પૂરતી કામ લાગે એવી ચીજો જ છોડી છે, પણ એની સામે જનમોજનમ કામ લાગે એવા દેવ, ગુરુ, ધર્મને અમે પકડ્યા છે. જ્યારે તમે માત્ર આ જનમ પૂરતી જ કામ લાગે એવી ચીજોને પકડવા જતાં જનમોજનમ કામ લાગે એવા દેવ, ગુરુ, ધર્મને છોડી બેઠા છો ! તો ત્યાગી તમે કે અમે ?'

સભા : 'સાહેબ ! અમે ત્યાગી શેના ?'

'કેમ નહિ ? કીમતી ચીજો છોડે એ ત્યાગી ! અમે નશ્વર છોડ્યું, તમે શાશ્વતની ઉપેક્ષા કરી ! તમારો નંબર ત્યાગીમાં નહિ ?'

સભા : 'ના રે ના, અમે તો મરવાના છીએ આ સંસારમાં.'

વિચારો, ધર્મારાધનાઓની ઉપેક્ષા એટલે જનમોજનમના હિતની ઉપેક્ષા છે. માત્ર કામચલાઉ, નશ્વર, પરિણામે દુઃખદાયી એવા આ જગતના પદાર્થો મેળવવામાં, સાચવવામાં અને ભોગવવામાં જ મહામૂલી આ માનવ જિંદગી વેડફી નાખવામાં કઈ બુદ્ધિમત્તા છે ? પણ એક અરબી કહેવત છે કે 'બજાર જ્યારે તેજ હોય છે ત્યારે મૂર્ખાઓ માંદા પડતા હોય છે.' આ જ વાત આપણા જીવન માટે લાગુ પડે છે. અનંતાનંતકાળે મળેલ દેવ, ગુરુ, ધર્મને આરાધી લેવાના સમયે આપણે ઇન્દ્રિયોના તુચ્છ વિષયોની પાછળ મૂર્છિતપ્રાયઃ બની ગયા છીએ. ચોવીસે કલાક એ વિષયોની પ્રાપ્તિની ઝંખના જ રહે છે. ના, ક્યાંય નથી આત્મા યાદ આવતો કે નથી ક્યાંય આત્મગુણોની કમાણીનો આ મહામૂલો અવસર યાદ આવતો.

સભા : સાહેબ ! અમારામાં ધર્મને આરાધવાની તાકાત જ નથી.

તાકાત નથી ? તાકાત તો ઘણી છે પણ એ તાકાતને પ્રગટ કરી દે તેવો ભય અથવા તો ઉત્સાહ આપણા જીવનમાં નથી. **સંસારનો ભય લાગી જાય અથવા તો ધર્મારાધનાઓ પ્રત્યે ઉત્સાહ પ્રગટી જાય તો અંદર પડેલી શક્તિઓ પ્રગટ થયા વિના ન રહે.**

## જાય ભાગ્યો

જંગલમાંથી બે મિત્રો પસાર થઈ રહ્યા હતા. ૪૦ માઈલનું જંગલ માત્ર બે દિવસમાં વટાવી દેવાનું હતું. સવારના પહોરમાં નીકળ્યા પછી રાત સુધીમાં તો ૨૮ માઈલ વટાવી દીધા. રાતે એક ઝાડ નીચે બંને આરામ કરવા રહ્યા. સાથે જોખમ ઘણું હતું એટલે બંનેએ એવો વિચાર કર્યો કે આપણે વારાફરતી એક એક જણે જાગતા રહેવું. જોખમની સુરક્ષા પણ થઈ જાય. આ રીતે બંને જણાએ રાત્રિ પસાર કરી. સવારે ચાલવા માંડ્યા. હવેનો વિસ્તાર ડાકુઓનો આવતો હતો તેથી સાચવવાનું ખૂબ હતું. સાથે નાસ્તાનો ડબ્બો હોવા છતાં ખાધાપીધા વિના તેઓ ચાલતા જ રહ્યા. સાંજ પડતાં સુધીમાં તો છેક જંગલના નાકે આવી ગયા.

એક મિત્ર ખૂબ થાકેલો હતો. કકડીને ભૂખ લાગી હતી. તેના મિત્રને તેણે કહ્યું, 'દોસ્ત ! ખાધા વિના મારાથી હવે એક ડગલું પણ આગળ ચાલી શકાય તેમ નથી. પગ લથડિયાં ખાય છે, માથું ભમે છે, ચક્કર આવે છે, માટે આવ, આ ઝાડ નીચે બેસીને ઝડપથી નાસ્તો કરી આપણે ભાગીએ.'

'અરે ! હવે માત્ર બેત્રણ ફર્લાંગ જેટલો જ રસ્તો બાકી છે. ગમે તેમ ખેંચી નાંખ ને. બહાર નીકળ્યા પછી ખૂબ શાન્તિથી નાસ્તો કરીશું,' મિત્રે જવાબ આપ્યો.

'યાર ! તને કહ્યું ને, એક પગલું હવે ચલાય તેવી તાકાત નથી. તારે જવું હોય તો તું જા. હું નાસ્તો કરીને તારી પાછળ જ આવું છું !

આ વાત સાંભળી તેનો મિત્ર પણ તેની સાથે નાસ્તો કરવા બેસી ગયો. થેલીમાંથી

નાસ્તાનો ડબ્બો કાઢ્યો. ડબ્બો ખોલ્યો. તેમાં રહેલા ખાખરામાંથી જેવો એક ખાખરો ઉઠાવ્યો ત્યાં જોરથી બૂમ સંભળાઈ, 'પકડો, મારો, લૂંટો !' આ બૂમ સાંભળતાં જ પેલા બંને જણા ખાખરાનો ડબ્બો એમ ને એમ છોડીને ઊભી પૂંછડીએ જોખમ સાથે ભાગ્યા, એક મિનિટ વચ્ચે શ્વાસ ખાવાય થોભ્યા નહિ. પાંચ-સાત મિનિટમાં તો જંગલની બહાર નીકળી ગયા.

સલામત સ્થળે પહોંચ્યા પછી બંને શ્વાસ ખાવા બેઠા. પંદરેક મિનિટ બાદ પેલા મિત્રે પોતાના મિત્રને પ્રશ્ન પૂછ્યો, 'દોસ્ત ! તું કહેતો હતો ને કે ખાધા વિના આપણાથી એક ડગલું પણ ચલાય એમ નથી અને વગર ખાધે તું આટલું બધું દોડી શી રીતે શક્યો ?'

'એમાં શું પૂછે છે ? પાછળ ડાકુઓની પડેલી બૂમ તને સંભળાયેલી કે નહિ ? આપણો જાન અને આપણી પાસે રહેલું જોખમ એ બે પર આપત્તિ હતી. એ લોકોનો ભય એવો જોરદાર લાગ્યો કે ચાલવાની તાકાત આવી ગઈ ! અને દોડ્યા તો જાન અને જોખમ બંને સલામત રહી ગયા !' પેલાએ જવાબ આપ્યો.

## પાપભીરુ-ભવભીરુ બનો

આ દૃષ્ટાન્ત શું બતાવે છે ? એ જ કે જ્યાં ભય હોય છે ત્યાં અંદર સુષુપ્ત પડેલી શક્તિઓ પ્રગટ થયા વિના રહેતી નથી. સંયમજીવન સ્વીકારવાનું મન થતું નથી એમાં ચારિત્ર મોહનીય કર્મના ઉદય કરતાં વધુ મહત્ત્વનું કારણ તો એ છે કે આ સંસારના પરિભ્રમણનો જ ભય નથી. નરકાદિ દુર્ગતિઓના જાલિમ ત્રાસો અને તે-તે ભવોમાં આચરાતાં પાપો નજર સામે આવી જાય તો આજે જ સંયમ સ્વીકારવાની અંદર રહેલી તાકાત પ્રગટ થઈ જાય. **જ્યાં ભવભીરુતા આવે છે ત્યાં પાપભીરુતા આવ્યા વિના રહેતી નથી અને જ્યાં પાપભીરુતા આવે છે ત્યાં ધર્માચરણમાં વીર્યોલ્લાસ પ્રગટ્યા વિના રહેતો નથી.**

એક બાજુ સંસારના પરિભ્રમણનો ભય નથી તો બીજી બાજુ તારક એવી ધર્મક્રિયાઓ પ્રત્યે જોઈએ તેવો સદ્‌ભાવ નથી, પ્રેમ નથી, અને એટલે જ ધર્મારાધનાઓ અપૂર્વ ઉત્સાહ સાથે થતી નથી. અરે ! તમામ પ્રકારની અનુકૂળતાઓની વચ્ચેય ધર્મારાધનામાં ચિત્ત એકાગ્ર બનતું નથી !

સાચું બોલો, ઉનાળામાં બળબળતા બપોરે ધૂમ તાપમાં રખડ્યા પછી તમે સીધા ઍરકન્ડિશન્ડ રૂમમાં દાખલ થાઓ ત્યારે તમને ઠંડકનો અનુભવ કેવો થાય ? અને એવા સમયે તમને કોઈ ઠંડું પીણું પીવા આપે તો સ્ફૂર્તિનો અનુભવ કેવો ? આવી અનુકૂળતા વચ્ચે તમને કોઈ નવકારવાળી પકડાવી દે અને કહે 'આખી નવકારવાળી એવી રીતે ગણજો કે વચ્ચે સંસારનો એક પણ વિચાર ન આવે ! ' તો તમે એ રીતે નવકારવાળી ગણી શકો ?

સભા : 'ના રે ના, ચિત્ત ભટક્યા વિના ન જ રહે'

તો પછી મારે તમને એમ કહેવું છે કે ભર્યા પેટે અને સ્વસ્થ ચિત્તે પણ નવકારવાળીમાં ચિત્ત ચોંટતું નથી તો પછી અંત સમયે જાલિમ વેદનાઓ વચ્ચે નવકારમાં ચિત્ત શી રીતે ચોંટશે ?

એક વાત ખાસ યાદ રાખજો કે પુણ્યનો ઉદય જોરદાર હશે તો અંત સમયે નવકાર સંભળાવનાર કોક મળી જશે; પણ નવકાર ગમાડવો તો આપણે જ પડશે ! સારી તબિયતે જેને નવકાર પર પ્રીતિ નથી તેને અસ્વસ્થ તબિયતમાં નવકાર સાંભળવોય મુશ્કેલ બની જવાનો છે.

## આ નાલાયકને અહીં કોણ લાવ્યું ?

વરસો પહેલાં વિહાર કરતાકરતા અમે એક ગામમાં ગયેલા. બપોરે ગોચરી વગેરે વાપરી ત્યાં એક છોકરો હાંફળોફાંફળો થતો આવ્યો, 'મહારાજસાહેબ ! મારા પિતાજીની તબિયત સિરીયસ છે. આપ નવકાર સંભળાવવા પધારો ને ? તેણે વાત કરી.

તેની સાથે હું ગયો. ઘરમાં પુષ્કળ માણસો એકઠા થયા હતા. તેના પિતાજીને લોહીની ઊલટીઓ ચાલુ હતી: ડૉક્ટર બાજુમાં જ ઊભા હતા. અમે અંદર દાખલ થયા. છોકરાએ પોતાના પિતાજીના કાનમાં કહ્યું, 'બાપુજી ! હાથ જોડો, મહારાજસાહેબ આવ્યા છે.'

બાપે આંખ ખોલી. મારી સામે જોયું. કોણ જાણે શું થયું ? આવી છેલ્લી અવસ્થામાં પણ તરત જ તેના છોકરાને તેણે કહ્યું, 'આ નાલાયકને અહીં કોણ લાવ્યું છે ?'

આ સાંભળતાં સહુ સ્તબ્ધ થઈ ગયા. હું તરત જ ત્યાંથી રવાના થઈ ગયો. તપાસ કરતાં ખબર પડી કે એ છોકરાના બાપે આખી જિંદગી સાધુઓની માત્ર નિંદા જ કરેલી ! જિંદગીમાં જે ઘૂંટ્યું હતું એ જ અંત સમયે આવ્યું.

આ પ્રસંગ ખૂબ ગંભીરતાથી વિચારજો. સદ્ગતિની નિર્ણાયક બનનારી પળો જ આવી અસમાધિમય બની જાય તો પરલોક કેવો ભયંકર બની જાય !

## સમાધિ જોઈતી હોય તો...

મરતાં સમાધિ જોઈતી હોય તો જીવનમાં સમાધિ રાખતાં શીખી જાઓ. મરતાં નવકાર ગમાડવો હોય તો જીવતાં નવકાર પ્રત્યે પ્રેમ ઊભો કરી દો, મરતાં દુષ્કૃતોની ગર્હા કરવી હોય તો જીવતાં દુષ્કૃતો પ્રત્યે તિરસ્કાર ઊભો કરી દો, મરતાં સુકૃતોની અનુમોદના કરવી હોય તો જીવતાં સુકૃતો પ્રત્યે સદ્ભાવ ઊભો કરી દો.

સમાધિ વગેરેને મેળવવા માટે આના સિવાય બીજો કોઈ ઉપાય નથી. કહેવત છે ને ? 'કૂવામાં હોય તો હવાડામાં આવે.' એ જ વાત અહીં લાગુ પડે છે. 'જીવતાં જે ઘૂંટ્યું હશે એ જ મરતાં આવશે.'

એમ ન માનશો કે મરવાના છેલ્લા સમયે નવકારમાં એકાકાર થઈ જઈશું એટલે સદ્ગતિ નિશ્ચિત બની જશે ! નવકારનું સ્મરણ એટલું બધું સહેલું હોત તો આખી જિંદગી દરમ્યાન લાખો અને કરોડો નવકારો ગણવાની જરૂર જ ન રહેત. અંત સમયની સમાધિ ધારીએ એટલી સહેલી નથી.

અનુકૂળતાના સમયમાં જેનો અભ્યાસ કેળવશો એ જ અભ્યાસ પ્રતિકૂળતામાં કામ લાગશે. તરતી પેઢીએ દાન દેવાનું રાખશો તો જ ડૂબતી પેઢીએ દાન દેવાની બુદ્ધિ ઊભી રહેશે. સ્વસ્થ શરીરે તપ કરવાનો અભ્યાસ રાખ્યો હશે તો જ નબળા શરીરે તપ તરફનું લક્ષ્ય ઊભું રહેશે. અનુકૂળતાના સમયમાં મનમાં શુભ ભાવોની છોળો ઊછળતી રાખી હશે તો જ પ્રતિકૂળતાના સમયમાં મન શુભ ભાવોમાં રમતું રહેશે. સાધુ-સાધ્વીના વિશાળ સમુદાયને જોઈને આનંદિત થતા હશો તો જ કરોડોની સંખ્યામાં સાધુ-સાધ્વીને જોઈને મન ગદ્ગદિત થઈ જશે. દેરાસરમાં બિરાજેલા શ્રી મહાવીરસ્વામી વગેરે પર પ્રેમ હશે તો જ મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા સીમંધર સ્વામી પર પ્રેમ ઊભો થશે !

પ્ર. : ગોશાળાએ છેલ્લા સમયે સમાધિ રાખી તો બારમો દેવલોક મળી ગયો ને ? એમ અમેય છેલ્લે સમયે સમાધિ જાળવી રાખીશું અને સદ્ગતિમાં રવાના થઈ જઈશું.

ઉ. : અંત સમયની સમાધિ આટલી બધી સહેલી હશે, એમ ? તો-તો પછી આખી જિંદગી સાધના કરનારાઓ શું મૂર્ખા હતા ? તમારા વ્યવહારમાં લૉટરીની ટિકિટ ખરીદનારોય ધંધો ચાલુ રાખે કે મૂકી દે ? લૉટરીની ટિકિટ ખરીદનારા તો લાખો માણસો, પણ લાગે તો માત્ર એકાદને જ ! અને છતાં ટિકિટ ખરીદનારાઓ તમામ પોતાની આજીવિકા માટે ધંધા-નોકરી તો કરતા જ હોય ! લૉટરીના ઇનામની લાલચે કોઈ માણસ ધંધો છોડતો નથી.

બસ, એ જ રીતે આખી જિંદગી ગમે તેવી ખરાબ પસાર કરવા છતાં અંત સમયે સમાધિ ટકી રહે એવું તો લાખો-કરોડોમાં એકાદને બને ! પણ અંત સમયે નવકાર ગણી લઈશું એવી ગણતરીએ જિંદગીભરની સાધના છોડી દેવાય ? અને સાધના છોડી દેવાથી સમાધિ ટકી જ રહે ?

## સમાધિનો રાજમાર્ગ સાધના

આજીવિકા માટેનો રાજમાર્ગ છે ધંધો કે નોકરી, લૉટરીની ટિકિટ નહિ ! એ જ રીતે સમાધિપ્રાપ્તિનો રાજમાર્ગ છે સાધનામય જીવન, બેપરવાઈભરેલું જીવન નહિ ! માટે ભૂલેચૂકે ભ્રમણામાં ન રહેશો કે ગમે તેવું જીવન જીવીશું તોય અંત સમયે સમાધિ ટકાવી રાખીશું ! એ અખતરા કરવાના છોડીને જીવનને સાધનાથી મઘમઘતું બનાવી દો. એ જીવન જ તમારી સમાધિને અકબંધ બનાવી દેશે.

દિલને પૂછો, જ્યારેજ્યારે સમયની અનુકૂળતા મળે ત્યારેત્યારે દેરાસર, ઉપાશ્રય

જવાનું મન થાય છે ? સદ્વાંચન માટે મન તત્પર બને છે ? સાધુ ભગવંતોના સત્સંગ માટે દિલ ઉલ્લસિત થાય છે ? સાધર્મિકોની ખબરઅંતર પૂછવાનું મન થાય છે ? જો ના, તો પછી આવતા જનમમાં આ સઘળી સામગ્રીઓ મળશે શી રીતે ? અને કદાચ મળી જશે તોય ગમશે શી રીતે ?

સુખી અને શ્રીમંત માણસો આજે દેરાસર, ઉપાશ્રય અને સાધર્મિકોની અવારનવાર મુલાકાત લેતા રહે તો તે-તે ક્ષેત્રોની ઘણી સમસ્યાઓ અલ્પ પ્રયત્નોમાં હલ થઈ જાય તેમ છે ! પણ પાયાની વાત તો એ છે કે એ ક્ષેત્રો તરફ દિલને ભારોભાર પક્ષપાત અને સદ્ભાવ છે ખરો ?

પાયાની આ વાતો તરફ જ્યાં સુધી આપણી જાગૃતિ નહિ હોય ત્યાં સુધી આ તારક ક્ષેત્રો પણ આપણે માટે કેટલાં તારક બની રહેશે તે પ્રશ્ન છે ! તારક આ સઘળાં ક્ષેત્રો સૂર્ય જેવાં છે. સૂર્યનો પ્રકાશ એવો આક્રમક નથી કે તમારા દરવાજાને તોડીનેય ઘરમાં પ્રવેશી જાય. એ તો તમે દરવાજો ખુલ્લો રાખો તો તમારા ઘરમાં અજવાળું કરવા તૈયાર છે ! બસ, એ જ રીતે ધર્મ પણ તમારા જીવનમાં આક્રમક બનીને પ્રવેશી નહિ જાય; પરંતુ તમારું દિલ ધર્મને આવકારવા તૈયાર હશે તો એ જરૂર જીવનને ઊર્ધ્વગામી બનાવ્યા વિના ન રહે.

## મોક્ષ કોને જોઈએ છે ?

એક જિજ્ઞાસુએ પોતાના ગુરુને પ્રશ્ન પૂછ્યો, 'ભગવંત ! શાસ્ત્રોમાં ઠેરઠેર લખ્યું છે કે આ દુનિયામાં તમામને મોક્ષમાં જવાનો અધિકાર છે. તો પછી આટલા બધા આત્માઓ સંસારમાં રખડે છે કેમ ?'

'અલ્યા ! મોક્ષ જોઈએ છે જ કોને ? એક વાર આ ગામમાં જઈને બધાને પૂછી આવ કે તમારે શું જોઈએ છે ? ' ગુરુએ તેને જવાબ આપ્યો.

પેલો જિજ્ઞાસુ તો આખો દિવસ ગામમાં રખડીને સાંજના સમયે ગુરુ પાસે આવ્યો અને ગુરુના પગમાં પડીને કહે, 'ભગવંત ! આપે જેમ કહેલું એમ જ છે. આ ગામના ૩૦૦ માણસોને આજે મળ્યો. એ દરેકને મેં પૂછ્યું કે આ જીવનમાં તમારે શું જોઈએ છે? ૩૦૦ માંથી એક માણસ પણ એવો ન મળ્યો કે જેણે એમ કહ્યું હોય કે મારે મોક્ષ જ જોઈએ છે !

કોકને પૈસા જોઈએ છે તો કોકને પત્ની જોઈએ છે.

કોકને છોકરો જોઈએ છે તો કોકને મોટર જોઈએ છે.

કોકને શરીરની તંદુરસ્તી જોઈએ છે તો કોકને મનની મસ્તી જોઈએ છે. બસ, મોક્ષને છોડીને બધું જોઈએ છે ! હવે વાત સમજાય છે કે બધા મોક્ષમાં જઈ શકતા હોવા છતાં આટલા બધા જીવો સંસારમાં પરિભ્રમણ કેમ કરે છે ? કારણ સ્પષ્ટ છે, તેમને મોક્ષ

જોઈતો જ નથી !'

આ દૃષ્ટાન્ત ખૂબ ગંભીરતાથી વિચારજો. પુણ્ય તો કદાચ વગર મહેનતેય ઉદયમાં આવી જશે, પણ ગુણોનું અર્જન કરવા માટે તો મહેનત કરવી જ પડશે ! એ કાંઈ લૉટરીના લાગી જતા ઇનામ જેવી ચીજ નથી. આત્મકલ્યાણની વાતો કરવી સહેલી છે. આત્મકલ્યાણ કરવું હકીકતમાં જ કઠિન છે; કારણકે એ ભારે ભોગ માગે છે. ઇન્દ્રિયો અને મનના અનાદિના અવળા રાહને ફેરવવાની તેમાં વાત છે. અને આ જીવને એ બાબત જ અમલમાં મૂકવી કઠિન છે.

પાણી જેમ તિરાડ મળતાં જ તેમાં પ્રવેશી જાય છે, એ જ રીતે આ જીવ ઇન્દ્રિયોના વિષયો મળતાં જ તેમાં ખેંચાઈ જાય છે ! એ ખેંચાણમાંથી મુક્તિ મેળવવા માટેના પ્રયત્નો એનું જ નામ છે ધર્મસાધના ! તેમાં સ્વાર્થ, પ્રપંચ, માયા, બહિર્ભાવો વગેરેની સામે લાલ આંખ છે ! અલ્પ પણ પ્રમાદ મહા મહેનતે અર્જિત કરેલી આત્મગુણોની કમાઈને સાફ કરી નાખવાની તાકાત ધરાવે છે એ સત્યને નજર સામે રાખીને પ્રત્યેક પળે જાગૃતિ રાખવાની છે.

## સગાંસંબંધીને જાણ

ગોરના ઘરની સામે એક ગધેડો મરી ગયો. ચાર કલાક વીતી જવા છતાં સુધરાઈવાળા કોઈ માણસો એ ગધેડાના શબને ઉઠાવી ન ગયા ત્યારે ગોરે સુધરાઈના માણસ પર ફોન કરી આ હકીકત જણાવી.

પેલો માણસ મશ્કરો હતો. તેણે ફોનમાં જ ગોરને કહ્યું, 'મરનારની ઉત્તરક્રિયા તો આપ જ પતાવો છો તો પછી અમને ફોન કરવાની શી જરૂર છે ?'

'તમારી વાત સાચી છે; પરંતુ એ લાશની ઉત્તરક્રિયા પતાવતાં પહેલાં તેના સંબંધીને જણાવવું તો પડે ને ? એ હિસાબે તમારા પર ફોન કર્યો છે !' ગોરે જવાબ આપ્યો.

પેલો શું બોલે ?

દુનિયા બસ આના પર જ ચાલે છે. તમને કોઈ જવાબ આપે તો તમે સામે મોઢું તોડી નાખે એવો જવાબ આપો. તમને કોઈ ગાળ આપે તો તમે બીજી ગાળ તૈયાર જ રાખો. તમને કોઈ હેરાન કરે તો તમે એને પછાડવાના પ્લાન ઘડી જ રાખો. તમારો કોઈ પૈસો લૂંટે તો તમે એનો રૂપિયો લૂંટી લો. અરે ! પશ્ચિમનો 'ચાણક્ય' ગણાતો મેક્યાવેલી તો કહે છે કે 'આ દુનિયામાં સફળ થવું હોય તો ક્યારેય ઢાલ ન બનતા, તલવાર જ બનજો. બીજો તમારા પર તલવારથી આક્રમણ કરે અને તમે એનો ઢાલ બનીને બચાવ કરો એને બદલે તમે જ તલવાર લઈને બીજા પર તૂટી પડો. બીજો આક્રમક બને એ પહેલાં તમે એના પર આક્રમણ કરી દો !' મોટા ભાગના માણસો આ ગણિત પર જ

ચાલે છે. સુરક્ષા કરતાં આક્રમણ વધુ તાકાતવાળું છે એમ તેઓ માને છે અને એટલે જ જ્યાં તક મળે ત્યાં સામાને પછાડ્યા વિના તેઓ રહેતા નથી.

## મને ખબર જ છે !

અચાનક મુંબઈ જવાનું નક્કી થતાં બાપે છોકરાને બૂમ પાડીને બોલાવ્યો. છોકરો જમવા બેઠો હતો. એકદમ દોડતોદોડતો આવ્યો. જેવો નજીક આવ્યો કે તરત જ બાપે કાંઈ પણ પૂછ્યા વિના બે-ચાર લાફા લગાવી દીધા. છોકરો રડતોરડતો પાછો ચાલ્યો ગયો.

બાપની બાજુમાં બેઠેલા મહેમાન તો આ જોઈને સ્તબ્ધ જ થઈ ગયા. 'તમે વિના કારણ છોકરાને માર્યો કેમ ?' તેમણે પૂછ્યું.

'એ તો એવું છે ને કે પરમ દિવસે તેની પરીક્ષાનું પરિણામ છે અને હું જાણું છું કે નાપાસ થવાનો છે. મારે આજે મુંબઈ જવાનું થયું છે. મુંબઈથી પાછા આવતાં દોઢેક મહિનો થઈ જવાનો સંભવ છે. એટલે મને થયું કે અત્યારથી જ છોકરાને નાપાસ થવાની સજા કરી લીધી હોય તો સારું ! નવા વરસ માટે મહેનત તો કરવા માંડે ! આ ગણતરીએ છોકરાને બે-ચાર લાફા લગાવી દીધા.' બાપે જવાબ આપ્યો.

મહેમાન તો આ સાંભળીને સ્તબ્ધ જ થઈ ગયા !

અનુમાન પરથી સજા કરવા તૈયાર થઈ જનારાઓનો અહીં તોટો નથી. મુંબઈ જતાં પહેલાં 'છોકરો નાપાસ જ થવાનો છે' એવા અનુમાન સાથે પરીક્ષાનું પરિણામ આવ્યા પહેલાં દીકરાને બે-ચાર લાફા લગાવી દેતા બાપ પર હસતાં પહેલાં આપણે આપણા જીવનને ખાસ તપાસવા જેવું છે. આપણા મોટા ભાગના સંઘર્ષો આવાં તુચ્છ અનુમાનોને જ આભારી હોય છે.

## માત્ર અનુમાન ન કરો

સાચું બોલો, બારણાં બંધ કરીને તમે રૂપિયા ગણતા હો એવા જ સમયે બારણે ટકોરા પડે તો તમે રૂપિયા હાથમાં રાખીને બારણું ખોલો ? કે રૂપિયા એક બાજુ મૂકીને બારણું ખોલો ?

સભા :'આવનારો કોઈ ચોર હોય તો ?'

બહાર રહેલા માણસને જોયા વિના જ તમે એને ચોર માનવાના અનુમાન સુધી પહોંચી ગયા ? ધોળે દિવસે તમારે ત્યાં ચોર આવે ? એવું ન બને કે બહારગામથી તમારા એકદમ નિકટના કોઈ સ્નેહી જ આવ્યા હોય ! અરે ! કોઈ પુણ્યવાન સાધર્મિક આવ્યા હોય ! એથીય આગળ કહું તો સાધુ ભગવંત એ મકાનમાં ગોચરી વહોરવા પધાર્યા હોય અને એથી બાજુવાળા પાડોશીએ જ તમારે બારણે ટકોરા માર્યા હોય ! 'ચોર'ની શક્યતા લગભગ નથી. અને એ સિવાયના તમામની શક્યતા છે. છતાં તમે એકદમ હલકા

નિર્ણય પર આવી જાઓ છો. આનું કારણ શું ?

કહો, રૂપિયા ઉપરનો આંધળો રાગ તમને આવાં તુચ્છ અનુમાનો કરવા પ્રેરે છે. નિર્દોષ વ્યક્તિને પણ ગુનેગાર સિદ્ધ કરવા પ્રેરે છે. મિત્રતાને તોડીને દુશ્મનાવટનાં બીજ વાવવા પ્રેરે છે !

તમારા હાથમાં રૂપિયાની જગ્યાએ નવકારવાળી હોત તો ?

સભા : 'તો-તો હાથમાં લઈને બારણું ખોલત.'

'કેમ ?'

સભા : 'નવકારવાળી કોઈ થોડી લૂંટી લેવાના હતા ?'

ના..રૂપિયા લૂંટાઈ જવાની શક્યતા હતી માટે તમે તે રૂપિયાને એક બાજુ મૂકીને બારણું ખોલો અને નવકારવાળી લૂંટાઈ જવાની શક્યતા નહોતી માટે તમે એને હાથમાં રાખીને બારણું ખોલો. એ એકદમ સાચો જવાબ નથી; કારણકે તમારા ઘરમાં તમારા રૂપિયા આવી રીતે ચોરાઈ જાય એ માન્યામાં આવે એવી વાત નથી. મૂળ વાત તો એ છે કે રૂપિયા 'સંપત્તિ' જેવા લાગ્યા છે; પરંતુ નવકારવાળી 'સંપત્તિ' જેવી લાગી નથી. એટલે જ એકને છુપાવવાનું અને બીજાને પ્રગટ કરવાનું મન થાય છે !

## કીમતી ચીજની કાળજી કેટલી ?

માત્ર એક જ ક્ષેત્રમાં નહિ, અનેક ક્ષેત્રોમાં આ વાત લાગુ પડે છે. મનમાં જે ચીજની કિંમત બેઠી નહિ હોય, એ ચીજને પ્રગટ કરવામાં આ જીવને મોટે ભાગે અફસોસ નહિ હોય ! કચરો કાઢવાનું ઝાડુ રસ્તામાં અથવા તો ઘરમાં ગમે તે રીતે પડ્યું હશે પણ નવો પૈસોય એ રીતે નહિ પડ્યો હોય. પૈસા કરતાં રૂપિયો વધારે કાળજીથી સચવાતો હશે. રૂપિયા કરતાં રૂપિયાની નોટો પાછળનું જતન વધારે જોરદાર હશે. રૂપિયાની નોટો કરતાં સોનાનાં ઘરેણાં એકદમ વ્યવસ્થિત જગ્યાએ જ ગોઠવાતાં હશે અને સોનાનાં ઘરેણાં કરતાંય હીરાનાં નંગ વધુ ચોકસાઈવાળી જગ્યાએ મુકાતાં હશે ! આ શું બતાવે છે ? એ જ કે ચીજ જેટલી વધુ કીમતી તેટલી તેની વધુ કાળજી !

માત્ર આ જનમ પૂરતી કામ લાગતી ચીજોમાંય આટલી કાળજી રહેતી હોય તો પછી જનમોજનમ કામ લાગે એવી ચીજો પાછળ કેટલી કાળજી જોઈએ ? એ ચીજોના જતન માટેની તાલાવેલી કેવી જોઈએ ? એ ચીજોને કોઈ લૂંટી ન જાય એ અંગેની જાગૃતિ કેવી જોઈએ ?

## ઊંઘ શી રીતે આવે ?

એક રાજા રોજ રાતે વેશપલટો કરીને નગરચર્ચા જોવા માટે નીકળતો. એક દિવસ એક ઝાડ નીચે આસન જમાવીને બેઠેલા એક ફકીરને તેણે જોયો. આખી રાત આખા નગરમાં ફરીને રાજા જ્યારે પોતાના રાજમહેલે પાછો ફરી રહ્યો હતો ત્યારે તેણે જોયું તો

પેલો ફકીર એમ ને એમ જાગતો જ બેઠેલો.

સતત સાત દિવસ રાજાએ એ ફકીરને આખી રાત જાગતો જ જોયો. રાજાને આશ્ચર્ય થયું. ફકીર પાસે બેસવા માટેનું એક માત્ર આસન છે. લોટ માગવા માટેનું એક માત્ર ભિક્ષાપાત્ર છે. લાજ ઢાંકવા પૂરતી એક લંગોટી છે. છતાં આખી રાત મટકું માર્યા વિના તે જાગતો જ કેમ રહેતો હશે ?

રાજા આ પ્રશ્નનું સમાધાન મેળવવા સીધો ફકીર પાસે જ પહોંચી ગયો. ધ્યાનમગ્ન ફકીર પાસે તે શાન્તિથી બેસી ગયો. ફકીરે આંખ ખોલી એટલે રાજાએ હાથ જોડ્યા. થોડી વાર આડીઅવળી વાતો કર્યા પછી રાજાએ ફકીરને પ્રશ્ન પૂછ્યો,

'મહાત્મન્ ! એક શંકા છે. આપની રજા હોય તો પૂછું.'

'પૂછો.'

'છેલ્લા સાત દિવસથી હું આપને જોઈ રહ્યો છું. રાતના સમયે આપ એક મિનિટની પણ નિદ્રા લેતા હો તેવું લાગતું નથી. મને પ્રશ્ન તો એ થાય છે કે અમારા જેવા પાસે લાખો-કરોડોની સંપત્તિ છે, વિશાળ અન્તઃપુર છે, લાખો લોકોની અમારા શિરે જવાબદારી છે. એ તમામની રક્ષા ખાતર અમારે આખી રાત જાગવું પડે એ તો સમજાય એવું છે; પરંતુ આપને આખી રાત જાગવું પડે એ મને સમજાતું નથી. આપની પાસે નથી તો રૂપિયા, નથી તો લશ્કર ! નથી તો ઘર, નથી તો ઘરવાળી ! નથી તો નોકર-ચાકર કે નથી તો પરિવાર ! છતાં આપ આખી રાત જાગતા કેમ રહો છો ? આપ સૂઈ જાઓ તોય આપને ગુમાવવાનું શું છે ? જાગતા રહો તોય કમાવાનું શું છે ? મારે આ રહસ્ય જાણવું છે !

રાજાનો આ પ્રશ્ન સાંભળી ફકીર ખડખડાટ હસી પડ્યો, 'રાજન્ ! તારી મૂર્ખાઈ પર મને હસવું આવે છે. તું જેને માને છે એ હકીકતમાં સંપત્તિ નથી પણ વિપત્તિ છે ! એને સાચવવા તું આખી રાત જાગે કે ઊંઘે, તેનો કોઈ અર્થ નથી; કારણકે ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં એ સંપત્તિ તારી પાસે ટકવાની નથી. કદાચ જીવનભર એ સંપત્તિ તારી પાસે ટકી રહે તોય એ સંપત્તિમાંથી એક ફૂટી કોડીય તારા મર્યા પછી તારી સાથે આવવાની નથી. જ્યારે આખા જીવન દરમ્યાન સાધના કરીને મેં જે ગુણોની મૂડી એકઠી કરી છે એ મૂડી એક જ ક્ષણના પ્રમાદમાં સાફ થઈ જાય એવી છે. જાગૃતિ રાખીને એ મૂડી સાચવતાં આવડે તો મર્યા પછીય પરલોકમાં એ સાથે આવે એવી છે ! તારી માનેલી સંપત્તિની સુરક્ષા પુણ્યના હાથમાં છે, જ્યારે મેં અર્જિત કરેલી ગુણોની મૂડીની સુરક્ષા પુરુષાર્થના હાથમાં છે. એટલે જ હું આખી રાત જાગતાંજાગતાં પસાર કરું છું ! તારે જાગવામાં કાંઈ મેળવવાનું નથી જ્યારે મારે ઊંઘવામાં સઘળું ગુમાવવાનું છે.

'રાજન્ ! તમારી દુનિયાની સંપત્તિને સાચવવા માટે સતત જાગતા રહેનારાઓ બિચારા આ દુનિયામાંથી રોતારોતા વિદાય થયા છે, જ્યારે અમારી દુનિયાની સંપત્તિની

સુરક્ષા ખાતર જાગનારાઓ આ દુનિયામાંથી હસતે મુખડે વિદાય થયા છે. તારી સતત જાગૃતિમાંય કમાવાનું કાંઈ નથી, જ્યારે અમારી એક ક્ષણની પણ ઊંઘમાં સઘળું ગુમાવવાનું છે !'

રાજા તો ફકીરની આ વાત સાંભળીને સ્તબ્ધ જ થઈ ગયો !

સોનાની પરીક્ષા જેમ કસોટીના પથ્થર પર થાય છે તેમ સંપત્તિની મોતના પથ્થર પર થાય છે !

## સંપત્તિ તમારી નથી

જીવનની મહામૂલી ક્ષણો વેડફીને તમે જે કાંઈ એકઠું કર્યું છે તેને એક વાર મોતના પથ્થર પર કસી જુઓ. મોત પછી આમાંની કઈ ચીજો તમારી સાથે આવે ? એક પણ ચીજ તમારી સાથે આવવાની ન જ હોય તો પછી તમે એકઠી કરેલી સામગ્રીને તમારી સંપત્તિ શી રીતે કહેવાય ? સંપત્તિ  તમારી તો એ કે જે તમારા મોત પછી પણ તમારી સાથે આવવાની હોય ! માનવી કેટલો મૂર્ખ છે ? નિશ્ચિતપણે છૂટી જનારી સામગ્રીઓ મેળવવા પાછળ અનંતકાળે મળે એવી આ દુર્લભ માનવજીવનની કીમતી ક્ષણો તે પસ્તીની માફક વેડફી રહ્યો છે ! સામગ્રીઓ તો અનંતકાળમાં અનંતીવાર મળી છે; પરંતુ આ જીવન ? આ જિનશાસન ? આ અદ્ભુત ધર્મસામગ્રીઓ ? અનંતકાળે મળેલી આ તમામ ચીજો છે.

પણ આ વાસ્તવિકતાને સમજવા માટે થોડી બુદ્ધિની જરૂર પડે છે, થોડી ઉદાત્ત દૃષ્ટિ કેળવવાની જરૂર પડે છે. એના અભાવમાં આ નગ્ન સત્ય પણ સમજાવું અત્યંત કઠિન છે.

## ચેન નથી

ચોરી કરવાના ગુનાસર પકડાયેલા એક ગુનેગારને કોર્ટે દસ વરસની સખત કેદની સજા ફટકારી. એ દસ વરસના ગાળામાં જેલમાં જ તે ગુનેગારે આવેશમાં આવીને બીજા ગુનેગારનું ખૂન કરી નાખ્યું. એ ગુનાની સજા તેને ફાંસીની થઈ.

મહિનાની આખર તારીખે તેને ફાંસી આપવાનું નક્કી થયું. ફાંસીની સજા જાહેર થઈ ત્યારે બીજી તારીખ હતી. એ જાહેરાત થવાની સાથે જ તે ભાંગી પડ્યો. ખાવામાંથી તેને રસ ઊડી ગયો. તેના સંબંધીઓ મળવા આવે તોય તે સાવ સૂનમૂન થઈને બેસી રહેવા લાગ્યો. કૅલેન્ડરમાં તારીખ જેમજેમ ફરતી જતી હતી તેમતેમ તે વધુ ને વધુ દુઃખી થતો જતો હતો !

એક વાર તેનો મિત્ર તેને જેલમાં મળવા આવ્યો. પેલાની આવી વિચિત્ર હાલત જોઈને તે સ્તબ્ધ થઈ ગયો. 'દોસ્ત ! આજે તો હજી ૧૫ મી તારીખ છે. તારે મરવાને તો ૧૫ દિવસની વાર છે ! તો પછી અત્યારથી વ્યથિત શા માટે ?' તેણે પૂછ્યું.

પેલો કહે, 'ભલા માણસ ? હું તો જે દિવસે ફાંસીની સજા જાહેર થઈ એ જ દિવસથી મરી ગયો છું ! ૧૫ દિવસ પછી મોત આવે કે આજે આવે. મારે બધુંય સરખું જ છે. મને હવે જીવનમાં કોઈ રસ નથી.' પેલા મિત્રના આશ્વાસન આપવાના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા અને એક દિવસ એ રડતાંરડતાં ફાંસીને માંચડે ચડી ગયો !

મોતની તારીખ નક્કી થતાં જ જીવન જીવવાના તમામ રસકસ એ કેદીના ખતમ થઈ ગયા તો પછી આપણા જીવનમાં ફાલેલા-ફૂલેલા આ રાગાદિ ભાવોનાં તોફાનોનું શું ? પેલા કેદીને તો નિયત થયેલી તારીખ પહેલાં ફાંસી નહોતી જ મળવાની અને સાથોસાથ નિયત થયેલી તારીખે ફાંસી મળી જ જાય એવુંય નક્કી નહોતું ! કારણકે રાષ્ટ્રપતિને પોતે દયા માટેની અરજી કરે અને એ પાસ થઈ જાય તો ફાંસીમાંથી તેને મુક્તિ પણ મળી જાય !

## અનંતકાળને નજર સામે રાખો

પરંતુ આપણા મોત માટે એવું નથી. લાખ પ્રયત્નો કરો તોય મોતની સજામાંથી મુક્તિ મળે તેમ નથી, અને એય ૧૦૦ વરસે જ આવશે એવુંય નથી. આજે પણ આવી શકે તેમ છે ! આટલું નિશ્ચિત અને આજેય આવી જવાની શક્યતાવાળા મોત પ્રત્યે આપણે કેટલા બધા બેદરકાર છીએ ? જીવન એવી રીતે આપણે જીવીએ છીએ કે જાણે મોત આવવાનું જ નથી ! મરીને પરલોકમાં જવાનું જ નથી ! પરલોકના કોઈ ત્રાસો આપણે જાણે અનુભવવાના જ નથી.

થોડા સાવધ બનીએ. માત્ર આ જન્મને નહિ, વિરાટ અનંતકાળને સતત નજર સામે રાખીએ. દુર્ગતિના દુઃખમય અને પાપમય જીવનની ભયંકરતાને ક્યારેય ન ભૂલીએ. આત્મસ્વભાવની ક્રૂર મશ્કરી કરનાર રાગાદિભાવો પ્રત્યે જરાય બેદરકાર ન બનીએ. આવી કાંઈ જાગૃતિ હશે તો જ બચી જવાશે, પરલોક સુધરશે. અન્યથા ?

અલબત્ત, વિરાટ પરલોકને નજર સામે રાખીને હતાશ થવાનું નથી; પરંતુ વધારે જાગ્રત થવાનું છે. કર્મસત્તા ગમે તેટલી ક્રૂર હોય તોય આપણે ડરવાની જરૂર નથી. આપણે સાવધ હોઈએ તો ! ગામમાં જેલો વધે તો તેનો ડર ગુંડાઓને હોય છે, શાહુકારોને નહિ ! આ જ ન્યાય લગાડી દો સાધનાના જીવનમાં ! યાત્રા ભલે ગમે તેટલી લાંબી હોય તથા કઠિન હોય છતાં એ માર્ગે જવું અશક્ય તો નથી જ; કારણકે આજ સુધીમાં અનંતા આત્માઓં એ માર્ગે મર્દાનગીપૂર્વક પ્રયાણ કરીને સફળતાને વર્યા છે.

## શી રીતે વટાવી શકીશ ?

૧૫૦ માઈલનો પગપાળો પ્રવાસ કરવા નીકળેલો એક યુવક એક દિવસ સાંજના સમયે જંગલની નજીક પહોંચ્યો. ભયાનક જંગલ, ઘનઘોર અંધારું, રાની પશુઓનો ભય, શી રીતે પસાર કરી શકીશ આ જંગલ ? એવા વિચારમાં ચડ્યો હતો ત્યાં તો સામી

બાજુએથી એક માણસ હાથમાં ફાનસ લઈને નીકળ્યો. એ માણસ જંગલની બહાર આવી ગયો હતો અને હવે તેને ફાનસની કોઈ જરૂર નહોતી. એટલે પોતાના હાથમાં રહેલું ફાનસ સળગાવીને તેણે પેલા યુવકના હાથમાં આપી દીધું અને કહ્યું, 'દોસ્ત ! લે, આ લઈને જંગલ વટાવી જા. તને કોઈ તકલીફ નહિ પડે.'

પેલાએ હાથમાં ફાનસ લીધું. પણ ચાલવાને બદલે એ ફાનસની સામે જોઈને બેસી જ રહ્યો ! ફાનસ આપનાર માણસ વિચારમાં પડી ગયો કે આ ચાલવાને બદલે બેસી જ કેમ રહ્યો છે ?

તેણે પ્રશ્ન પૂછ્યો, 'ભલા માણસ ! હવે શો વિચાર કરે છે ? ચાલવા માંડ ! વહેલી તકે સામી બાજુએ પહોંચી જઈશ.'

'પણ..પણ હું શી રીતે ચાલવા માંડું ? આ જંગલ તો છે ૧૦ માઈલ લાંબું અને આ ફાનસનો પ્રકાશ તો માત્ર ૧૦ ડગલાં જેટલો જ પડે છે. એટલા પ્રકાશમાં આટલું વિરાટ જંગલ શી રીતે પસાર કરું ? હું તો હિંમત જ હારી ગયો છું !' એ યુવકે જવાબ આપ્યો.

આ સાંભળી પેલો માણસ તો ખડખડાટ હસવા લાગ્યો. 'મૂરખ ! તારે ક્યાં એકી સાથે ૧૦ માઈલનો કૂદકો મારવાનો છે ? એક એક પગલું મૂકતાં તારે જંગલ પસાર કરવાનું છે અને આ ફાનસ ૧૦ ડગલાં સુધી તો પોતાનો પ્રકાશ ફેંકે છે. તું જ્યાં જઈશ ત્યાંથી ૧૦ ડગલાં સુધીનો આગળનો રસ્તો તને આ ફાનસ બતાવશે. પછી ડરે છે શું ? ચાલવા માંડ. તું પહોંચ્યો જ સમજ !'

એ માણસની વાત સાંભળીને આ યુવકે ઉત્સાહથી ચાલવા માંડ્યું. કોઈ પણ જાતની તકલીફ વિના માત્ર ટૂંક સમયમાં જ આખું જંગલ વટાવી દીધું !

## હતાશ ન બનો

આ જ વાત સાધનાના જીવનમાં લાગુ પડે છે ! વર્તમાન કાળમાં ધર્મારાધનાઓ માટેની જે સામગ્રીઓ આપણને મળી છે એ સામગ્રીઓનો સ્વશક્તિ અનુસાર સદુપયોગ કરી લેવો એમાં જ ડહાપણ છે. અને સાથોસાથ જરાય હતાશ થવાની પણ જરૂર નથી. આટલી લાંબી યાત્રા મારાથી શે પૂરી થશે એ વિચાર હતાશાના ઘરનો છે. મંજિલ તરફ મુકાતું પ્રત્યેક પગલું મંજિલને નિકટ લાવે છે એ સદાય નજર સામે રાખવું. બસ, એ પગલાં જ છેક મંજિલે પહોંચાડી દેશે !

પણ આવી વિચારણા માટે દૃષ્ટિમાં નિપુણતા કેળવવાની જરૂર છે. માત્ર વર્તમાન પ્રસંગોને નજર સામે જોઈને લેવાતા નિર્ણયો ક્યારેય અતિ ઉત્સાહજનક હોઈને ધાર્યા પ્રમાણે પરિણામ લાવવા દેતા નથી. અને એવાં પરિણામો ન દેખાતાં મન હતાશ થયા વિના રહેતું નથી. જ્યારે બીજી બાજુ ક્યારેક સાવ નિરાશા પ્રેરે તેવાં અનુમાનો પર જવાના કારણે એ કાર્યોમાં સફળતા મળવાની સંભાવના હોવા છતાં એ કાર્યોની શરૂઆત

કરવા જ મન તૈયાર થતું નથી. એટલે બંને બાજુ નુકસાન છે !

જેની પાસે નિપુણમતિ છે, ગંભીર હૈયું છે તે ચાલુ પ્રસંગો પરથી એકદમ કોઈ ચોક્કસ પ્રકારનો નિર્ણય લઈ લેવા તૈયાર થતો નથી. કહેવાય છે ને કે 'તેલ જુઓ...તેલની ધાર જુઓ. પછી જોઈએ છીએ શું કરવું તે !' આમાં આ જ વાત છે.

એક દિવસ પૂરતો આ પ્રયોગ અજમાવી જુઓ. ક્યાંય પણ પ્રતિકૂળ પ્રસંગ બની જાય તો તેની પાછળ મગજનું બૅલેન્સ ગુમાવી ન બેસો. થોડી ધીરજ ધરો, આપોઆપ એવું કાંઈક બનશે કે જેના કારણે તમે પોતે જ તમારી જાત પર હસી પડશો. 'એ વખતે આવેશમાં ન આવ્યો તે સારું કર્યું' એવું તમને પોતાને જ થશે. કદાચ એવુંય બને કે ભયંકર નુકસાનીમાંથી તમે ઊગરી જાઓ.

અલબત્ત, મામૂલી દેખાતો આ પ્રયોગ હકીકતમાં સરળ નથી. પ્રતિકૂળતાના પ્રસંગે મગજનું બૅલેન્સ જાળવી રાખવામાં ભારે બહાદુરી જોઈએ છે. વસ્તુ કરતાંય વ્યક્તિનું મહત્ત્વ વધારે છે એ વાતને નજર સામે રાખવી પડે છે.

## મારી આંખમાં આંસુ આવી ગયાં

મુલુંડમાં વરસો પહેલાં ગ્રીષ્મ વૅકેશનમાં મૅટ્રિક-કૉલેજના યુવકોની શિબિર હતી. શિબિરમાં ચાલતાં રોજનાં પાંચપાંચ પ્રવચનોમાં મુલુંડનાં ભાઈ-બહેનો પણ મોટી સંખ્યામાં આવતાં હતાં. એક દિવસ મુલુંડનો એક યુવક મારી પાસે આવ્યો.

'સાહેબ ! ખરેખર તો આપ કહો છો તેવું જ અમારા જીવનમાં બને છે. કષાયોના સેવન પાછળનું વાસ્તવિક કારણ જાણવા મળે છે ત્યારે એમ થઈ જાય છે કે આમાં વધુ ગુનેગાર સામા માણસ કરતાં અમે જ હોઈએ છીએ.'

'એવો કોઈ પ્રસંગ બન્યો ?'

'હા, મહારાજસાહેબ ! સાંભળો. મુંબઈમા જે માર્કેટમાં મારી ઑફિસ છે એ ઑફિસમાં સાંજના સમયે અમે પાંચ-સાત મિત્રો ભેગા થઈને ભેળપૂરી ખાઈએ છીએ. મારી ઑફિસથી ૨૦૦ ડગલાં દૂર એક ભેળવાળો બેસે છે તેની પાસેથી મારો માણસ રોજ ભેળ લઈ આવે છે.

'અઠવાડિયા પહેલાં એવું બન્યું કે માણસને ભેળ લેવા મોકલ્યો તો માત્ર બે જ મિનિટમાં તે પાછો ફર્યો. મને આશ્ચર્ય થયું. 'આટલો જલદી તે શી રીતે આવી ગયો ?' પણ મારે તો ભેળથી નિસ્બત હતી. એટલે તેને કાંઈ પણ પૂછ્યા વિના ભેળનું પડીકું મેં ખોલ્યું અને અમે બધા મિત્રોએ ખાવાનું ચાલુ કર્યું. પણ રોજની ભેળ કરતાં આ ભેળમાં કંઈક ફેર લાગ્યો. ત્યારે મારા માણસને મેં પૂછ્યું, 'એય ! આ ભેળ ક્યાંથી લાવ્યો ?'

'શેઠ ! આ સામે જે ભેળવાળો ઊભો રહે છે ને તેની પાસેથી લાવ્યો.'

'રોજ જે ભૈયા પાસેથી લાવે છે એ જ ભૈયા પાસેથી ન લાવતાં આજે આની

પાસેથી કેમ લાવ્યો ? મેં પૂછ્યું,

'શેઠ ! આજે પગમાં દુઃખતું હતું એટલે નજીકના ભૈયા પાસેથી ભેળ લઈ આવ્યો,' માણસે જવાબ આપ્યો.

'જો, કાલથી આપણા ભૈયા પાસેથી જ ભેળ લાવજે.'

'સારું,' તેણે જવાબ આપ્યો.

બે દિવસ બરાબર ચાલ્યું. ત્રીજે દિવસે પાછી એ જ ગરબડ થઈ. સ્વાદ બદલાતાં જ ખબર પડી ગઈ. માણસને પૂછ્યું, તેણે કાંઈ જવાબ ન આપ્યો. ધમકાવવા જતો હતો ત્યાં એક ઘરાક આવી ચડ્યો. એટલે વાત અટકી ગઈ ! બીજા બે દિવસ ભેળ વ્યવસ્થિત આવી. ગઈ કાલે પાછી તેણે ગરબડ કરી. મારો પિત્તો ગયો. બે લાફા ચોડી દીધા માણસને મેં, અને બધીય ભેળ ખાધા વિના તેની જ સામે ફેંકી દીધી !

પેલો માણસ તો ધ્રુસ્કેધ્રુસ્કે રોવા લાગ્યો. મેં તેની સામે જોવાનીય પરવા ન કરી. માણસથી એક વાર-બે વાર ભૂલ થઈ જાય એ માની લેવાય; પરંતુ સૂચના આપવા છતાં એની એ જ ભૂલ જાણી જોઈને થતી હોય તો શું સમજવું ? આ વિચારે મેં તેનાં આંસુની ઉપેક્ષા કરી.

પંદર મિનિટ સુધી રડ્યા બાદ તે મારી પાસે આવ્યો. 'શેઠ ! આજે માફ કરી દો. કાલથી આપણા ભૈયા પાસેથી જ ભેળ લાવીશ.'

હું તેના નરમ ચહેરા સામે જોઈ રહ્યો. માથા પર હાથ ફેરવીને વાત્સલ્યથી પૂછ્યું, 'જા' તને માફ તો કરી જ દીધો છે. પણ મારે આ જાણવું છે કે તું જાણીજોઈને બીજા ભૈયા પાસેથી ભેળ શા માટે લાવે છે ? તને મેં ના તો પાડી છે'

'શેઠ ! આજે આપનાથી કાંઈ નહિ છુપાવું. હું જે ભૈયા પાસેથી ભેળ લાવું છું એ ભૈયો ચાર-પાંચ પડીકાંએ એક પડીકું ભેળનું વધારે બાંધી આપે છે. જ્યારે આપણો ભૈયો ગમે તેટલી ભેળ લો તોય વધારે ક્યારેય આપતો નથી ! રોજ આપને આપના મિત્રો સાથે ભેળ ખાતા જોઈને મનેય ભેળ ખાવાનું મન થતું હતું; પરંતુ હું રહ્યો નોકર માણસ ! મારી તાકાત કેટલી ? છતાં ન જ રહેવાયું ત્યારે આ ઉપાય અજમાવ્યો. એટલા જ પૈસામાં ભેળનું એક પડીકું વધારે લઈને હુંય ભેળ ખાતો હતો. પણ આપની નારાજગી જ છે તો કાલથી આપણા જૂના ભૈયા પાસેથી જ ભેળ લાવતો રહીશ.'

મહારાજસાહેબ ! નોકરની આ વાત સાંભળીને મારી આંખમાં આંસુ આવી ગયાં. મને મારી જાત પર ધિક્કાર છૂટ્યો. આમાં નોકરની શી ભૂલ હતી કે મેં એને લાફો મારી દીધો ? સ્વાભાવિક છે કે અમને સહુને ભેળ ખાતા જોઈને તેનેય ભેળ ખાવાનું મન થાય. અને પોતાની એ ઇચ્છા સંતોષવા તેણે આ ઉપાય અજમાવ્યો.

ભૂલ તો મારી હતી કે મેં ક્યારેય તેના માટે ભેળ મંગાવી નહોતી. જો એ કર્યું હોત

તો આજે જે બની ગયું તે ક્યારેય બનવા જ ન પામ્યું હોત ! પણ નોકરની વાત પૂરી થતાં જ મેં એને કહી દીધું, 'આવતી કાલથી પાંચ પડીકાંની સાથે તારું છઠ્ઠું પડીકું પણ ગણી જ લેવાનું. એમાં ભૂલ થશે તો ચલાવી નહિ લઉં.'

આ સાંભળતાં જ તે ગદ્ગદ થઈ ગયો. પણ એ વખતે મને ખ્યાલ આવી ગયો કે આજુબાજુની પરિસ્થિતિનો કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના સેવાઈ જતા કષાયો હકીકતમાં કેટલા નુકસાનકારી હોય છે ! હવેથી નક્કી કર્યું છે કે સામા માણસની ભૂલ કાઢતાં પહેલાં એક વાર એ ભૂલ અંગેનો ખુલાસો તેની પાસેથી જ મેળવી લેવો. શક્ય છે કે એમ કરવામાં કદાચ આપણી જાત જ આપણને ગુનેગાર લાગે. અને તેથી કષાય કરવાની વાત ઊભી ન થાય !

## નોકરને સ્વજન માનો

આ પ્રસંગ અનેક બાબતોની વિચારણા માગી લે છે. પહેલી વાત તો એ છે કે તમારે ત્યાં નોકરી કરતા નોકરો એ હકીકતમાં જડ નથી, પણ ચેતન છે એ વાત મગજમાં બરાબર બેસાડી દેજો. માત્ર પાંચસો-સાતસો રૂપિયાનો પગાર આપી દેવાથી તેમની સાથે જડ જેવો વ્યવહાર કરવાનો તમને કોઈ અધિકાર નથી. તમને જેમ મોંઘવારી નડે છે એ જ રીતે તેમને પણ મોંઘવારી નડે છે. માંદગી તમારી જેમ તેમને પણ આવે છે. કુટુંબના ખર્ચા તમારી જેમ તેમને પણ આવે છે. તમારાં બાળકોની જેમ તેમનાં બાળકો પણ રમકડાં લાવવાની હઠ કરે છે. વારે-તહેવારે નવાં કપડાં પહેરવાનું મન તમારી જેમ તેમને પણ થાય છે ! વ્યવહાર તમારી જેમ તેમણે પણ સાચવવાના હોય છે ! તમારી જેમ તેઓ પણ ક્યારેક આ દુકાને આવવાથી કંટાળતા હોય છે ! તમારાં બાળકોની જેમ તેમનાં બાળકોને પણ ભણવાના ખર્ચા કાઢવાના હોય છે ! ફરવા જવાનું મન તમારી જેમ તેમને પણ થાય છે ! પ્રેમની જરૂર તમારી જેમ તેમને પણ હોય છે !

આ તમામ વાસ્તવિકતાઓને નજર સામે રાખીને તમે તમારા નોકરોની સાથે ઉચિત વ્યવહાર કરતા હોત તો આજે તમારા બંને વચ્ચે જે વિરાટ અંતર પડી ગયું છે તે કદાચ ન પડ્યું હોત ! હું તો તમને ત્યાં સુધી કહું છું કે તમારા ઘરના અને તમારી દુકાનના નોકરો તમારી ગેરહાજરીમાં ખુલ્લા દિલથી તમારી પ્રશંસા ન કરતા હોય તો તમે માર્ગાનુસારી ગુણોની ભૂમિકા સુધી પણ પહોંચ્યા છો કે કેમ તે પ્રશ્ન છે ! તિથિને દિવસે વનસ્પતિના જીવોને બચાવનાર માણસ પોતાના માણસોને ન બચાવી શકે ? એની આંખનાં આંસુ ન લૂછી શકે ? એના દુઃખને દૂર કરવાના શક્ય પ્રયત્નો ન કરે ? એના જીવનનાં સુખ-શાન્તિની એ ચિંતા ન કરે ? એનાં બાળકોના માથે વાત્સલ્યથી હાથ ફેરવી ન શકે ? એનાં બાળકો માટે ક્યારેય મીઠાઈનું પૅકેટ ન મોકલી શકે ?

આટલી માણસાઈ પણ જે વ્યક્તિમાં નથી તે માણસ ધર્મની પરિણતિ ટકાવી શકે

એ વાતમાં કોઈ માલ નથી. અરે ! મોટે ભાગે એવા માણસો ધર્મમય જીવનથી ભ્રષ્ટ થયા વિના રહેતા નથી.

## ચોરી શા માટે કરી ?

વરસો પહેલાં બની ગયેલો આ સત્ય પ્રસંગ છે.

બહોળું કુટુંબ. ચાર ભાઈઓ. મોટા ભાઈના બે પુત્રો. ઘર જુદાં પણ ધંધામાં બધા સાથે. ચાર દુકાન ધમધોકાર ચાલે. સહુમાં પરસ્પર સંપ સારો. ઉદારતા પણ સારી. મોટા ભાઈ નિવૃત્ત જીવન જીવતા હતા.

એક દિવસ મોટા ભાઈના મોટા છોકરાએ ઘરે આવીને વાત કરી, 'બાપુજી ! આજે દુકાનનો એક માણસ સાડી ચોરતો પકડાઈ ગયો. કાકાએ ઘણી ધમકી આપી પણ બાકીની ચોરાયેલી સાડીઓની તે કબૂલાત કરતો નથી. અને એટલે આવતી કાલે અમે બધાએ અંદરખાને તેને પોલીસને સોંપી દેવાનો વિચાર કર્યો છે.'

આ સાંભળી તેમણે જવાબ આપ્યો, 'હું આવતી કાલે દુકાને આવવાનો છું. બધાને મળ્યા પછી એ નોકર અંગેનો નિર્ણય આપણે નક્કી કરીશું.'

બીજે દિવસે બપોરના મુખ્ય દુકાને ચારે ભાઈઓ, પોતાના બન્ને પુત્રો તથા ચારે દુકાનના તમામ માણસો ભેગા થયા. ઔપચારિક વાત પછી પેલા નોકરને મોટા ભાઈએ ચોરી અંગે પૂછતાં તેણે રડતી આંખે ચોરીની કબૂલાત કરી અને હવે પછી ક્યારેય ચોરી નહિ કરું એવી ખાતરી આપી.

પણ મોટા ભાઈ કોઈ જુદા જ વિચારમાં હતા. તેમણે પોતાના ત્રણેય નાના ભાઈઓ તથા બન્ને પુત્રોનો કેટલો ઉપાડ છે તે પૂછ્યું. જવાબ મળ્યો, ૨૫૦૦ રૂ., ૨૨૦૦ રૂ., ૨૦૦૦ રૂ., ૧૫૦૦ રૂ., ૧૫૦૦ રૂ., ૧૫૦૦ રૂ. ! ત્યાર બાદ દુકાનના વીસ જેટલા નોકરોનો પગાર પૂછ્યો, ૫૦૦ રૂ., ૪૫૦ રૂ., ૪૦૦ રૂ. વગેરે !

આટલી ઊલટતપાસ લીધા બાદ મોટા ભાઈએ પોતાના ત્રણે ભાઈઓ તથા બન્ને પુત્રોની ભારે ઝડતી લઈ નાખી ! 'તમારામાંથી એકેયનો ઉપાડ ચાર આંકડાથી ઓછો નથી અને આ વીસ નોકરોમાંથીય એકેય નોકરનો પગાર ત્રણ આંકડાથી વધારે નથી ! આ નોકરો ચોરી ન કરે તો કરે શું ? શું એ લોકોને પેટ નથી ? કુટુંબ નથી ? મોંઘવારી નથી ? માંદગી નથી ? તમારા જેવી સઘળી સમસ્યાઓ એ લોકોને પણ છે તો પછી તેમના પગારનાં ધોરણ આટલાં નીચાં કેમ રાખ્યાં છે ? શું દુકાનોમાં ઘરાકી નથી ? નફો ઓછો થાય છે ? ના, વરસ દહાડે બબ્બે-ચાર ચાર લાખ રૂપિયાનો નફો છે છતાં નોકરોને પૂરતો પગાર આપવો નથી. અને પાછા અપૂરતા પગારને કારણે ચોરી કરતાં પકડાઈ ગયેલા નોકરને પોલીસને સોંપી દેવાની ગણતરીમાં રમો છો ? શરમ નથી આવતી તમને બધાને ?'

દુકાનમાં તો સ્તબ્ધતા છવાઈ ગઈ. કોઈ કાંઈ બોલે નહિ. ત્યાં તો મોટા ભાઈએ આગળ બોલવાનું ચાલુ કર્યું. 'અત્યારે ને અત્યારે આ તમામ નોકરોને બબ્બે મહિનાના બોનસ આપી દો અને એ દરેક નોકરોનો ૫૦/૧૦૦ રૂપિયા જેટલો પગાર વધારી દો. સાથે નક્કી કરી દો કે દુકાનના કોઈ પણ નોકરના ઘરમાં કોઈને પણ માંદગી આવશે તો એનો તમામ ખર્ચો દુકાન ભોગવશે.'

આ સાંભળતાં જ ચોરી કરનારો પેલો નોકર તો મોટા ભાઈના પગમાં પડીને ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગ્યો. અત્યાર સુધીમાં કરેલી તમામ ચોરીની એણે ત્યાં ને ત્યાં કબૂલાત કરી દીધી.

સઘળા નોકરોને મોટા ભાઈની આજ્ઞા પ્રમાણે બબ્બે મહિનાના બોનસ ત્યાં ને ત્યાં ચૂકવાઈ ગયાં. પગારવધારાની જાહેરાત થઈ ગઈ અને ત્યારથી માંડીને આજ સુધીમાં એ દુકાનમાં ફરી ક્યારેય ચોરી નથી થઈ.

આનું નામ છે ધર્મની પરિણતિ ! 'સામા માણસે ચોરી કરી છે' એટલી જ વાત એને સજા કરવા માટે પર્યાપ્ત નથી. એ ચોરી તેણે કઈ પરિસ્થિતિમાં કરી છે એની વિચારણા કરવી ખૂબ જરૂરી છે. આ વિચારણામાં સામી વ્યક્તિ પ્રત્યેની મૈત્રી જળવાઈ રહેવાની પૂર્ણ શક્યતા પડી છે !

## ઘર-આંગણે મૈત્રી જમાવો

હંમેશાં જે નોકરો સાથે તમારે કામ પડે છે એવા નોકરોનાં દિલ પણ તમે ન જીતી શકતા હો તો અન્યત્ર તમે લોકપ્રિય કેવી રીતે બની શકવાના ? અરે ! દુકાનના અને ઘરના નોકરોને સાચવવામાં તો તમારો સ્વાર્થ છે ! છતાં ત્યાં તમારી ઉપેક્ષા હોય તો પછી દેરાસરના પૂજારી અને ઉપાશ્રયના માણસો પ્રત્યે તમે ઉચિત વ્યવહાર બજાવો એ આશા જ અસ્થાને છે એવું નથી લાગતું ?

ઘર-આંગણે જે મૈત્રી જમાવી શક્યો નથી એ જગતના જીવ માત્ર સાથે મૈત્રી શી રીતે જમાવી શકે ? અને એ જમાવ્યા વિના અંતરમાં ધર્મની પરિણતિ શી રીતે મજબૂત થઈ શકે ?

આખા વરસ દરમ્યાન તમારે ત્યાં થતા બે-ચાર જમણવારોમાં દેરાસર, ઉપાશ્રય, ઘર અને દુકાનના માણસોના કુટુંબનો, અરે ! ખાલી માણસોનોય સમાવેશ ખરો ?

સભા : 'ના.'

'કેમ ?'

'એ લોકોને જમાડવાથી વિશેષ લાભ શો ? અમને મળે શું ?'

'તો પછી સાસુ-સસરા, મામા-મામી, માસી-ફોઈને જમાડવાથી શો લાભ ?'

'સભા : 'એમાં અમારો મોભો તો જળવાય ને ?'

બસ, તમને તમારો મોભો જાળવવામાં રસ છે. પણ સામાના દિલને જાળવવામાં કોઈ રસ નથી ! કેવી ક્ષુદ્ર મનોવૃત્તિમાં જીવન પસાર થતું હશે ત્યારે આવી જીવનપદ્ધતિ અપનાવાતી હશે ! નહિતર તો સ્થિતિસંપન્ન માણસ આખા વરસમાં એક વાર આ તમામ માણસોને સહકુટુંબ પોતાને ત્યાં ખાસ જમવા ન બોલાવે ? એ તમામ માણસો જમતા હોય અને તમે તેની થાળીમાં વાનગીઓ પીરસતા હો. અરે ! આગ્રહ કરીકરીને તેમના મોઢામાં બરફીના ટુકડા નાખતા હો, એ દૃશ્યની તમે ક્યારેય કલ્પના પણ કરી છે ? એ દૃશ્ય અમલી બને તો નોકરો વગેરેનાં દિલ પર તેની કેવી ઘેરી અસર ઊભી થાય એની તમને ખબર છે ?

આવી યોજનાઓ તમે અમલી બનાવી હોય અને પછી દેરાસરમાં પરમાત્માની મૂર્તિ પર વિવેક વિના આડેધડ પૂજારી વાળાકુંચી કરતો હોય અને એ વખતે તમે પૂજારીને કોઈ સૂચના આપી હોય તો એ સૂચનાનો અમલ પૂજારી પ્રેમથી કરે. એ જ રીતે ઉપાશ્રયના કામમાં માણસ કદાચ બેદરકારી કરતો હોય અને તમે એને એમ ન કરવા સમજાવો તો એ જરૂર સમજી જાય ! પણ આ ક્યારે શક્ય બને ? તમે તેમનાં દિલ જીતી લીધાં હોય તો ! અને દિલ જીતવા માટે ભોગ આપ્યા વિના ચાલતું નથી.

આજે લગભગ સર્વત્ર આ બૂમ છે. માણસો પ્રામાણિક નથી મળતા ! (તમે બધા પ્રામાણિક જ હશો !) કોઈ માણસ નિષ્ઠાથી કામ નથી કરતો, (તમે પૂરા નિષ્ઠાવાન હશો !) પણ આ બધી બૂમોનો કોઈ અર્થ નથી; કારણકે જ્યાં સુધી એ માણસો પ્રત્યેની તમારી પોતાની જવાબદારીનો તમે પોતે વિચાર નહિ કરો ત્યાં સુધી કોઈ સુધારા થવાની શક્યતા નથી !

## માણસમાં રસ નથી

અલબત્ત, કેટલીક જગ્યાએ માણસો જ અપાત્ર હોય છે તેવું બને છે; પરંતુ તેનો અર્થ એ નથી કે બધા માણસો એવા જ છે ! મૂળ વાત તો એ છે કે તમને એ માણસના કામમાં રસ છે; પરંતુ માણસમાં રસ નથી. પૂજારી પરમાત્માની પૂજા વગેરે વ્યવસ્થિત કરે છે કે નહિ એમાં તમને રસ છે પણ પૂજારી પોતે વ્યવસ્થિત જીવન જીવે છે કે નહિ, એમાં તમને રસ નથી !

આજે એવા કેટલાય શ્રીમંતો છે કે જેઓ પોતાની દુકાનના નોકરોને ૧૨-૧૨ મહિનાના, યા તો ૯-૬-૩ મહિનાનાં બોનસો આપતા હોય છે. આવા શ્રીમંતોને મારે એટલું પૂછવું છે કે દુકાનના નોકરોની સાથોસાથ તમને દેરાસરનો પૂજારી કે ઉપાશ્રયનો માણસ યાદેય ન આવે ? તમે તેને ૧૨ મહિનાનું બોનસ ન આપો તો કાંઈ નહિ, પણ એક મહિનાનું બોનસ પણ ન આપી શકો ?

સભા : 'પૂજારીને પગાર તો અપાતો જ હોય છે ને ?'

'એમ તો તમારા નોકરોનેય તમે ક્યાં પગાર નથી આપતા ? પણ કહો કે દુકાનનો માણસ હજી તમને તમારો લાગે છે; પરંતુ પૂજારી તો સંઘનો લાગે છે અને એટલે જ તેના પ્રત્યે તમારી સરાસર ઉપેક્ષા છે. અરે ! આગળ વધીને હું તો એટલું કહું છું કે બોનસ ન આપો તોય કાંઈ નહિ. પણ બેસતા વરસે જ્યારે સવારના પહોરમાં માંગલિક સાંભળવા આવો ત્યારે તમે દરેક જણ દેરાસર અને ઉપાશ્રયના પ્રત્યેક માણસને માત્ર એકએક રૂપિયો તો આપી શકો ને ? કે પછી એટલીય શક્તિ નથી પહોંચતી ? તમારો માત્ર એક રૂપિયો એ પૂજારીને મન બોનસ કરતાંય વધુ કીમતી બની જાય તેમ છે ! પણ આવો ભોગ આપવા માટે સંકુચિત દૃષ્ટિના ચોકઠામાંથી આત્માને બહાર કાઢવો પડે ! જડના રાગને અપાતા મહત્ત્વમાં કાપ મૂકવો પડે, જીવમાત્ર પ્રત્યેની મૈત્રીને દિલમાં સતત ટકાવી રાખવી પડે, વિરાટ અનંતકાળને નજર સામે રાખવો પડે ! યાદ રાખજો પેલી કડી અને તેમાંથી તમારી જાતને મુક્ત રાખજો.

अविश्वास बस अविश्वास ही,
दुनियाका मन्त्र बना है,
भाई भाईमें दो टुकडों पर,
भीषणतम युद्ध ठना है ।
मानवता बेचारी रोती,
बात बात पर शस्त्र तना है,
व्यवहारों के भीतर देखो,
कृत्रिमताका रंग कितना है ।।



# રૂપવાન

(દ્વિતીય ગુણ)

संपुन्नंगोवंगो पंचिंदियसुंदरो सुसंधयणो ।
होइ पभावणहेऊ खमो य तह रुववं धम्मे ॥

અંગોપાંગ જેના સંપૂર્ણ હોય, પાંચેય ઈન્દ્રિયો જેની પૂર્ણ હોય, સંઘયણ જેનું સરસ હોય એવા આત્માનું શરીર પ્રભાવનાનું કારણ પણ બને છે અને ધર્મક્ષેત્રે આવતા પરિસહો સહવા માટે સમર્થ બને છે.

રૂપવાનનો અર્થ અહીં શરીર પરની ચામડીનો રંગ નથી લેવાનો; પરંતુ રૂપવાન એટલે સંપૂર્ણ અંગોપાંગવાળો, સંપૂર્ણ ઈન્દ્રિયોવાળો, શારીરિક સામર્થ્યવાળો !

આને આપણે વ્યવસ્થિત સમજીએ. જે વિકલાંગ નથી, અર્થાત્ સંપૂર્ણ અંગોપાંગવાળો છે તે જ ધર્મપ્રાપ્તિના જે કોઈ યોગો છે તેને વ્યવસ્થિત રીતે આરાધી શકશે. દા.ત., ગામમાં મહાત્મા પધાર્યા છે, તેઓશ્રી જબરદસ્ત શાસન પ્રભાવક છે. તેઓશ્રીની પ્રવચનશૈલી દિલમાં વૈરાગ્ય પેદા કરી દે તેવી છે. હવે આ મહાત્માના પ્રવચન શ્રવણનો લાભ લેવાની ઈચ્છા હોય; પરંતુ પગ કપાઈ ગયેલા હોય તો ? ત્યાં સુધી પહોંચાય જ શી રીતે ? એકાદ વખત કદાચ કોઈ સહાયક બનીને આપણને ત્યાં સુધી લઈ જાય પરંતુ રોજનું શું ? અને બીજા નંબરમાં એ પ્રવચનો સાંભળ્યા પછી જીવનમાં તેનો અમલ કરવાનું મન થાય તોય પરિપૂર્ણ અંગોપાંગ ન હોય તો એ અમલ શક્ય કેવી રીતે બને ? જેમ અંગોપાંગ પરિપૂર્ણ જોઈએ તેમ ઈન્દ્રિયો પણ સંપૂર્ણ જોઈએ ! આંખ જ ન હોય તો પ્રભુદર્શન, શાસ્ત્રવાંચન, જીવદયા પાલન વગેરે શી રીતે શક્ય બને ? જીભ જ ન હોય તો પરમાત્મા સ્તવના, ગુણાનુવાદ વગેરે શી રીતે થાય ? કાન જ ન હોય તો જિનવાણી શ્રવણ શી રીતે શક્ય બને ? એટલે પાંચેય ઈન્દ્રિયો સંપૂર્ણ હોય તો જ ધર્મ આરાધી શકાય.'

અંગોપાંગની સંપૂર્ણતા તથા ઈન્દ્રિયોની પરિપૂર્ણતાની સાથે શારીરિક સામર્થ્ય હોવું પણ એટલું જ અનિવાર્ય છે. શારીરિક દુર્બળતા ધર્મની શરૂઆત કરવા દેતી નથી અને કદાચ શરૂઆત કરી દઈએ તોય નિર્વિઘ્ને સમાપ્તિ સુધી પહોંચવા દેતી નથી.

ધર્મસાધનામાં શારીરિક, માનસિક બન્ને પ્રકારનાં કષ્ટો અચૂક આવવાનાં; કારણકે ધર્મસાધનાનો અભ્યાસ નવો છે. એ અભ્યાસમાં અનાદિના અવળા અભ્યાસ સામેની લાલ આંખ છે અને એટલે જ પેલા અનાદિના અવળા અભ્યાસના કુસંસ્કારો મનને વારંવાર એ ધર્મસાધનામાંથી પીછેહઠ કરવા માટે પ્રેરણા કરશે. એવા સમયે મનની મક્કમતા ન હોય તો ધર્મસાધના છૂટી જતાં વાર ન લાગે.

**એક વાત ખ્યાલમાં રાખજો કે ક્યારેક વધુપડતી શારીરિક નિર્બળતા માનસિક નિર્બળતાને જન્મ આપે છે તો ક્યારેક વધુપડતી માનસિક નિર્બળતા શારીરિક નિર્બળતાને જન્મ આપે છે. આ બંને પ્રકારની નિર્બળતા ધર્મસાધનામાં મોટે ભાગે અંતરાયભૂત બન્યા વિના રહેતી નથી.**

## અપંગની દયનીય સ્થિતિ

રસ્તા પરથી આજે પસાર થઈ રહ્યો હતો ત્યાં એક જગ્યાએ ટોળું ઊભેલું. તેના પર નજર ગઈ. ટોળાની વચ્ચે જોયું તો ખ્યાલ આવી ગયો કે આટલા બધા માણસો કેમ ભેગા થયા છે.

એક બાજુ એક નાનો છોકરો પડેલો. તેના હાથપગ બન્ને કપાઈ ગયેલા. આંખો ફૂટી ગયેલી હતી. પેટના ભાગ પાસે ચાંદાં પડી ગયેલાં હતાં. તેમાંથી લોહી અને રસી નીકળી રહ્યાં હતાં. માથાના ભાગમાં પણ તેને કાંઈક વાગ્યું હોય તેવું લાગતું હતું; કારણકે એ ભાગ પર માખીઓ બણબણી રહી હતી. તેની બાજુમાં જ પડેલા એક પાટિયા પર લખેલું હતું, 'મારી જીભ પણ કપાઈ ગયેલી છે. હું કાંઈ બોલી શકતો નથી. તેથી તમે સહુ મને કાંઈ ને કાંઈ મદદ કરતા જાઓ.' ખૂબ કરુણ દૃશ્ય હતું.

લોકો બાજુમાં જ પડેલા વાસણમાં પૈસા નાખીને ચાલતા થઈ જતા હતા, અને અરસપરસ વાતો કરતા હતા, 'કેવી ભયંકર સ્થિતિ છે આ છોકરાની ! આખી જિંદગી તેને બિચારાને અપંગપણામાં વિતાવવી પડશે. હે ભગવાન ! આવું દુઃખ તો દુશ્મનના દીકરાનેય તું ન આપતો !' મારા મનમાંય તેની આ અપંગ સ્થિતિ જોતાં ભારે કરુણા ઊપજી. શું દયનીય તેનું જીવન છે ! કેટકેટલી પરાધીનતા ! ન બોલી શકે, ન ચાલી શકે, ન વ્યવસ્થિત જોઈ શકે, ન પોતાના હાથે ખાઈ શકે. તેના મોઢામાં કોઈ રોટલીનો ટુકડો મૂકે તોય કપાઈ ગયેલી જીભ હોવાથી ચાવી ન શકે. ઓહ ! હું આગળ કાંઈ ન વિચારી શક્યો.

પરંતુ બીજી જ પળે મારા મનમાં એક જુદો જ વિચાર સ્ફૂર્યો. આના અપંગપણાની મને આટલી દયા આવે છે; પરંતુ છતે પગે, છતે હાથે, છતી જીભે, છતી આંખે તેનો સદુપયોગ કરવાનું મને સૂઝતું નથી. તો આવી પરિસ્થિતિમાં મારી સ્થિતિ પેલા અપંગ કરતાંય વધુ દયનીય નથી ? અપંગની વ્યાખ્યા માત્ર હાથપગ ન હોવા તે ? કે પછી હાથપગ હોવા છતાં તેનો સદુપયોગ ન કરવો તે ?

## પૂર્ણ ઇન્દ્રિયો છતાં અપંગ

વિરાટ અનંતકાળમાં એકેન્દ્રિયના અવતારોમાં આ જીવને હાથ, પગ, આંખ, જીભ વગેરે ક્યાં મળ્યાં હતાં ? આયુષ્યકર્મના દળિયા પહોંચે ત્યાં સુધી સંજ્ઞાઓની ગુલામીમાં જ જીવન પસાર કરવાનાં હતાં. અને એ રીતે જીવનો પૂરાં થઈ ગયાં; પરંતુ મળ્યું શું ? એક સરખું સંસારનું પરિભ્રમણ ! ક્યારેક પંચેન્દ્રિયપણું મળ્યું. ત્યાંય તીવ્ર પાપકર્મના ઉદયે પેલા છોકરા જેવી સ્થિતિ થઈ. શું કરવાનું એ ઉદયમાં આવેલા પંચેન્દ્રિયપણાના પુણ્યનું ?

આ જન્મમાં મળેલી પાંચેય ઇન્દ્રિયોની તાકાત અને કિંમતનું વર્ણન જ થઈ શકે તેમ નથી; કારણ કે પ્રત્યેક ગતિના પ્રત્યેક ભવમાં દુર્ગતિઓની જ ભેટો આપવાનું કામ જેણે કર્યું છે તે ઇન્દ્રિયો સદ્ગતિની પરંપરા ખડી કરી આપે તેવો જૈનશાસનની પ્રાપ્તિ સાથેનો આ જન્મ છે ! અમાસની અંધારી રાતે ઝબૂકી જતી વીજળી વખતે સોય પરોવવી હજી સહેલી છે પણ અનંતાનંત કાળે જૈનશાસન સાથેના મળેલા આ માનવ જન્મની

ભેટને સફળ બનાવવી અતિ કઠિન છે; કારણકે આ જન્મમાં આત્માને સંજ્ઞાઓની ગુલામીમાંથી અને કષાયોની પરવશતામાંથી મુક્ત કરવા માટેના તનતોડ પ્રયત્નો કરવા કટિબદ્ધ બનવું પડે છે ! આ પ્રયત્નોમાં કોક વિરલાઓ જ સફળ થયા છે અને થાય છે.

આપણે આપણા જીવન પર પ્રામાણિકપણે દૃષ્ટિપાત કરીશું ને તોય ખ્યાલ આવી જશે કે મળેલા જિનશાસનને સફળ બનાવવું કેટકેટલું દુષ્કર છે ? અનંત પુણ્યના ઉદયે મળેલી પાંચેય ઇન્દ્રિયોનો સદુપયોગ આપણા જીવનમાં કેટલો ?

## ઇન્દ્રિયોનો સદુપયોગ કેટલો ?

પેલા ભરત અને બાહુબલિજીના આત્માઓએ પૂર્વના ત્રીજા બાહુ અને સુબાહુ મુનિવરના ભવમાં પાંચસોપાંચસો સાધુભગવંતોની સુંદર વૈયાવચ્ચ કરીને મળેલા હાથ અને પગને સદ્‌ગતિદાયક બનાવ્યા. આપણે આપણા હાથ અને પગને આરામ આપવામાં પડ્યા છીએ. તેને જરાય કષ્ટ ન પડે તેની આપણે સતત કાળજી રાખીએ છીએ. એક દેરાસરે દર્શન કરીને બાજુમાં જ રહેલા બીજા દેરાસરમાં દર્શન કરવા જવા માટે પગ ઇનકાર કરી દે છે. એક સાધુભગવંતની હાથથી શરીર શુશ્રૂષા કરીને બીજા સાધુ ભગવંતની શુશ્રૂષા કરવાનો પગ ઇનકાર કરી દે છે.

પ્રભુભક્તિમાં ખલેલ ન પડે તે માટે રાવણે તૂટી ગયેલા તારની જગ્યાએ લઘુલાઘવી કળાથી પોતાની જાંઘ ચીરીને નસને જોડી દેવા દ્વારા તીર્થંકર નામકર્મ બાંધી દીધું જ્યારે આપણે નવકારશીમાં જરાય મોડું ન થઈ જાય માટે ચૈત્યવંદન જલદી પતાવી દેવાનું રાખ્યું !

મળેલી જીભ દ્વારા મહાપુરુષોના ગુણાનુવાદ કરવાનું મન થતું નથી. ઉપબૃંહણા દ્વારા બાળ જીવોને આરાધનામાં આગળ વધારવાની જવાબદારી અદા કરવા આપણે તૈયાર નથી. ઊલટું, સ્વાર્થ ઘવાતાં ક્યારેક સજ્જનોના અવર્ણવાદ કરવામાં પણ આ જીભ પાછી પડતી નથી, ઉપબૃહંણાને બદલે તિરસ્કાર કરવામાં આ જીભને કોઈ નુકસાન દેખાયાં નથી.

જે મન દ્વારા માત્ર અંતર્મુહૂર્તના ગાળામાં આત્મા શુક્લધ્યાન, ક્ષપકશ્રેણિ અને કેવળજ્ઞાન પામી શકે એવા મનનો આપણે ભારે દુરુપયોગ કર્યો. મનને સતત કુવિકલ્પોમાં રમતું રાખ્યું; અને આ અવળચંડાઈના પાપે પરમ ગતિ તો દૂર રહી, સદ્‌ગતિને પણ આપણે કરોડો ભવો સુધી દૂર ઠેલી દીધી !

સાધ્ય ગમે તેટલું સુંદર હોય, તેને મેળવવાની તીવ્ર ઉત્કંઠા પણ હોય; છતાં એ સાધ્યની પ્રાપ્તિ સાધનોના સદુપયોગથી જ થાય છે એ વાત ક્યારેય ભૂલશો નહિ.

પાંચેય ઇન્દ્રિયો તથા મન એ આત્માને છેક મોક્ષ સુધી પહોંચાડવામાં સહાયક થઈ શકે તેમ છે. તેનો સદુપયોગ કરતાં આવડે તો ! આજ સુધીમાં મોક્ષમાં ગયેલા અનંતા

આત્માઓએ આ ઇન્દ્રિયો તથા મનને એવા શુભ રસ્તે જોડી દેવાની કળા હસ્તગત કરેલી કે જેના પ્રતાપે સાધ્યની પ્રાપ્તિમાં તેમને કોઈ તકલીફ જ ન પડી !

## આપણી શોચનીય દશા

હાથ, પગ, આંખ, જીભ વગેરે જેની પાસે છે જ નહિ તે જેટલો દયાપાત્ર છે તેના કરતાંય આ બધું હોવા છતાં તેનો સદુપયોગ જ ન કરનારો વધુ દયાપાત્ર છે.

મને તો પેલા અપંગ છોકરાની સ્થિતિ જેટલી દયનીય લાગતી હતી તેના કરતાં વધુ દયનીય સ્થિતિ આજે આપણી હોય તેવું લાગે છે. છતી શક્તિએ તપ કરવાનું મન ન થાય, છતી આંખે પ્રભુદર્શન કરવાનું મન ન થાય, જીવદયા પાળવાની તાલાવેલી ન જાગે, શાસ્ત્રવાંચન કરવાની સદ્બુદ્ધિ જ ન જાગે, હાથપગ મજબૂત હોવા છતાં પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયાઓ ઊભાઊભા કરવાનું મન ન થાય, વૈયાવચ્ચ કરવાના ઉમળકા ન જાગે, તારણહાર શ્રી જિનમંદિરોની ચૈત્યપરિપાટી કરવાની સદ્ભાવના ન જાગે.

તો પેલા અપંગ કરતાં આપણે વધુ હતભાગી નથી ? આપણી સ્થિતિ તેના કરતાં વધુ દયનીય નથી ? આપણે તેના કરતાં વધુ કમનસીબ નથી ?

પેલા અપંગ છોકરાની દયા ચિંતવનારા તો ઘણા હતા. એના દુઃખમાં ભાગીદાર થવા ઘણા માણસો ભેગા થયા હતા. સહુ શક્તિ અનુસાર તેને પૈસા પણ આપતા હતા. પણ આપણી દયા ચિંતવનારા આજે કોણ છે ? ઇન્દ્રિયો + મનના સદુપયોગ પ્રત્યેની આપણી બેપરવાઈ આપણા ભાવિને કેવું ભયંકર બનાવી રહી છે તેની આપણને કોઈ કલ્પના નથી.

પેલા અપંગ પાસે જીભ નહોતી તેથી જીભ દ્વારા થતો સદુપયોગ તો તેને માટે બંધ હતો; પરંતુ જીભ દ્વારા થઈ શકતો દુરુપયોગ પણ તેના માટે બંધ હતો. બાકીનાં આંખ, કાન, હાથ, પગ વગેરેની પણ એ જ સ્થિતિ હતી, જ્યારે આપણી પાસે તો જે જીભ વગેરે ઇન્દ્રિયો છે એ તમામના સદુપયોગ-દુરુપયોગ બંને થવાની શક્યતા છે. એ બંને શક્યતાઓમાંથી આજે સદુપયોગ તો લગભગ થતો નથી અને દુરુપયોગ તો પૂરબહારમાં ચાલુ છે. એકએક ઇન્દ્રિયનો થઈ રહેલો દુરુપયોગ આત્માને સિવાય દુર્ગતિ બીજું શું આપશે ?

પેલો દુહો યાદ છે ?

***અલિ પતંગ મૃગ મીન ગજ, એક એક રસ આંચ,***

***તુલસી તિનકો કોન ગત જામે બ્યાપત પાંચ !***

ભમરો, પતંગિયું, હરણ, માછલી અને હાથી, આ બધા એક એક ઇન્દ્રિયની ગુલામીના કારણે મોતને ભેટતાં હોય તો પછી જેના જીવનમાં પાંચેય ઇન્દ્રિયોની ગુલામી

છે તેમનું શું થશે ?

મને તો અપંગપણાની વ્યાખ્યા ફેરવી નાખવાનું મન થાય છે. હાથપગ વગેરે જેની પાસે ન હોય એ અપંગ નહિ; પરંતુ એ સઘળું હોવા છતાં તેનો સદુપયોગ ન કરનારો અપંગ ! આવા અપંગમાં આપણો નંબર હોય તેવું નથી લાગતું ? બહુ થયું. સાવધ બનીને આ અપંગપણાનું કલંક આપણે દૂર કરી દઈએ !

આવી અપંગતામાં મુખ્ય ભાગ ભજવે છે માનસિક સ્વસ્થતાની મૂડી. તે જેમની પાસે છે તેમને મોટે ભાગે ભયંકર પ્રતિકૂળ ગણાતા પ્રસંગો પણ અકળાવનારા નથી બનતા. અરે ! એટલું જ નહિ, એ જ પ્રસંગો તેમને કર્મક્ષયમાં ઉપકારક બની જાય છે. અને જેમની પાસે આ લોખંડી માનસ નથી તેવાઓ તો સાવ મામૂલી પ્રસંગમાં પણ સમાધિ ગુમાવી બેસે છે. અરે ! કેટલુંક દુઃખ તો પોતાની મતિકલ્પનાથી જ ઊભું કરતા હોય છે.

## શું હશે ?

એક ભાઈને ગળાના ભાગ પાસે નાની સરખી ફોડકી થઈ. તેમને એમ કે એની મેળે મટી જશે; પરંતુ મટવાની વાત તો ઘેર ગઈ, ફોડકી મોટી થતી ગઈ, દુઃખાવો વધવા લાગ્યો, રાતે ઊંઘ આવતી બંધ થઈ ગઈ. આ ભાઈ મનમાં મૂંઝાયા. ગયા પોતાના ફેમિલી ડૉક્ટર પાસે.

ડૉક્ટરે ફોડકી જોઈ. જોયા પછી ગંભીર મોઢે કહ્યું, 'આનો તમારે તાત્કાલિક ફોટો પડાવવો પડશે. તમે અત્યારે ને અત્યારે ક્લિનિકમાં જાઓ. ફોટો પડાવી લાવો. એનો રિપોર્ટ જોઈને પછી આગળ વિચાર કરીએ.'

ડૉક્ટરનો ગંભીર ચહેરો, ફોટો, રિપોર્ટ વગેરે સાંભળીને જ પેલા ભાઈના તો પગ ઢીલા થઈ ગયા ! 'એવું તે મને શું થયું હશે કે ડૉક્ટર ફોટો પડાવવાની વાત કરે છે ?' આ વિચારે તે ભાઈ રોવા જેવા થઈ ગયા. છતાં ડૉક્ટરે આપેલી ચિઠ્ઠી લઈને ક્લિનિકમાં ગયા. ફોટો પડાવ્યો. ઘરે આવ્યા પણ ચેન નથી. 'ડૉક્ટરને કૅન્સરની શંકા તો નહિ હોય ને ? નહિતર ચાલુ ફોડકીમાં ફોટો પાડવાની સલાહ આપે જ શું કામ ?' મનમાં ને મનમાં આવા વિકલ્પો કરતાં સાંજ પડી એટલે ક્લિનિકમાં ફોટો અને રિપોર્ટ લેવા ગયા. રૂપિયા ચૂકવી ફોટો અને રિપોર્ટ લઈને તરત જ પોતાના ડૉક્ટર પાસે ગયા. ફોટો આપ્યો.

ડૉક્ટરે ફોટો-રિપોર્ટ બન્ને જોયા. એ જોયા પછી આ ભાઈને કહ્યું, 'જુઓ, એક કામ કરો. તમે તમારા પિતાજીને અહીં લઈ આવો. મારે તેમની સાથે થોડીક વાતચીત કરવી છે.'

ખલાસ, પેલા ભાઈનું રહ્યુંસહ્યું મનોબળ પણ તૂટી ગયું. નક્કી મને કોઈક ગંભીર રોગ થયો છે. તે સિવાય મારા પિતાજીને લઈ આવવાની વાત ડૉક્ટર કરે જ શું કામ ?

રડમસ ચહેરે ઘરે જઈને પોતાના પિતાજીને આ વાત કરી. 'પિતાજી ! ડૉક્ટર પાસે હમણાં જ ચાલો. નહિતર હું મરી જઈશ.'

એ ભાઈના પિતાજી પણ ગભરાઈ ગયા. તુર્ત જ દવાખાને આવ્યા. ડૉક્ટરે એ ભાઈના પિતાજીને અંદર કૅબિનમાં બોલાવ્યા અને એ ભાઈને બહાર બેસવા કહ્યું. પેલા ભાઈની ચિંતા ઑર વધી ગઈ.

કૅબિનમાં ગયાને પિતાજીને અડધો કલાક થયો. છતાં પિતાજી બહાર ન નીકળતાં આ ભાઈ તો ત્યાં ને ત્યાં જ ઢગલો થઈ ગયા. આંખમાંથી આંસુ ચાલ્યાં. ત્યાં અચાનક કૅબિનનું બારણું ખૂલ્યું. પિતાજીનો ચહેરો જોયો, 'ચાલ ઘરે જઈએ.'

'પણ બાપુજી ! મને થયું છે શું ?'

'એ વાત અહીં નહિ, ઘરે કરીશ.'

શું બોલે ? રસ્તામાં કોઈ પણ જાતની વાતચીત કર્યા વિના બાપ અને દીકરો બન્ને ઘરે પહોંચ્યા. ઘરે પહોંચીને તરત જ દીકરાએ બાપને પ્રશ્ન કર્યો, 'બાપુજી ! જે હોય તે સ્પષ્ટ કહી દો.'

'કહું ?'

'હા.'

'તને કાંઈ જ નથી.'

'બને જ નહિ ને ? કાંઈ જ નહોતું તો પછી ડૉક્ટરે આટલી બધી તપાસ શું કામ કરી ? કૅબિનમાંથી બહાર નીકળ્યા ત્યારે તમારો ચહેરો પડી ગયેલો કેમ હતો ?'

'એ તો એવું છે ને કે ડૉક્ટરના સાતસો રૂપિયા ચૂકવવાના આપણે બાકી હતા. ડૉક્ટરને એમ લાગ્યું કે આવું નાટક કર્યા વિના રૂપિયા નહિ જ મળે. એણે આ તમાસો કર્યો. અંદર કૅબિનમાં જઈને મને ધમકાવ્યો. એ હિસાબે બહાર નીકળતાં મારો ચહેરો પડી ગયેલો હતો. બાકી, હકીકતમાં તને ફોડકી સિવાય કાંઈ નથી. એક-બે ગોળીઓ લઈશ એટલે સારું થઈ જશે.'

પેલો છોકરો તો આ સાંભળીને સ્તબ્ધ જ થઈ ગયો !

## આરાધનામાં ઉત્સાહ

વિચારો કે વાસ્તવિક દુઃખ કરતાં કાલ્પનિક દુઃખ કેટલું ભયંકર ! આ કાલ્પનિક દુઃખના મૂળમાં મનની નિર્બળતા હતી, જ્યારે આની સામે લોખંડી મન ધરાવતા પૂર્વના મહાપુરુષોનાં જીવનને નજર સામે લાવો. વાસ્તવમાં જ મરણાન્ત કષ્ટો આવીને ઊભાં રહ્યાં તોય તેઓ અકળાયા તો નહિ; પરંતુ એ કષ્ટોના સમ્યક્ સ્વીકાર દ્વારા શાશ્વત કાળને માટે પોતાના આત્માને કષ્ટમુક્ત બનાવી ગયા ! અને આપણને પણ સંદેશ આપતા ગયા કે કષ્ટોનો સદુપયોગ કરી લેવાની કળાને આત્મસાત્ કરી લેશો તો એ

કષ્ટો જ તમને કષ્ટમુક્ત બનાવી દેશે.

અલબત્ત, માનસિક સ્વસ્થતા કેળવવા માટે શારીરિક સામર્થ્યની પણ જરૂર પડે છે. સાવ દુર્બળ શરીર હોય તો પરિષહો અને ઉપસર્ગો વખતે ધર્મના માર્ગેથી ભ્રષ્ટ થતાં વાર લાગે નહિ.

ધર્મારાધના ખૂબ આનંદદાયક બનાવવી છે ? તો આ કરો. પ્રાપ્ત શારીરિક સામર્થ્યને ગોપવ્યા વિના એનો પૂરામાં પૂરો સદુપયોગ કરી લો. આ સદુપયોગ માટે મનને ખૂબ 'ઉત્સાહ' થી ભરી દો.

આ 'ઉત્સાહ' શબ્દમાં એક રહસ્ય પડ્યું છે. 'ઉત્સાહ'નો 'ઉ' એ 'ઉમંગ'નો સૂચક છે. ધર્મારાધનાની શરૂઆત પહેલાં એ આરાધનાને અમલી બનાવવા માટે મનમાં ખૂબ ઉમંગ પેદા કરો. ક્યારે તક મળે અને ક્યારે આરાધનામાં મારાં મન, વચન, કાયાના યોગોને જોડી દઉં ? આ ઉમંગ ધર્મારાધનાની શરૂઆત કરાવ્યા વિના નહિ રહે. અત્યાર સુધીમાં આરાધનાઓની શરૂઆત કરવાથી જ પાછા પડતા મનના નિઃસત્ત્વ વિચારોને આ ઉમંગ વિદાય કરી દેશે ને મનને આરાધનાની શરૂઆત કરવા માટે ઉલ્લસિત બનાવશે.

'ઉ' પછીનો બીજો અક્ષર છે 'સા'. 'સા' એ 'સાહસ'નો સૂચક છે. ઉમંગથી આરાધનાની શરૂઆત કર્યા પછી સાહસ ન હોય તો સાવ મામૂલી પ્રતિકૂળતામાં પણ એ ધર્મારાધના છૂટ્યા વિના ન રહે. એક વાત સમજી રાખજો કે **ધર્મ પ્રત્યેની શ્રદ્ધા એ પણ એક જાતનું સાહસ જ છે.** જે દિશામાં અત્યાર સુધી તમે ક્યારેય ગયા જ નથી એ દિશામાં જવા માટે મનને તૈયાર કરવું એ એક પ્રકારનું સાહસ જ છે. પ્રાપ્ત સુખની સામગ્રીઓને છોડવાની છે અને એ છોડ્યા પછી શું મળશે એની તમને કોઈ ખબર નથી; છતાં ધર્મ પ્રત્યેની અતૂટ શ્રદ્ધાથી એ ભોગોને છોડવાનો પુરુષાર્થ કરવો એ એક જાતનું સાહસ જ છે. એટલે શ્રદ્ધા એ કમજોર માનસનો વિષય નથી; પરંતુ બહાદુરીનો વિષય છે એ ક્યારેય ભૂલશો નહિ !

અને અજ્ઞાતમાં ઊતરવાનું આવું સાહસ કર્યા વિના આ જગતની કીમતીમાં કીમતી એવી આત્મગુણોની કમાણી થવી શક્ય નથી. જે કોઈ આત્માઓએ પોતાના આત્માના મૂળ સ્વભાવને પ્રગટ કર્યો છે એ તમામ આત્માઓએ આ શ્રદ્ધાના સાહસને અપનાવીને જ કર્યો છે.

'ઉ' અને 'સા' પછીનો ત્રીજો અક્ષર છે 'હ'. 'હ' એટલે હિંમત. જ્યાં સુધી સાધ્યની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ગમે તેવી પ્રતિકૂળતાઓ આવે તોય એ પ્રતિકૂળતાઓને પડકારવાની જે તાકાત એનું નામ હિંમત !

## સત્‌ની યાત્રા સંકટભરી

*'અનંતયાત્રા સત્‌ની સુકાની ! સંકટથી ભરપૂર,*
*આજ કિનારો આંખની સામે, કાલે દૂર -સુદુર.'*

સત્‌ની યાત્રા તો સંકટોથી ભરપૂર જ રહેવાની. તમને એમ લાગે કે આ કિનારો આવ્યો, આ આવ્યો, અને જેવા કિનારે પહોંચવા જાઓ કે કિનારો એકદમ દૂર-સુદૂર થઈ જાય. પણ આ બધી વાતો કોને માટે ? જેનામાં હિંમત નથી તેને માટે.

જેની પાસે હિંમત છે, સાધ્યને મેળવ્યા વિના જે ઝંપવા તૈયાર નથી એવાઓને તો આ યાત્રા સંકટની નહિ, સત્ત્વના વિકાસની લાગે છે અને તેઓ સત્ત્વનો વિકાસ કરીને જ રહે છે.

હિંમતનો અભાવ હશે તો યાત્રા પોતાની મંજિલે નહિ પહોંચે, અધૂરી જ છૂટી જશે. અને એ રીતે છોડી દેવામાં સત્ત્વ તૂટશે. ફરી વાર એ યાત્રા શરૂ કરવામાં મન ગલ્લાંતલ્લાં કરશે.

માટે લાવો, ઉમંગ, સાહસ અને હિંમત ! જ્યાં આનો ત્રિવેણી સંગમ છે ત્યાં કાર્યસિદ્ધિ માટે કોઈ શંકા નથી, જ્યાં આમાંના એકનો પણ અભાવ છે ત્યાં કાર્યસિદ્ધિની કોઈ સંભાવના જ નથી. જે કોઈ આત્માઓ આત્મકલ્યાણ કરી શક્યા છે તેઓ આ રસ્તે ચાલીને જ નિશ્ચિત સ્થાને પહોંચ્યા છે !

મળ્યાં છે પંચેન્દ્રિય પટુતા, અંગોપાંગની સંપૂર્ણતા, શારીરિક સામર્થ્ય, તો તેનો એવો ઉપયોગ કરી જાણો કે જીવનમાં આરાધનાઓની રેલમછેલ જામી જાય. અનેક આત્માઓના જીવનમાં સમાધિ લાવવામાં તમે કારણભૂત બની શકો.

## આ સાત્ત્વિકતા !

વકીલ દંપતીના ઘરમાં એક વાર પ્રસંગવિશેષે ભવ્ય જમણવાર યોજાયેલો. ખૂબ સારી સંખ્યામાં આમંત્રિત મહેમાનો આવેલાં. વકીલની સ્થિતિ સારી તેથી બધાંયને ચાંદીના થાળી-વાટકામાં જમાડ્યાં.

જમણવાર પતી ગયા પછી થાળીઓ ગણી તો એક થાળી ઓછી થઈ. ચારે બાજુ તપાસ કરી છતાં જ્યારે થાળી ન મળી ત્યારે વકીલની પત્નીએ નોકરાણીની ઝડતી લીધી. નોકરાણીએ સ્પષ્ટ ઇનકાર કરી દીધો. ત્યારે આ વકીલની પત્નીએ ગરીબ એવી નોકરાણી પર કોર્ટમાં ચોરીના ગુનાસર કેસ માંડ્યો. નોકરાણી તો બિચારી હબક ખાઈ ગઈ. વકીલના પગમાં પડીને ધ્રુસ્કેધ્રુસ્કે રડવા લાગી.

વકીલને આ નોકરાણીની નિષ્ઠા પર ખૂબ શ્રદ્ધા અને એટલે જ તેણે પોતાની પત્નીને આ કેસ પાછો ખેંચી લેવા સમજાવી પણ પત્ની માને શેની ? કારણકે પોતે પણ કાયદાશાસ્ત્રની સારી જાણકાર હતી. કેસ પાછો ખેંચી લેવાનો તેણે ઇનકાર કરી દીધો.

જે દિવસે કેસની સુનાવણી હતી તે દિવસે વકીલપત્ની કપડાં પહેરીને કોર્ટમાં જવા નીકળી એ જ વખતે વકીલે પણ કોર્ટમાં જવા માટેનાં પોતાનાં કપડાં પહેર્યાં. વકીલપત્ની એ જોઈને આશ્ચર્યચકિત થઈ ગઈ.

'...પણ તમારું કોર્ટમાં કાંઈ કામ નથી.'

'તોય મારે આવવું છે.'

'મારા કેસ અંગે મને બોલતાં આવડે જ છે.'

'તને આવડે છે પણ આપણી નોકરાણીને બોલતાં નથી આવડતું તેનું શું ?

'એટલે ?'

'એટલે એ જ કે નોકરાણી વતી કોર્ટમાં હું બોલવાનો છું.'

'તમે ?'

'હા,'

'મારી સામે ?'

'શું કરું ? નિર્દોષ એવી નોકરાણી પર કેસ કરતાં તને શરમ નથી આવી તો એ નિર્દોષ નોકરાણીને બચાવવા ખાતર તારી સામે પડવામાં મનેય જરા પણ શરમ નથી આવવાની. આ કેસમાં તને હરાવ્યે જ છૂટકો છે,' વકીલે સ્વસ્થતાથી જવાબ આપ્યો.

પત્ની શું બોલે ? કોર્ટમાં કેસ દાખલ થઈ ગયો. ચાલ્યો. પતિ-પત્ની બન્ને આ કેસમાં સામસામે હોવાથી લોકોને પણ આ કેસમાં ખૂબ આકર્ષણ પેદા થયું. ચિક્કાર મેદની વચ્ચે કેસ લગભગ સત્તર દિવસ ચાલ્યો. ન્યાયાધીશે ચુકાદો આપતાં નોકરાણીને જ્યારે નિર્દોષ જાહેર કરી ત્યારે કોર્ટનો એ વિશાળ ઓરડો તાળીઓના ગડગડાટથી ગુંજી ઊઠ્યો.

કેટલી સાત્ત્વિકતા હશે વકીલમાં કે એક ગરીબ પણ નિર્દોષ એવી નોકરાણીને બચાવવા ખાતર પોતે ખુદ પોતાની પત્ની સામે પડ્યો. અને નોકરાણીને બચાવી લીધી!

કોક વિરલા જ આવા સત્ત્વને ફોરવી શકે છે અને સત્યના પક્ષે રહી શકે છે. બાકી નિઃસત્ત્વ અને લાલચુ જીવો આવા કસોટીના સમયમાં મોટે ભાગે અન્યાયના પક્ષકાર જ બની રહે છે.

## નોકર તરફ વલણ કેવું ?

સાચું બોલો, તમારા ઘરમાં આવો પ્રસંગ બની ગયો હોય તો ? ચોરાયેલો માલ પૂરતી તપાસ કરવા છતાં ન જ પકડાય તો છેવટે તમારી નજર કોના પર પડે ?

સભા : 'નોકર પર.'

એ લોકો શું ચોર જ હોય ? પ્રામાણિકતા શું એ લોકોમાંથી મરી પરવારી હોય છે ? નહિતર, આવા સમયે તમારી નજર બીજે ક્યાંય ન જતાં સીધી નોકરો પર જ શી રીતે

જાય ? તમારા ઘરમાં નોકરો સિવાય બીજો કોઈ ચોર ન જ હોય એવી તમને ખાતરી છે ? તમારી જ પોતાની ભૂલથી ન મળતી એ ચીજ આંડીઅવળી મુકાઈ ગઈ હોય એવું ન બને ? આ સિવાય પણ બીજી અનેક શક્યતાઓ હોવા છતાં તમને સીધી નોકરો પર જ શંકા જાય છે એનું કારણ એ છે કે તમારા મનમાં નોકરો માટે પહેલેથી જ આ ખ્યાલ છે કે 'નોકરો તો હલકા લોહીના ! માટે લુચ્ચા જ હોય ! ' બસ, તમારી આ માન્યતાંને લઈને નોકરો સાથે રહેવા છતાં તમે નોકરોનો પ્રેમ જીતી શકતા નથી. હજુ સુધી જીતી શક્યા નથી. કેટલી દુઃખદ હકીકત છે કે જગતના જીવ માત્ર સાથે મૈત્રી જાળવવાની વાતો જેને જન્મતાંવેંત સાંભળવા મળી છે એવો આત્મા પોતાની જિંદગીનાં પચાસ વરસો વીત્યા પછીય ઘરનાં તમામ સભ્યો સાથેય મૈત્રી જમાવી શક્યો નથી ! આ ભૂલની સજા બહુ ભારે છે. **આત્માના કુસંસ્કારોને ભસ્મીભૂત કરી નાખવાની પ્રચંડ તાકાત ધરાવતી કલ્યાણકારી ધર્મક્રિયાઓ પણ નિષ્ફળ જઈ રહી હોય તો તેમાં આ પણ એક કારણ છે 'જીવો પ્રત્યેનો આપણો દ્વેષભાવ.'** જ્યાં ક્યાંય આપણો સ્વાર્થ ઘવાયો છે ત્યાં આપણે એ સ્વાર્થમાં અંતરાયભૂત બનનાર વ્યક્તિઓને પછાડવાના તમામ પ્રયત્નો કરી ચૂક્યા છીએ. આવી હલકી કક્ષાની આપણી મનોવૃત્તિએ સામાનું તો કાંઈ બગાડ્યું નથી; પરંતુ આપણું બગડ્યા વિના રહ્યું નથી.

ચેતી જવાની જરૂર છે. **'कासारे स्फूटिते जले प्रचलिते पालिः कथं बध्यते?'** સરોવર તૂટ્યા પછી પાળી શી રીતે બંધાશે ? આયુષ્ય કર્મના દળિયા પૂરા થયા પછી ધર્મારાધનાઓની તક ક્યાં છે ? અરે ! શરીર રોગોથી ઘેરાઈ ગયું તો ? જરાથી જર્જરિત થયું તો ? ઇંદ્રિયો ક્ષીણ થઈ ગઈ તો ? બસ, આરાધનાની શક્યતાઓ ત્યાં સમાપ્ત થઈ જાય છે. આવું કાંઈ બને એ પહેલાં મળેલા શરીર સ્વાસ્થ્યના પુણ્યનો સદુપયોગ કરી લેવો એમાં જ ડહાપણ છે.

યાદ રાખજો, શરીરની તંદુરસ્તી એટલી દુર્લભ નથી જેટલો એનો સદુપયોગ દુર્લભ છે. અનંતકાળમાં આ જીવને અનંતીવાર શરીરની તંદુરસ્તી, પંચેન્દ્રિયની પટુતા, અંગોપાંગની સંપૂર્ણતા મળી છે; પરંતુ મોટે ભાગે આ જીવે તેનો દુરુપયોગ જ કર્યો છે.

## સદુપયોગની કળા ક્યાં છે ?

તે માણસની બંને આંખો ખૂબ જ નબળી હતી. ઘરમાં રહેલી સામગ્રીઓ પણ તે વ્યવસ્થિત જોઈ શકતો નહોતો. રસ્તા પર ચાલતાં સામે કોઈ મળી જાય તો તેને તે ઓળખી શકતો પણ નહોતો. આંખની આ કચાશને કારણે ડગલે ને પગલે તે મુશ્કેલીમાં મુકાતો હતો. આ મુશ્કેલી દૂર કરવા માટે તેણે આંખના ડૉક્ટરને પોતાની આંખ દેખાડવાનો વિચાર કર્યો.

આંખના ડૉક્ટરે વ્યવસ્થિત તપાસ કરી. આંખમાં ટીપાં નાખી એક કલાક તેને

બેસાડ્યો. પાછાં ટીપાં નાખ્યાં પછી તપાસ કરી. છેવટે એ નિદાન પર આવ્યા કે આંખો ખૂબ નબળી પડી જવાથી આંખના નંબર વધી ગયા છે. તેથી ચશ્માં પહેરવાનું ચાલુ કરો તો જ તમારી આ તકલીફો ઓછી થશે.

તેણે ચશ્માંના નંબર કઢાવ્યા. નંબરવાળું કાર્ડ લઈ તે ફ્રેમવાળાની દુકાને પહોંચ્યો. ફ્રેમ પસંદ કરી. કાર્ડ આપ્યું. બે દિવસ બાદ ચશ્માં લઈ આવ્યો. પહેરી જોયાં. બધું એકદમ સ્પષ્ટ દેખાવા લાગ્યું !

ચશ્માં પહેરીને તે ઘર તરફ ચાલ્યો. રસ્તામાં ચાલતાં એક બાજુ પડેલો કચરાનો ઢગલો તેને દેખાયો અને તેનો પિત્તો ગયો. 'શું કરે છે આ સુધરાઈના માણસો ? પ્રજા પાસેથી પૈસા પડાવવાના અને કામ કાંઈ કરવાનું નહિ ! આવા નાલાયક માણસોને તો પૈસા જ આપવા ન જોઈએ !' મનમાં ને મનમાં અકળાતો તે ઘેર આવ્યો. ઘરની બિલકુલ બાજુમાં જ પડેલો કચરાનો ઢગલો તેને દેખાયો નહિ. સીધો ગયો દીવાનખાનામાં. કપડાં બદલીને તે જમવા બેસી ગયો.

તેની આ ચેષ્ટા જોઈને મને વિચાર આવ્યો કે આ માણસે સ્પષ્ટ દર્શન કરવા માટે આંખે ચશ્માં તો લગાડ્યાં; પરંતુ એ ચશ્માં પહેર્યા પછી ઘરનો કચરો જોવાને બદલે જો રસ્તા પર પડેલો કચરાનો ઢગલો જ જોયા કરવાનો હોય તો આ ચશ્માં તેના જીવનની શાન્તિને જ હરી લેશે. આના કરતાં તો વગર ચશ્માંએ આ માણસ વધુ સ્વસ્થ રહી શકત.

અને મારું આ અનુમાન સાચું જ પડ્યું. માત્ર પાંચ-સાત દિવસમાં તો એ માણસ પોતાના મગજની સમતુલા ગુમાવી બેઠો. પ્રત્યેક જગ્યાએ તેને કાંઈ ને કાંઈ ખરાબ જ દેખાવા લાગ્યું. એ ખરાબીને સુધારવાની તો તેની કોઈ તાકાત નહોતી; પરંતુ એ ખરાબી પાછળની અકળામણે તેની સ્વસ્થતા હરી લીધી. સ્વભાવ ચીડિયો થઈ ગયો. તેની સાથે વાત કરવાનું સહુએ બંધ કરી દીધું. ઓહ ! સ્પષ્ટ દર્શન કરવા માટે તેને સાધન તો મળ્યું; પરંતુ એ સાધનને મેળવીને સુખી થવાને બદલે તે વધુ દુઃખી થયો. કેટલી કરુણતા ?

આવી જ કરુણતા ક્યારેક સાધનાના જીવનને અપનાવી ચૂકેલા સાધકમાં જોવા મળે છે.

પૂર્વકૃત જ્ઞાનાવરણીયાદિ કર્મોના આવરણને તોડવા માટે જબરદસ્ત પુરુષાર્થ કર્યા પછી તેમાં સફળતા મળે છે ત્યારે આ જીવને એક પ્રકારની વિશિષ્ટ શક્તિઓ પ્રાપ્ત થાય છે. આ શક્તિઓનો ઉપયોગ પોતાના આત્મકલ્યાણ માટે કરવાને બદલે મોટે ભાગે આ જીવ બીજાને હલકા ચીતરવામાં, બીજાના દોષો જોવામાં, પોતાની નબળાઈઓને ઢાંકવામાં જ કરે છે. અને તેથી તારક એવી શક્તિઓ મળવા છતાં આ જીવ દુર્ગતિઓમાં

રવાના થઈ જાય છે.

## નજર કરો ભૂતકાળમાં

પોતાને સંપત્તિ મળી તો તેના સદુપયોગ દ્વારા અનેકને સમાધિ આપવાને બદલે અનેકને દુઃખી કરવામાં જ આ જીવે સંપત્તિ વાપરી છે.

ઉત્તમ એવી વચનલબ્ધિ મળી તેના દ્વારા ગુણવાન આત્માઓના ગુણો ગાવાને બદલે આ જીવે પારકાઓની નિંદા કરવામાં જ તેનો દુરુપયોગ કર્યો છે.

અનંતકાળે દુર્લભ એવી મનોલબ્ધિ મળી તો તેના સદુપયોગ દ્વારા અનાદિ કાળથી આત્મા પર પકડ જમાવી બેઠેલા કુસંસ્કારોના કચરાને સાફ કરી નાખવાને બદલે કુવિકલ્પો કરીકરીને આપણે કુસંસ્કારોના એ કચરાના ઢગલાને ઉકરડામાં ફેરવી નાખવાનાં પરાક્રમો કર્યાં છે. શાસ્ત્રવાંચન દ્વારા સ્વાત્મામાં ઘર કરી ગયેલા દોષોને વીણીવીણીને સાફ કરી નાખવાને બદલે આપણે અન્યમાં રહેલા દોષો જ જોયા કર્યા છે.

મળેલા લોખંડી શરીર દ્વારા તપ, ત્યાગ, વૈયાવચ્ચ કરીને આત્માને વિશુદ્ધ બનાવવાને બદલે આપણે ઈન્દ્રિયોના અનુકૂળ વિષયો મેળવવા દોડ્યા છીએ અને એ વિષયોની પ્રાપ્તિથી આત્માને વધુ મલિન બનાવી બેઠા છીએ ! મળેલા આદેય નામકર્મના પુણ્ય દ્વારા અનેકને સન્માર્ગમાં અને સમાધિમાં સ્થિર કરવાને બદલે આપણી ક્ષુદ્ર માનાકાંક્ષાઓ અને અહંત્વ, આપમતિ પોષવામાં જ તેનો ઉપયોગ કર્યો છે.

ઓહ ! મળેલી આ તમામ શક્તિઓનો સદુપયોગ કરતાં આવડ્યું હોત તો આમાંની પ્રત્યેક શક્તિ આત્માને વિશુદ્ધ બનાવી ચૂકી હોત, પણ આપણે ભૂલ્યા. એ શક્તિઓ જ્યાં અજમાવવા જેવી હતી ત્યાં અજમાવવાને બદલે આપણે બીજી જગ્યાએ અજમાવી બેઠા અને શક્તિઓનો આ દુરુપયોગ આત્મા માટે જોખમી જુગાર જેવો સાબિત થયો. જનમોજનમ માટે આત્મા આ શક્તિઓની પ્રાપ્તિ માટે નાલાયક બની ગયો.

યાદ છે પેલું શાસ્ત્રવાક્ય ? **'चेष्टा परस्य वृत्तान्ते मूकान्धबधिरोपमाः'**

## પરચેષ્ટામાં મૂક-બધિર બનો

પરની ચેષ્ટા માટે તમે મૂંગા-આંધળા અને બહેરા બની જાઓ, ન કોઈનું ખરાબ બોલો, ન ખરાબ જુઓ, ન ખરાબ સાંભળો. પછી જુઓ, સાધનાના જીવનની કેવી અનેરી મસ્તી અનુભવવા મળે છે !

ઘાણીમાં પિલાઈ રહેલા ખંધકસૂરિના પાંચસો શિષ્યોએ પાલક પાપીની ચેષ્ટાને કોઈ મહત્ત્વ જ ન આપ્યું, પોતાની આત્મવિશુદ્ધિને જ મુખ્ય રાખી તો શાશ્વત સુખને પામી ગયા. જ્યારે સિંહગુફાવાસી મુનિ સ્થૂલભદ્રસ્વામીની પ્રશંસા માટે બોલાયેલા 'દુષ્કર દુષ્કરકારક' શબ્દને મહત્ત્વ આપવા ગયા તો એક વાર તો સંયમ જીવનથી ભ્રષ્ટ પણ થઈ ગયા.

ઝેરના અંગારા ભરેલી સગડી મસ્તકે મુકાવા છતાં મહામુનિ ગજસુકુમાળ એ સગડી બનાવનાર સોમિલ સસરાને ભૂલીને પોતાના આત્મ સ્વભાવના ચિંતનમાં મસ્ત બની ગયા તો જ્ઞાનાદિ અનંત ગુણોના સ્વામી બની ચૂક્યા જ્યારે પેલા પીઠ અને મહાપીઠ મુનિવરો, પોતાના જ ગુરુદેવ દ્વારા જબરદસ્ત વૈયાવચ્ચી એવા બાહુ અને સુબાહુ મુનિવરોની થયેલી પ્રશંસા સાંભળી ન શક્યા તો એક વાર તો મિથ્યાત્વે પહોંચી સ્ત્રીવેદ બાંધી બેઠા !

સાવધાન ! કાલકૂટ વિષ કરતાંય ભયંકર આ મનોવૃત્તિ જીવનને તો ખારું ઝેર જેવું બનાવી જ દેશે; પરંતુ મોતનેય વિષાદભર્યું બનાવી દેશે ! સાધનાના જીવનમાં જે આત્માઓ 'સ્વ'ને બદલે 'પર'ને કેન્દ્ર બનાવીને બેઠા એ આત્માઓ સાધનાના જીવનની સફળતાથી લાખો યોજન દૂર ફેંકાઈ ગયા. પરના વિષે મનોવૃત્તિ કેન્દ્રિત રાખવામાં સદ્ગતિય નહિ તો પરમગતિ તો ક્યાંથી જ થાય ? હા, 'પર'ને તમારે અપનાવવા જ હોય તો જુદી રીતે અપનાવો. દોષો તમારા જુઓ, ગુણો પરના જુઓ. કઠોરતા જાત પર કેળવો, કરુણા બીજા પર રાખો. જાતમાં સાંકડા બનો, 'પર' પ્રત્યે ઉદાર બનો. તમે કરેલા ઉપકારોને ભૂલી જાઓ: બીજાના ઉપકારને યાદ રાખો. બસ, પછી કાંઈ દુર્લભ નથી.

## બાહ્ય ભાવો તરફ નફરત કેળવો

આવી મનોવૃત્તિ કેળવ્યા વિના સાધનાના જીવનની મસ્તીનો કોઈ અનુભવ નહિ થાય અને એક વાર પણ આવી મનોવૃત્તિ કેળવાઈ જશે તો બહિર્ભાવો તરફ નફરત પેદા થયા વિના નહિ રહે. બસ, પેદા થયેલી એ નફરત આંતર જગતનાં અત્યાર સુધી બિડાયેલાં જ રહેલાં સુખનાં તમામ દ્વારો ખોલી નાખવામાં ખૂબ સહાયક બનશે.

કેવી મસ્તી અનુભવતા હશે એ માંડવગઢના મહાન મંત્રીશ્વર પેથડશા પરમાત્માની પૂજામાં ! કે જેના કારણે રાજા જેવા રાજાની આજ્ઞાને પણ એક વાર તો ઠુકરાવી દેવાનું સત્ત્વ તેમનામાં પ્રગટ થઈ ગયું હશે ! અરે ! રાજા ખુદ પૂજા કરી રહેલા પેથડશાની પાછળ આવીને ગોઠવાઈ ગયો છે; છતાં પેથડશાને તેનો કોઈ ખ્યાલ નથી અને જ્યારે પુષ્પ આપતાં થયેલી ગરબડને કારણે રાજાની હાજરીનો ખ્યાલ આવ્યો છે ત્યારેય રાજાથી લેવાઈ જવાની જરાય વાત નથી. આ જગતનાં તમામ માન-સન્માનો સુલભ છે; પરંતુ દેવાધિદેવ ભગવાન જિનેશ્વર દેવના શાસનની પ્રાપ્તિ દુર્લભ છે ! અરે ! કરોડો માણસોને પોતાના ચરણોમાં ઝૂકવું પડે એવા ચક્રવર્તી બનવું સહેલું છે; પરંતુ ભગવાન જિનેશ્વરદેવના ચરણમાં ઝૂકવાનું સદ્ભાગ્ય મળે એવા તેમના સેવક થવું અતિ દુર્લભ છે ! **સ્વામિત્વની મજા કરતાં દાસત્વની ખુમારીની મજા કોઈ ઑર જ છે.** અનુભવવી છે એ ખુમારી ?

તો મળેલી તમામ શક્તિઓનો સદુપયોગ કરવાની કળા હસ્તગત કરી લો. એ નહિ થાય તો આ ઉત્તમ જીવન પણ આપણે માટે તો પશુના જીવન કરતાંય બદતર પુરવાર થશે. માનવ પાસે તો દુર્ગંધ ફેલાવતા ખાતરમાંથીય સુગંધીદાર પુષ્પો પેદા કરવાની કળા છે. બસ, એ કળાને શક્તિના તમામ ક્ષેત્રમાં ઉપયોગી બનાવવાની છે.

## સંસાર દુઃખોનું ઘર

યાદ રાખજો, આ બધું ત્યાં સુધી જ શક્ય છે જ્યાં સુધી શરીર, ઇન્દ્રિયો, અંગોપાંગ વગેરે સ્વસ્થ છે ! એમાં જરાક પણ ગરબડ થઈ એટલે મામલો હાથમાંથી ગયો સમજજો ! શાસ્ત્રકારો શરીરને રોગોનું ઘર કહે છે તો આ સંસારને દુઃખોનું ઘર કહે છે. **શરીર કેમ નીરોગી રહે છે એ આશ્ચર્ય છે, સંસાર શી રીતે મજેથી ચાલે છે એ આશ્ચર્ય છે.** ગમે ત્યારે, ગમે તેવી જગ્યાએ આ સંસાર પોતાનો અસલ સ્વભાવ બતાવશે, શરીર પોતાનું પોત પ્રકાશશે. એવી સ્થિતિમાં પછી ધર્મ કરવો ખૂબ કઠિન બની જશે. આ વાતને સદા નજર સામે રાખજો.

તમે કલ્પના ભલે ગમે તેટલી સુખદ કરી રાખી હોય; પરંતુ વાસ્તવિક્તા સુખદ નથી, દુઃખદ જ છે ! નીરોગી શરીર એ કલ્પના છે, રોગિષ્ઠ શરીર એ વાસ્તવિક્તા છે ! સુખમય સંસાર એ કલ્પના છે, દુઃખમય સંસાર એ વાસ્તવિકતા છે. સંપત્તિની પ્રાપ્તિ એ કલ્પના છે, આપત્તિઓનું આગમન એ વાસ્તવિકતા છે. જીવન એ કલ્પના છે, મોત એ વાસ્તવિકતા છે !

સાવધાન ! આ કલ્પના આજે નહિ તો કાલે જરૂર તૂટશે. એ વખતે અકળામણ ન થાય માટે અત્યારથી જ ચેતી જાઓ ! પ્રત્યેક પળે ઉંમર વધી રહી છે એમ કહેવાને બદલે કહો કે મોત નજીક આવી રહ્યું છે. નજીક આવતા મોતને મહોત્સવમય બનાવી જાણવું હોય તો ચાલી રહેલા જીવનને વ્યવસ્થિત બનાવી લો. 'હું હમણાં તો મરવાનો જ નથી' આ ભ્રમને વહેલી તકે દૂર કરી દો.

## હજી વાંધો આવે તેમ નથી

સો વરસની ઉંમરે પહોંચેલા એક ભાઈને ત્યાં અચાનક તેમના પુત્રના મિત્ર ડૉક્ટર આવી ચડ્યા. ડૉક્ટરે એ ભાઈની તબિયત તપાસી. બધું તપાસ્યા બાદ એ વૃદ્ધને તેમણે કહ્યું, 'કાકા ! હવે સહેજ સંભાળજો.'

તરત જ કાકાએ જવાબ આપ્યો, 'ડૉક્ટરસાહેબ ! તમારી તબિયત જોતાં તમને હમણાં કાંઈ થાય તેવું લાગતું તો નથી. પછી સંભાળવાનું શું ? નાહકની ચિંતા ન કરો.'

'કાકા ! મારી વાત નથી કરતો. હું તો આપની વાત કરું છું કે સો વરસની ઉંમર થઈ ગઈ છે તો હવે સંભાળજો,' ડૉક્ટરે કહ્યું.

'અરે ડૉક્ટર સાહેબ ! સો વરસની ઉંમર સુધી મને કાંઈ થયું નથી તો હવે શું

થવાનું હતું ? મારી તબિયતને તો કોઈ જાતનો વાંધો આવે તેમ નથી. માટે એ અંગેની ચિંતા આપ છોડી જ દેજો.'

ડૉક્ટર શું બોલે ?

સો વરસની ઉંમરનો ડોસો પણ પોતાના મોતના આગમનની શક્યતાને સ્વીકારવા તૈયાર નથી તો પછી યુવાન માણસ તો કદાચ મોતનો અસ્વીકાર જ કરતો હોય તેમાં શું આશ્ચર્ય છે ? પરંતુ તમારા સ્વીકાર-અસ્વીકાર પર આ દુનિયા નથી ચાલતી. તમારી માન્યતા-ઈનકાર પર આ જગતનાં તત્ત્વો કામ કરતાં નથી ! એ તો નિયત સમયે પોતાનાં તમામ કાર્યો કરતાં જ જાય છે. એ સત્યને નજર સામે રાખીને જીવન જીવશો તો જીતી જશો.

## કેવી ખોટી માન્યતા !

માત્ર જીવન અંગે જ નહિ, એ સિવાયની પણ કેટકેટલી બાબતો અંગે આપણે ભ્રમમાં છીએ. સંપત્તિ મને સુખી બનાવશે, દીકરાઓ ઘરડે ઘડપણ મારી સેવા-ચાકરી કરશે, સારો ખોરાક લઈશ તો શરીર સારું રહેશે. ધર્મ કરવો હોય તો હજી ક્યાં ઉંમર વીતી ગઈ છે ? મોટી ઉંમરે પણ ધર્મ થઈ શકશે. પત્નીને અનુકૂળ રહીશ તો એ મારી તમામ આકાંક્ષાઓને પૂરશે, નોકરો પાસેથી કડપથી કામ લઈશું તો જ તેઓ કાબૂમાં રહેશે, અઢળક સંપત્તિ ભેગી કરી હશે તો જ સમાજ વચ્ચે આપણો ભાવ પુછાશે, ઘરમાં હજારો રૂપિયાનું ફર્નિચર વસાવ્યું હશે તો જ આપણું ઘર મોભાદાર ગણાશે. આ અને આવી અનેક જૂઠી માન્યતાઓની સુખદ-કલ્પનાઓમાં રાચતાં આપણે આ જિંદગી વિતાવી રહ્યા છીએ પણ આ જૂઠી માન્યતાઓ એક વાર જરૂર તૂટવાની જ છે; કારણકે એ માન્યતા આપણે ઊભી કરેલી છે.

અબજો રૂપિયાની સંપત્તિવાળો મમ્મણ શેઠ સુખી હતો ? પુત્ર કોણિકે પોતાના ઉપકારી પિતા શ્રેણિકની ઘરડેઘડપણે સેવા કરી કે હંટરોના ફટકા મરાવ્યા ? રોજનાં સુંદર-સ્વાદિષ્ટ ભોજનો લેનાર ચક્રવર્તી સનતકુમારની કાયા એક સાથે સોળસોળ રોગોથી શી રીતે ઘેરાઈ ગઈ ? ભામંડળની ચારિત્ર સ્વીકારની ભાવનાને અકાળ મોતે કેવી તોડી નાખી ? પત્ની સૂર્યકાંતાએ પોતાના પતિ પ્રદેશી રાજાની કેવી સિફતપૂર્વક હત્યા કરી નાખી ?

વાસ્તવિકતા આ છે અને આપણી કલ્પનાઓ જુદી છે. અને એ કલ્પનાએ જ આપણા સંસારનું પરિભ્રમણ અખંડિત રાખ્યું છે. તોડો એ કલ્પનાઓનાં જાળાંને ! મોત આવવાનું જ છે અને તે અત્યારે, આ જ પળે પણ આવી શકે છે. આ વાસ્તવિક્તા સ્વીકારીને જીવન જીવો. જુઓ પછી એની મજા !

પાપકાર્યોના રસ તૂટી જશે. ધર્મકાર્યોના રસ ઊભા થઈ જશે. પાપક્રિયાઓની

એકાગ્રતા તૂટશે, ધર્મક્રિયાની એકાગ્રતા સધાશે. પણ ક્યારે ? સંસારના તમામ ભાવોના સ્વભાવને સતત નજર સામે રાખીશું ત્યારે ! એ સિવાય તો એ જ અનાદિના રાહે જીવન ચાલશે. અને અનંતા ભવોના ચાલ્યા આવતા પરિભ્રમણમાં આ એક ભવનો ઉમેરો થઈ જશે.

## હું ભૂલી જ ગયો !

સ્કૂલમાં માસ્તર વિદ્યાર્થીઓને ઇતિહાસનો વિષય સમજાવી રહ્યા હતા. ઇતિહાસના એ વિષયમાં વિદ્યાગુરુ દ્રોણાચાર્યે કૌરવો અને પાંડવોની લીધેલી પરીક્ષાનું વર્ણન ચાલતું હતું. તેમાં અર્જુને પંખીની આંખ વીંધતાં આજુબાજુનાં તમામ દૃશ્યો ભૂલી જઈને કેવી એકાગ્રતા સાધી તેની રજૂઆત કરતાં માસ્તરે વિદ્યાર્થીઓને સમજાવ્યું, 'કોઈ પણ કાર્યમાં તમારે સફળતા મેળવવી હોય તો આ સૂત્રને સદા નજર સામે રાખજો. બધું ભૂલી જાઓ. બધાને ભૂલી જાઓ. માત્ર તમારે જે કરવું છે એને જ યાદ રાખો.'

માસ્તરની આ રજૂઆત એક વિદ્યાર્થીએ બરાબર મનમાં ધારી રાખી. ચોથે દિવસે સ્કૂલમાં સમાચાર આવ્યા, 'શહેરના એક પ્રતિષ્ઠિત ઝવેરીની દુકાને ભરબપોરે ચોરી કરતાં પકડાયેલો એક વિદ્યાર્થી !'

સહુ આશ્ચર્યમાં પડી ગયા. એક વિદ્યાર્થીની આટલી બધી હિંમત ? એ વિદ્યાર્થીને જેલમાં લઈ ગયા. કોર્ટમાં તેની સામે કેસ દાખલ થયો ત્યારે જજે તેને પૂછ્યું, 'આ ચોરી કરવાની હિંમત તું કરી શી રીતે શક્યો ? રસ્તા પર માણસોની પુષ્કળ અવરજવર, ભરબપોર, ઝવેરીની દુકાનની બહાર પહેરો ભરતી પોલીસ, દુકાનમાં ઝવેરાતની ખરીદી કરી રહેલા ઘરાકો, દુકાનની અંદર રહેલા સ્ટાફના માણસો આ તમામને ભૂલી જઈને તું સીધો તિજોરી પર હાથ શી રીતે અજમાવી શક્યો ? તને શું આ બધા દેખાયા જ નહોતા ?'

'દેખાયા હતા ને ?'

'તો પછી ચોરી શી રીતે કરી ?'

'અમારા માસ્તરે અર્જુનની સફળતાનું રહસ્ય સમજાવતાં કહેલું, 'કોઈ પણ કાર્યમાં સફળતા મેળવવી હોય તો આજુબાજુનું બધું જ ભૂલી જાઓ. બધાને ભૂલી જાઓ. માત્ર તમારે જે કરવું છે એને જ યાદ રાખો.' બસ, આ સૂત્રને નજર સામે રાખીને હું ઝવેરીની દુકાને ચોરી કરવા ઘૂસેલો. રસ્તા પરના માણસોને, બહાર બેઠેલી પોલીસને, અંદર રહેલા ઘરાકોને, સ્ટાફના માણસોને, એ તમામને ભૂલીને મેં મારું ધ્યાન માત્ર તિજોરી તરફ જ કેન્દ્રિત કર્યું અને તેના પર હાથ અજમાવવા ગયો પણ કમનસીબે પકડાઈ ગયો ! બાકી ખરું કહું તો તમારા બધા કરતાં મારામાં એકાગ્રતા વધુ છે. તમને બધાને બધું દેખાય છે જ્યારે મને માત્ર મારું લક્ષ જ દેખાય છે,' વિદ્યાર્થીએ જવાબ આપ્યો.

જજ તો આ સાંભળીને સ્તબ્ધ જ થઈ ગયા !

આવી એકાગ્રતા તારક નથી પણ મારક છે અને આવી એકાગ્રતા માટે કોઈ મહેનત કરવી નથી પડતી. એ તો અનાદિના અભ્યાસથી સિદ્ધ જ છે.

## એકાગ્રતાથી આત્મકલ્યાણ

એકાગ્રતા લાવવાની છે આત્મકલ્યાણને સુલભ બનાવતા તમામ યોગોમાં. પછી તે નવકારવાળી હોય કે જિનપૂજા હોય, સામાયિક હોય કે પ્રતિક્રમણ હોય ! ધ્યાન હોય કે જાપ હોય, તપ હોય કે ત્યાગ હોય ! આ સઘળા આત્મહિતકારક યોગોમાં એકાગ્રતા આવી જાય તો-તો કામ થઈ જાય.

સભા : 'એકાગ્રતા શી રીતે આવે ?'

એકાગ્રતા લાવવાનો બહુ પ્રયત્ન કરવા કરતાં એ યોગો પ્રત્યે રસ પેદા કરી દો. જ્યાં રસ હોય છે ત્યાં એકાગ્રતા લાવવી નથી પડતી, આવી જ જાય છે. રૂપિયામાં ખૂબ રસ છે માટે તેને ગણતાંગણતાં મન એકાગ્ર બની જ જાય છે. અરે ! એ ગણવાની ક્રિયા ચાલુ હોય તેવા વખતે કોઈ વાત કરાવવા આવે તો તેના પર ગુસ્સો ચડી જાય છે. આનું કારણ શું ? રૂપિયા પ્રત્યેનો રસ ! આવો રસ નવકારવાળીમાં નથી એટલે તો નવકારવાળી હાથમાં લેતાંની સાથે જ દુનિયાભરના વિચારો મનમાં ચાલુ થઈ જાય છે. અરે ! ઉપરાઉપરી બે-ચાર પારા ફરી જાય તોય તેનો કોઈ ખ્યાલ રહેતો નથી. ખ્યાલ આવી જાય તોય તેની પાછળ કોઈ અફસોસ થતો નથી. આવી વેઠઉતાર ધર્મક્રિયાઓ આત્મામાં શુભ સંસ્કારોની મૂડી શી રીતે ઊભી કરી શકે ?

સભા : 'રસ ઊભો કરવા શું કરવું ?'

એમાં રસ શોધી કાઢો. રૂપિયામાં સ્વાર્થ દેખાય છે. માટે તો તેનું ખૂબ આકર્ષણ છે અને એ આકર્ષણ છે માટે તો એ ગણવામાં ખૂબ એકાગ્રતા છે. રૂપિયામાં કેટલો સ્વાર્થ દેખાય છે ? 'એ છે તો બધું છે. એ નથી તો કાંઈ નથી. ભગવાન વિના હજી કદાચ ચાલે પણ એના વિના તો ન જ ચાલે. ટૂંકમાં, જીવનનાં તમામ સુખ-શાન્તિ એનામાં પડ્યાં છે !' રૂપિયા પ્રત્યેની આવી માન્યતાએ તમને રૂપિયા પાછળ કેટલા દોડાવ્યા છે ? એ મળતાં જ કેવા ગાંડાઘેલા બનાવ્યા છે ? એ ચાલ્યા જતાં તમને કેવા રોવડાવ્યા છે ? બોલો, રૂપિયામાં જેવો સ્વાર્થ દેખાય છે એનો હજારમા ભાગનો સ્વાર્થ પણ નવકારવાળીમાં દેખાય છે ? 'નવકારવાળીના પ્રત્યેક મણકા પર ગણાતા નવકારમાં મારાં સર્વ પાપોનો ક્ષય કરી દેવાની તાકાત પડી છે. દુર્ગતિઓનાં દ્વારને ખંભાતી તાળાં લગાવી દેવાની તાકાત એ નવકારના એક એક પદમાં પડી છે. કર્મક્ષય કરવાની તથા ચિત્તની પ્રસન્નતા આપવાની તેનામાં અદ્ભુત તાકાત પડી છે ! એના પ્રત્યેનો પ્રેમ પરલોકમાં સદ્ગતિ આપ્યા વિના રહેતો નથી.' આવી માન્યતા નવકાર અંગે ખરી ? જો ના, તો પછી એ નવકાર ગણતાં એકાગ્રતા ક્યાંથી આવવાની ?

સભા : 'મન બહુ ચંચળ છે.'

ના, એ વાત અડધી સાચી છે અને અડધી ખોટી છે. જ્યાં આપણો રસ નથી ત્યાં મન ચંચળ છે અને જ્યાં આપણો રસ છે ત્યાં મન સ્થિર છે. પ્રતિક્રમણની ક્રિયાઓમાં મન ભટકે છે જ્યારે થિયેટરના પડદા પર દશ્યો જોતાં મન બિલકુલ એકાગ્ર છે. પૂજામાં મન ભટકે છે, હૉટલમાં મન સ્થિર છે એટલે મનના ચંચળ સ્વભાવને પકડીને ધર્મક્રિયાઓમાં આવતી નીરસતાનો બચાવ ન કરો.

ટૂંકમાં, ધર્મક્રિયાઓમાં સૌ પ્રથમ સ્વાર્થ શોધી કાઢો.

સ્વાર્થ દેખાશે એટલે આકર્ષણ ઊભું થશે.

આકર્ષણ ઊભું થતાં જ મન એકાકાર બની જશે.

આ એકાકારતા નિરાકારતા તરફ લઈ જશે.

## તમને અવાજ શી રીતે સંભળાયો ?

સાંજના સમયે મુંબઈના ભૂલેશ્વર જેવા વિસ્તારમાંથી બે ફકીરો પસાર થતા હતા. અચાનક નમાજ પઢવાનો સમય થતાં મસ્જિદમાંથી બાંગ પુકારાઈ. એનો અવાજ સાંભળીને એક ફકીરે બીજા ફકીરને કહ્યું, 'ભાઈ ! ઝડપ વધારો, નમાજનો સમય થઈ ગયો છે.'

'તમને શી રીતે ખબર પડી ?'

'બાંગ પોકારાઈ ને'

'અવાજ સંભળાયો ?'

'હા.'

'આટલા બધા કોલાહલ વચ્ચે ?'

'હા, કારણકે મને નમાજમાં રસ છે. જેને જેનો રસ હોય છે તેને કોલાહલ નડતો નથી. પરીક્ષા કરવી હોય તો જુઓ, હમણાં જ બતાવું.' એમ કહીને તેણે કફનીમાંથી રોકડો રૂપિયો કાઢીને જોરથી રોડ પર ફેંક્યો ! 'ખણણણ...' અવાજ થતાં જ ચારે બાજુથી માણસો એકઠા થઈ ગયા. 'કોના પૈસા પડ્યા ? ક્યાં પડ્યા ? ' વગેરે પ્રશ્નો પૂછવા લાગ્યા. એ વખતે પેલા ફકીરે કહ્યું, 'જુઓ, આટલા કોલાહલ વચ્ચે પણ આ લોકોને રૂપિયાનો અવાજ સંભળાયો તો આપણને બાંગનો અવાજ ન સંભળાય ? મૂળ પ્રશ્ન કોલાહલનો નથી પણ રસનો છે.'

પેલો ફકીર તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો.

કેટલી માર્મિક પણ સચોટ રજૂઆત !

## રસ હોય ત્યાં એકાગ્રતા આવે

ધર્મક્રિયાઓમાં જેમને હજી જોઈએ તેવો રસ નથી તેવા ઘણા અજ્ઞાની જીવો

આવી ફરિયાદો કરે છે કે 'આપણાં દેરાસરોમાં શિસ્તનું નામનિશાન નહિ, શાન્તિ મળે નહિ, પછી ભક્તિમાં મજા શી આવે ? દેરાસરો કરતાં તો ચર્ચો સારાં, ત્યાં શાન્તિ કેટલી ?'

આવી વાતો કરનારાઓને ખબર નથી કે મોટે ભાગે સમૂહમાં જે ભક્તિભાવો જાગે છે તે એકલા જવામાં જાગતા નથી. કારતક પૂનમ કે અખાત્રીજ જેવા દિવસે પાલિતાણાની યાત્રા કરવા જાઓ એ વખતનો ઉમંગ કેવો ? અને ચાલુ દિવસે જાઓ એ વખતનો ઉમંગ કેવો ? દિલના ભાવોમાં આસમાન -જમીનનો ફેર પડી જાય છે.

અરે ! શૅરબજારનો કોલાહલ જોયો છે ? 'લિયા-દિયા'ની બૂમો કેટલી ? અને છતાં જે દલાલોને જે ભાવો પકડવા હોય તે મજેથી પકડી શકે છે. ત્યાંની અશિસ્ત ભાવતાલ પકડવામાં જરાય ન નડે ! આનું કારણ શું ? કહો કે એનો ખૂબ રસ છે. ભાવ પકડવાની જ એક લગન છે અને એટલે જ એ લગનની આડે કોલાહલનો કોઈ પ્રશ્ન નડતો નથી, બસ, આ જ વાત લાગુ પડે છે પ્રભુભક્તિની બાબતમાં ! પ્રારંભિક કક્ષાના જીવો મોટે ભાગે બીજાના આલંબને જ ધર્મારાધનાઓમાં જોડાય છે. તેમની નજર સામેથી આ આલંબનો રવાના થતાં જ પ્રાયઃ કરીને તેઓ ધર્મારાધનાઓથી ચ્યુત થઈ જવાના. અરે ! ક્યારેક તો એવું બનતું હોય છે કે આપણા દિલના શુષ્ક ભાવોને સમૂહની ભક્તિ એકદમ ભાવભીના કરી દેતી હોય છે.

ધારો કે ઘરેથી દેરાસર જવા નીકળ્યા હો ત્યારે મનમાં શુભ ભાવોની એવી કોઈ છોળો ઊછળતી ન હોય; પરંતુ તમે દેરાસર પહોંચ્યા, અંદર પ્રવેશ કર્યો અને એ વખતે બસો-અઢીસો પુણ્યાત્માઓ સમૂહમાં જે સ્નાત્ર ભણાવી રહ્યા હતા એ સ્નાત્રની 'જો હોવે મુજ શક્તિ ઇસી સવિ જીવ કરું શાસનરસી' ની એકાદ પંક્તિ તમારા કાને પડી ગઈ અને એ જ વખતે તમારા દિલમાં શુભ ભાવોની છોળો ઊછળવા લાગી, તો આ શુભ ભાવોની ઉત્પત્તિમાં નિમિત્ત કોણ બન્યું ? કહો કે સમૂહમાં ચાલતી ભક્તિ !

માટે ક્યારેય આવી અજ્ઞાનજનિત વાતો કરશો નહિ કે દેરાસરમાં તો બિલકુલ ચર્ચ જેવી શાન્તિ જ જોઈએ. જેમજેમ પ્રભુભક્તિનો રસ તમને લાગતો જશે તેમતેમ દેરાસરનો કોલાહલ તમને એ ભક્તિમાં પ્રતિબંધક લાગતો અટકી જશે.

## ઓળખી ગયો

'નામદાર જજસાહેબ ! જે ભેંસ માટે મારા પર કેસ કરવામાં આવ્યો છે એ સંબંધમાં મારે એટલું જ કહેવું છે કે એ ભેંસ મારી પોતાની જ છે. હું મારી ભેંસને ન ઓળખી શકું એ બને જ કેમ ? મારા પ્રતિસ્પર્ધીએ કરેલી એ ફરિયાદ બિલકુલ ખોટી છે કે આ ભેંસ તેની પોતાની છે.' કોર્ટમાં રબારીએ પોતાની વાત રજૂ કરી.

'પણ આટલી બધી કાળી ભેંસો ગામના પાદરે ઊભી હતી તેમાંથી તારી ભેંસને તું

શી રીતે ઓળખી ગયો ?' જજે પૂછ્યું.

'સાહેબ ! આ કોર્ટમાં કાળા કોટવાળા આટલા બધા વકીલો હોવા છતાં હું મારા વકીલને ઓળખી શકું છું. પછી આટલી બધી ભેંસો વચ્ચે મારી ભેંસને ન ઓળખી શકું ? આપ કેવી વાત કરો છો ?' પેલા રબારીએ જવાબ આપ્યો.

જજ શું બોલે ?

આ સામાન્ય કાયદો સમજી રાખજો કે જેને જ્યાં રસ હોય છે તેને એ રસવાળી ચીજની આજુબાજુની ગમે તેવી વિચિત્ર પરિસ્થિતિ પણ અકળાવનારી બનતી નથી.

## આત્મકલ્યાણની લગની

ઘાણીમાં પિલાઈ ગયેલા ખંધકસૂરિના પાંચસોપાંચસો મુનિવરોમાંથી એક પણ મુનિવરને એ કાતિલ વેદનામાં નથી તો પાલક યાદ આવ્યો કે નથી તો એ ઘાણી યાદ આવી, નથી કોઈને લોહી દેખાયું કે નથી કોઈને માંસ દેખાયું. પ્રત્યેક મુનિવર માત્ર પોતાના આત્મસ્વભાવમાં જ લીન બની ગયા છે. બસ, આ લીનતાએ એ સહુ મુનિવરો પોતાના શુદ્ધસ્વરૂપને પામી ચૂક્યા છે !

અહીં કેવળ આત્મસ્વભાવને પ્રગટ કરવા તરફનું જ લક્ષ્ય ન હોત તો ? કોકને પાલક નિર્દય દેખાત તો કોકને ખંધકસૂરિ પર ગુસ્સો ચડત, કોકને લોહીની નદી દેખાત તો કોકને માંસના લોચા યાદ આવત. કોક મોતના ભયે ધ્રૂજી ઊઠત તો કોક જાલિમ વેદનાની કલ્પનાથી ત્રાસી ઊઠત. ના, આવું કાંઈ બન્યું નથી. કોઈને આમાંનું કાંઈ જ યાદ આવ્યું નથી. તેનું કારણ એ હતું કે એ મુનિવરોને આ બધી ક્ષુદ્ર બાબતોમાં કોઈ રસ જ નહોતો ! તે સહુના મનમાં તો દેવાધિદેવ શ્રી મુનિસુવ્રતસ્વામી ભગવાનની આજ્ઞા જ રમતી હતી. અને એ આજ્ઞાના પાલને જ સહુ મુનિવરોને શાશ્વત કાળ માટે જન્મ-મરણથી મુક્ત કરી દીધા હતા !

આવા અદ્‌ભુત પ્રસંગો નજર સામે રહે તો પછી દેરાસરમાં અશિસ્ત હોય છે, કોલાહલ હોય છે, ધમાલ હોય છે, માટે જોઈએ તેવા ભાવો જાગતા નથી એવી કોઈ પણ ફરિયાદ ઊભી ન રહે. અરે ! એવા કોલાહલમાંય પ્રભુભક્તિની મસ્તી એવી ને એવી જ જળવાઈ રહે !

અને બીજી વાત તો એ છે કે દેરાસરમાં આવનારા પુણ્યાત્માઓ કાંઈ મારામારી કરવા નથી આવતા. એ સહુ તો પ્રભુભક્તિ કરવા આવે છે. સહુ પોતપોતાના દિલના ભાવોને પોતપોતાની રીતે રજૂ કરે છે. એ સહુને શિસ્ત રાખવાનું કહેવું એટલે શું કહેવું ? ઘંટ ન વગાડે ? પ્રદક્ષિણા ન ફરે ? પ્રભુસ્તુતિ ન કરે ? ચૈત્યવંદન ન કરે ? ચામર નૃત્ય ન કરે ?

હા, એમ કહો કે આવી બધી ક્રિયાઓમાં વિવેક જાળવે. 'મારા સિવાય બીજા પણ

અનેક પુણ્યાત્માઓ આ દેરાસરમાં પ્રભુભક્તિ કરવા આવ્યા છે. એ સહુને પ્રભુભક્તિમાં જરાય અંતરાય ન પડે એ રીતે મને પ્રભુનાં દર્શન, વંદન, પૂજન કરવા દે.' આવો વિવેક સહુ જાળવતા થઈ જાય તો અશિસ્ત વગેરેની અનેક ફરિયાદો એની મેળે દૂર થઈ જાય. બાકી દેરાસરમાં વિવેક જાળવીને દરેક પુણ્યાત્માને પોતાના દિલના શુભ ભાવોને પ્રભુ પાસે પ્રગટ કરવાનો અધિકાર છે. એ અધિકાર છીનવી શી રીતે લેવાય ?

## તમે એટલે જ હાર્યા

યુદ્ધમાં પરાજિત થયેલા જર્મન સૈન્યનો એક સૈનિક વિજેતા અંગ્રેજ સૈન્યના એક સૈનિકને મળ્યો.

'અમને ખબર નથી પડતી કે અમે યુદ્ધમાં હાર્યા કેમ ? તમારા કરતાં અમારી તાકાત જરાય ઓછી નહોતી. તમારા કરતાં અમારી તૈયારી પણ જરાય ઓછી નહોતી. છતાં તમે જીત્યા અને અમે હાર્યા. આનું કારણ શું ?' જર્મન સૈનિકે અંગ્રેજ સૈનિકને પ્રશ્ન પૂછ્યો.

'કારણ ? કારણ સ્પષ્ટ છે.'

'શું?'

'અમે ભગવાનને પ્રાર્થના કરતા હતા.'

'પ્રાર્થના તો અમેય કરતા હતા.'

'પણ કઈ ભાષામાં ?'

'જર્મનમાં.'

'બસ, એટલે જ હાર્યા.'

'એટલે તમારે શું કહેવું છે ?'

'એ જ કે ભગવાનને જર્મન ભાષા આવડતી નથી. ભગવાન માત્ર અંગ્રેજી ભાષા જ જાણે છે. અમારા વિજયનું રહસ્ય એ છે કે અમે અંગ્રેજી ભાષામાં ભગવાનને પ્રાર્થના કરેલી.'

આવી બોગસ વાતો કરનારાય આ દુનિયામાં આજે જીવે છે. અને આવા પોકળ પ્રચારો દ્વારા પોતાના માનેલા ધર્મનો ધૂમ પ્રચાર કરે છે. પણ સમજી રાખજો કે ભક્તિ તો દિલના ભાવોથી થાય છે અને દિલના એ ભાવો પોતપોતાની ભાંગેલી-તૂટેલી ભાષા દ્વારા વ્યક્ત થાય છે !

## મનને શુભ ભાવોમાં રમતું રાખો

આપણી મૂળ વાત એ હતી કે દેરાસરમાં પ્રભુભક્તિ કરવા આવેલા પુણ્યાત્માઓના સ્તુતિ વગેરેના શબ્દો તમને કોલાહલ લાગતા હોય અને એ કોલાહલના કારણે તમારું મન પ્રભુભક્તિમાં સ્થિર થઈ શકતું ન હોય તો પછી મોત વખતની જાલિમ વેદનામાં

મન નવકારમાં શી રીતે સ્થિર રહી શકશે ? કારણકે એ વખતે આજુબાજુના કોલાહલની વાત તો છોડો; પરંતુ વેદનાની વ્યાકુળતા જ ભયંકર હશે. એ વેદનાની અનુભૂતિમાં નવકારમાં ચિત્ત સ્થિર રાખવું એ સહેલું નથી. માટે જ કહું છું કે ગમે તેવી વિકટ પરિસ્થિતિમાંય મનને શુભ ભાવોમાં રમતું રાખવાનો અભ્યાસ સતત કેળવતા જાઓ. આ અભ્યાસ જીવનની શાન્તિ, મરણની સમાધિ અને પરલોકની સદ્ગતિને અકબંધ બનાવી દેશે.

આવો અભ્યાસ નહિ કેળવ્યો હોય તો સાવ મામૂલી-મામૂલી પ્રસંગો પણ ચિત્તને સંક્લેશગ્રસ્ત બનાવ્યા વિના નહિ રહે. અરે ! વાસ્તવિક નહિ પણ કાલ્પનિક દુઃખો જ તમને હેરાન કરી મૂકશે.

શારીરિક કે માનસિક કોઈ પણ પ્રકારની પ્રતિકૂળતા જેના જીવનમાં ક્યારેય આવી જ નથી હોતી તેના જીવનમાં પ્રાયઃ કરીને આવી પ્રતિકૂળતાઓનો પ્રતિકાર કરવાની શક્તિ રહેતી નથી. અને એટલે પાપકર્મોના ઉદયે ક્યારેય મામૂલી પણ રોગ આવી જાય કે મનને પ્રતિકૂળ એવો કોઈ નાનો પણ પ્રસંગ બની જાય તો તે મોટે ભાગે મગજની સમતુલા ગુમાવી બેસે છે.

તપાસવું હોય તો તપાસો. શ્રીમંતાઈમાં ઊછરેલા છોકરાઓ જેટલા મજબૂત અને સત્ત્વશીલ હોય છે તેના કરતાં ગરીબીમાં ઊછરેલા છોકરાઓ વધુ સત્ત્વશીલ અને મજબૂત હોય છે. શ્રીમંતનો છોકરો ૯૯ ડિગ્રી તાવમાં સ્કૂલે જવાની ના પાડી દેશે, જ્યારે ગરીબનો છોકરો ૧૦૨ ડિગ્રી તાવમાંય કામ કરવા જશે.

માત્ર એક જ બાબતમાં નહિ. અનેક બાબતોમાં અને અનેક ક્ષેત્રોમાં આ કાયદો લાગુ પડે છે કે અનુકૂળતા મોટે ભાગે સત્ત્વહીન બનાવે છે જ્યારે પ્રતિકૂળતા સત્ત્વશીલ બનાવે છે ! **સુષુપ્ત પડેલી શક્તિઓને બહાર લાવવાની તાકાત અનુકૂળતા કરતાં પ્રતિકૂળતામાં કેટલાય ગણી વધારે છે.** અરે ! સાધનાના માર્ગે પણ અનુકૂળતાએ જેટલાં પતનો નોતર્યાં છે તેના હજારમા ભાગનાં પતનો પ્રાયઃ પ્રતિકૂળતાએ નહિ નોતર્યાં હોય ! આનું કારણ છે. સંઘર્ષનું વાતાવરણ આત્માને પુરુષાર્થ કરવા પ્રેરે છે. એ વાતાવરણમાંથી કોઈ માર્ગ કાઢવાની વિચારણાઓ અંદર પેદા કરાવે છે ! એટલું જ નહિ, દુઃશક્ય જેવી લાગતી પ્રવૃત્તિઓને પણ એ સુશક્ય બનાવી દે છે.

## શી રીતે પાછા આવ્યા ?

એક ગામથી બીજે ગામ જવા માટે ચાર માણસો મોટરમાં નીકળ્યા. રસ્તો ખૂબ સાંકડો હતો. સામી બાજુથી ગાડું, બસ કે મોટર આવે તો બેમાંથી એકને પાછા જ જવું પડે તવો અતિ સાંકડો રસ્તો હતો. એ રસ્તે મોટર આગળ જઈ રહી હતી. ત્યાં અચાનક શું થયું ? 'ભાગો, ભાગો, ઊભા રહ્યા તો મરી જશો.'ની બૂમો પડવા લાગી. માણસોનાં ટોળેટોળાં ખેતરમાંથી ભાગતાં હતાં !

મોટરમાં બેઠેલા એક માણસે મોટર ઊભી રખાવી અને ભાગી રહેલા માણસના ટોળામાંથી એકને ઊભો રાખી પૂછ્યું, 'ભાઈ ! તમે બધા ભાગો છો કેમ ? એકદમ શું થયું ?'

'અલ્યા ભાઈ ! અત્યારે વાત કરવાનો સમય નથી. તમે જે બાજુ જઈ રહ્યા છો એ બાજુથી ધાડપાડુઓ હાથમાં શસ્ત્રો લઈને આ બાજુ આવી રહ્યા છે. રસ્તામાં જે મળે તેને લૂંટી લે છે, મારી નાખે છે, તમારે બચવું હોય તો પાછા ભાગો, નહિતર તેઓ તમને ખતમ જ કરી નાખશે. એકદમ નજીક તેઓ આવી ગયા છે,' આમ કહીને એ માણસ ભાગ્યો.

આ ચારે જણા ડર્યા. શું કરવું ? તાત્કાલિક નિર્ણય લઈ લીધો. મોટરમાંથી નીચે ઊતર્યા. મોટરને ખભા પર ઊંચકીને ફેરવી નાખી. અને પોતાના ગામ તરફ મોટર દોડાવી. ખૂબ ઝડપથી ગામમાં દાખલ થઈ ગયા.

ગામમાં માણસો ભેગા થઈ ગયા. અને તેમને પૂછ્યું, 'અલ્યા ! તમે બધા પાછા શી રીતે આવ્યા ?'

'અમે મોટરને ઊંચકીને ફેરવી નાખી'

'શું ગપ્પાં મારો છો ? આવડી મોટી વજનદાર મોટર તે ફેરવી શકાતી હશે ?ખભા પર ઊંચકી શકાતી હશે ?' એકે પ્રશ્ન પૂછ્યો.

'કાકા, તમે નહિ માનો. બાકી સાચું કહીએ છીએ કે અમે ચારે જણાએ ખભા પર ઊંચકીને મોટર ફેરવી દીધી છે'

'અત્યારે તમે ઊંચકીને બતાવો તો અમે માનીએ.'

પેલા ચારે જણાએ મોટર ઊંચકવાના પ્રયત્ન કર્યા. અરે ! ફેરવવાની વાત તો ઘેર ગઈ, પણ મોટર ઊંચકાઈ પણ નહિ. પૈડાં પણ જમીનથી અધ્ધર થયાં નહિ.

'અમે નહોતા કહેતા કે તમે જૂઠું જ બોલો છો. મોટર તે વળી કોઈએ ખભા પર ઊંચકીને ફેરવી હોય એવું આજ સુધીમાં કોઈની પાસે સાંભળ્યું છે ? જૂઠ બોલવું હોય ને તોય થોડું સમજીને બોલતા જાઓ.' ગામના એક માણસે ટોણો માર્યો.

પેલા ચારે જણા શો જવાબ આપે ? સાંકડા રસ્તા પર તેમણે મોટર ઊંચકીને ફેરવી દીધી એ હકીકત હતી. છતાં અહીં ગામના માણસોની હાજરીમાં એ મોટરનું પૈડુંય ઊંચકી શક્યા નહિ એ પણ હકીકત હતી., આમ કેમ બન્યું ?

આનું કારણ એ હતું કે પેલા રસ્તા પર મોતનો ભય હતો. એ ભયે અંદર પડેલી સુષુપ્ત શક્તિઓને પ્રગટ કરી દીધી હતી. જ્યારે ગામની વચ્ચે એ ભય હતો જ નહિ અને એટલે એ શક્તિઓ પ્રગટ જ થઈ નહિ.

## સંઘર્ષમાં શક્તિ પ્રગટ થાય

આ પ્રસંગ અનેક વાતો કહી જાય છે. તમારામાં કેટકેટલી શક્તિઓ પડેલી છે એ શક્તિઓ આવા સંઘર્ષોમાં કે ભયોના પ્રસંગ આવ્યા સિવાય બહાર પ્રગટ નહિ થાય. માપ કાઢવું છે શક્તિઓનું ? તો પ્રતિકૂળતાઓથી, કષ્ટોથી કે સંઘર્ષોથી જરાય ડરો નહિ, ભાગો નહિ, હારો નહિ, ઊભા રહો અડીખમ એ સંઘર્ષોની વચ્ચે ! સંઘર્ષોનો એ કાળ જ તમને તમારી શક્તિઓનાં દર્શન કરાવવામાં સહાયક બનશે.

ત્યારે તો કોક કવિએ ગાયું છે ને કે,

***સંકટનાં સૈન્ય ભલે જીવન ઘેરી વળે,***<br>
***સુખની સંભાવના છો ને સુદૂર રહે,***<br>
***રાખજે પ્રસન્ન છતાં પ્રાણ,***<br>
***ઓ માનવી ! જીવનને જીવી તું જાણ.***

સંઘર્ષોનું વાતાવરણ સમજુ માણસ માટે શ્રાપરૂપ નહિ; પરંતુ આશીર્વાદરૂપ બને છે. સંઘર્ષ એટલે અહીં મારામારી ન સમજતા ! સંઘર્ષ એટલે પ્રતિકૂળતા, કષ્ટો !

ચાલુ વ્યવહારમાં પણ જુઓ ને ? કાંઈક કરી છૂટવાની બુદ્ધિ પ્રતિકૂળતાના સમયમાં જેટલી થાય છે તેટલી અનુકૂળતાના સમયમાં થતી નથી. એટલે જ ક્યાંક કહેવાયું છે ને કે –**'दुःखं जन्तोः परं धनम्'** દુઃખ એ જીવનું શ્રેષ્ઠ ધન છે ! ધનની તાકાત તમને ખબર છે ? એનાથી આ દુનિયાની કીમતીમાં કીમતી ગણાતી તમામ બાહ્ય સામગ્રીઓ તમે ખરીદી શકો. તો દુઃખ પણ એક એવા પ્રકારનું ધન છે કે તમે એનો સમ્યક્ ઉપયોગ કરી શકો તો આભ્યન્તર જગતના કીમતીમાં કીમતી ગુણો એનાથી મેળવી શકો.

ઝાંઝરિયા ઋષિ, ગજસુકુમાળ, મેતારજ મુનિવર, ખંધકસૂરિના ૫૦૦ શિષ્યો, અરણિક મુનિવર, ધન્ના-શાલિભદ્ર, ધર્મરુચિ અણગાર, ખંધકમુનિ, સનત્કુમાર રાજર્ષિ, સુકોશલ મુનિ વગેરેનાં દૃષ્ટાંતો આપણી નજર સામે જ છે. આ તમામ પુણ્યાત્માઓએ આવેલાં કષ્ટોને કે ઊભા કરેલાં કષ્ટોને એવી પ્રસન્નતાપૂર્વક વેઠ્યાં છે કે એ કષ્ટો દ્વારા જ પોતાના આત્માને કષ્ટમુક્ત બનાવી દીધો છે.

દુઃખની મૂડી પર આત્મગુણોની કમાણી કરનારાઓનાં સંખ્યાબંધ દૃષ્ટાન્તોની સામે તમને સુખની મૂડી પર આત્મગુણોની કમાણી કરનારાનાં દૃષ્ટાન્તો જવલ્લે કોક મળશે. આનું કારણ શું ?

કારણ એ છે કે સુખની સાથે આત્મા તદાકાર થઈ જાય છે. એ સુખ ચાલ્યું ન જાય એ અંગે આત્મા હરપળે સાવધ રહે છે. સુખના એ વાતાવરણમાં ફેરફાર કરવાનું મન આત્માને થતું નથી, જ્યારે દુઃખની બાબતમાં વાસ્તવિકતા સાવ જુદી જ છે. દુઃખની સાથે આત્મા ક્યારેય એકમેક થતો જ નથી. આવેલું દુઃખ કઈ રીતે રવાના થાય એ અંગે

તે સતત પ્રયત્નો કરતો જ રહે છે. દુ:ખમય પરિસ્થિતિને ફેરવી નાખવા માટે તે પ્રતિપળ કાંઈ ને કાંઈ વિચારતો જ હોય છે. બસ, આ દુ:ખથી છૂટી જવાની તેની તીવ્ર ઝંખના જ તેને જીવન પરિવર્તનના માર્ગે લઈ જાય છે. અને જીવનમાં કાંઈક અવનવું સર્જન કરવા તેને પ્રેરે છે !

## દુ:ખથી ભાગો નહિ

આટલી સીધીસાદી વાત સમજ્યા પછી દુ:ખથી ક્યારેય ભાગશો નહિ, એનાથી ભાગવામાં ગુણો અર્જિત કરવાની મહામૂલી તક વેડફાઈ જવાની પૂરી શક્યતા છે ! એના સ્વીકારમાં અનાદિકાળથી દબાઈ ગયેલા અનંતા આત્મગુણો પ્રગટ થઈ જવાની શક્યતા છે.

પેલા શાયરની આ પંક્તિઓ :

***'કાયર છે જેના બોલની કિંમત નથી હોતી,***
***ને સત્ય સામે ઝઝૂમવાની હિંમત નથી હોતી;***
***હોતો નથી ઝાઝો ફરક એવા જીવન કે મોતમાં,***
***જ્યાં જીવન જીવવાની સાચી જહેમત નથી હોતી.'***

યાદ રાખજો, આ દુનિયાના મોટા ભાગના જીવો દુ:ખથી ભાગનારા છે. દુ:ખો ન જ આવે એવા પ્રયત્નોમાં જ જિંદગીની મહામૂલી પળો વિતાવનારા છે. અરે ! કલ્પના બહારનાં દુ:ખ આવે ત્યારે આપઘાત કરીને પોતાની જિંદગી ટૂંકાવી દેનારા પણ આ દુનિયામાં છે, પરંતુ દુ:ખોને જરાય ઉદ્વેગ વિના વધાવનારા, ગમે તેવાં જાલિમ દુ:ખો આવે તોય આપઘાત કરીને જિંદગી ટૂંકાવી દેવાને બદલે એ દુ:ખોની વચ્ચે જ પોતાના સત્ત્વને પ્રગટ કરનારા બહુ ઓછા જીવો આ દુનિયામાં જોવા મળે છે. અને એટલે જ બહુ ઓછા જીવો જ આત્મગુણોની મૂડી પ્રગટ કરી દેવામાં સફળ બને છે.

સભા : 'અનશન કરીને દેહત્યાગ કરવો એ પણ એક જાતનો આપઘાત જ છે ને ?'

'ના, અનશનમાં અને આપઘાતમાં ઘણો ફેર છે. અનશન કરનાર આત્મા તો પાપભીરુ હોય છે, જ્યારે આપઘાત કરનાર તો દુ:ખભીરુ હોય છે. અનશનમાં અશુભ કર્મોનો ક્ષય છે, આપઘાતમાં અશુભ કર્મોનો બંધ છે. અનશનમાં સમાધિ છે, આપઘાતમાં સંક્લેશ છે. અનશન સદ્‌ગતિદાયક છે, આપઘાત દુર્ગતિદાયક છે. અનશનમાં જિનાજ્ઞાનું પાલન છે. આપઘાતમાં જિનાજ્ઞાનો ભંગ છે, અનશન બહાદુરીનું પ્રતીક છે, આપઘાત કાયરતાનું સૂચક છે. માટે ભૂલેચૂકે અનશનના પરાક્રમને આપઘાતની કાયરતામાં ખતવવાનું પાપ ન કરતા.

આપણી મૂળ વાત એ છે કે દુ:ખ પ્રત્યેના તિરસ્કારની આપણી અનાદિની અવળી

માન્યતાને એક વાર ફેરવવાની જરૂર છે. જેવી એ માન્યતા ફરશે, તરત જ આખી જીવનપદ્ધતિ ફરશે. જેના તરફ આપણને દુશ્મનાવટની બુદ્ધિ હતી તેના તરફ હિતબુદ્ધિ પેદા થશે, જેનાથી આપણે નાસભાગ કરતા હતા તેને આવકારવાનું મન થશે. દુઃખ આપનાર પ્રત્યે દ્વેષબુદ્ધિ નહિ પણ મૈત્રીભાવ જાગશે. જીવનમાં અગણિત સંક્લેશો, ફરિયાદો, વિકલ્પો ઓછા થઈ જશે.

## શા માટે હેરાન કરે છે ?

સવારના નવેક વાગ્યે પોતાની દુકાને જઈ રહેલા વાણિયાએ જોયું તો સામેથી બૂમાબૂમ કરતું એક મોટું ટોળું આવી રહ્યું હતું. સહુના હાથમાં હથિયારો, 'શું સમજે છે એના મનમાં ? હવે તો એને બતાવી જ દઈશું ! ઘણા દિવસો સુધી તકલીફ વેઠી. હવે તો એને સીધો કર્યે જ છૂટકો છે !' એમ બોલતાબોલતા સહુ ચાલતા હતા. ટોળું નજીક આવ્યું. વાણિયાએ જોયું તો એ ટોળાનો આગેવાન હતો જાડી બુદ્ધિવાળો ગેમલો !

'અલ્યા ગેમલા ! આ હથિયારો લઈને કોને હરાવવા નીકળ્યા છો ?'

'અરે ! પેલા હરામખોર સૂરજને !'

'કેમ ! એણે તમારું શું બગાડ્યું છે ?'

'અરે ! વાત જ ન પૂછ. સવારના આઠ વાગ્યે ઘરેથી દુકાને જવા નીકળીએ છીએ ત્યારે પણ એ સામો તાપ નાખીને અમને હેરાન કરે છે અને સાંજના ઘરે જઈએ છીએ ત્યારે પણ એ સામો તાપ નાખે છે. ઘણા દિવસો સુધી સહન કર્યું. હવે તો એને હરાવ્યે જ છૂટકો છે.' ગેમલાએ જવાબ આપ્યો.

વાણિયો સમજ્યો કે આ બધા ગાંડાઓ ભેગા થયા છે. શા માટે એ લોકોને ન ફસાવવા ? યુક્તિ વાપરીને બોલ્યો, 'ગેમલા ! તારી વાત તો સાવ સાચી, હોં ! આપણે કાંઈ બંગડીઓ થોડી પહેરી છે તે એના ત્રાસો સહન કર્યે જ જઈએ ? પણ એક વાત કહું ?'

'કહો.'

'તમે એ સૂરજની તાકાત જરાય ઓછી ન આંકશો. વરસોનો મારે એની સાથે પરિચય છે. અને મેં જોયું છે કે ભલભલા બહાદુરો એની પાસે હાર્યા છે. એટલે તમે બધા કહેતા હો તો હું સૂરજને સમજાવવાના પ્રયત્નો કરું ! માની જાય તો નાહકનું લોહી રેડાતું અટકી જાય.'

'હા, ઈ વાત સાચી કીધી હોં !'

'એમ નહિ એવી મહેનત કરવામાં કાંઈ ખર્ચો લાગે તો તે કરવોય પડે.'

'તે કરજો ને ? લો આ ૨૦૦૦ રૂપિયા પહેલેથી !'

વાણિયાએ ૨૦૦૦ રૂપિયા લઈ લીધા. એક મહિના પછી ગેમલાને મળવાનું

કહ્યું. ટોળું વિખેરાઈ ગયું. મનમાં ને મનમાં મલકાતો વાણિયો દુકાને ગયો.

પંદરેક દિવસ બાદ રસ્તામાં વાણિયાને ગેમલો ભટકાઈ ગયો. 'કેમ ! વાટાઘાટ ચાલે છે કે નહિ ? સીધું ન ઊતરે તો અમે તો લડવા તૈયાર છીએ જ,' ગેમલાએ પ્રશ્ન પૂછ્યો.

'ગેમલા ! વાટાઘાટ તો જોરમાં ચાલે છે. એ થોડો ઢીલો પણ પડ્યો છે. પણ હજી તો આપણી પાસે પંદર દિવસ બાકી છે ને ? બધું ઠેકાણે પાડી દઈશ ' વાણિયાએ જવાબ આપ્યો.

ઓગણત્રીસમે દિવસે રાતે વાણિયો ગયો ગેમલાને ત્યાં. 'જો ભાઈ ! તમારા બધાની તાકાતનું મેં સૂરજ પાસે વર્ણન કર્યું તો એ એક વાર ધ્રૂજી તો ગયો જ છે ! સમાધાન કરવા તે તૈયાર પણ થઈ ગયો છે; પણ તેની એક શરત છે.'

'કઈ ?'

'તમે જ્યાં દુકાન રાખી છે ત્યાં ઘર કરી દો. અને તમારું જ્યાં ઘર છે ત્યાં દુકાન કરી દો. બસ, આટલી મામૂલી વાત તમે સ્વીકારી લેતા હો તો એ જિંદગીમાં તમને ક્યારેય હેરાન નહિ કરવાની કબૂલાત આપે છે. બોલો, મંજૂર છે તમને આ વાત ?'

'અરે ! એમાં શી મોટી વાત છે ? જાઓ મંજૂર છે.'

'તો હું કરું સહીસિક્કા ?'

'ખુશીથી કરો.'

અને બીજે દિવસે એ લોકોની દુકાન થઈ ગઈ પશ્ચિમ દિશામાં અને ઘર થઈ ગયું પૂર્વ દિશામાં ! ઘરેથી દુકાને જતાં ય સૂર્ય પાછળ રહેવા લાગ્યો અને દુકાનેથી ઘરે જતાંય સૂર્ય પાછળ રહેવા લાગ્યો. તાપની તકલીફ સદાને માટે દૂર થઈ ગઈ. વાણિયો મફતમાં ૨૦૦૦ રૂપિયા કમાઈ ગયો !

## દુઃખોને આનંદથી વધાવો

આપણા જીવનના સંક્લેશોના મૂળમાં પણ આ જ વાત છે. 'સુખની સામે આપણું મોઢું છે અને દુઃખની સામે આપણી પીઠ છે.' ગમે તે જગ્યાએ જઈએ, આપણી દૃષ્ટિ સુખોન્મુખ જ રહી છે. બસ, સુખ તરફની આપણી આ દૃષ્ટિએ જ આપણને વધુ ને વધુ દુઃખી કર્યા છે. આ દૃષ્ટિમાં જરાક પલટો લાવીએ. સુખ તરફ પીઠ કરીએ અને દુઃખ તરફ મોઢું કરીએ. જુઓ પછી જીવન જીવવાની મજા ! અત્યાર સુધીમાં શાશ્વત સુખને પામેલા અનંતા આત્માઓ આ જીવનપદ્ધતિને અમલી બનાવી ચૂક્યા છે ! સામે જઈને દુઃખોને બોલાવ્યાં છે અને વગર બોલાવ્યે આવી ગયેલાં સુખોનો જરાય આદર પણ નથી કર્યો. આ ગણિતે તેમને કાયમી દુઃખમુક્ત બનાવી દીધા છે અને શાશ્વત સુખના સ્વામી બનાવી દીધા છે.

આજ સુધીમાં સુખ પાછળ જ દોડવાની જીવનપદ્ધતિનાં કટુ ફળ તો આપણે ભોગવી ચૂક્યા છીએ ! હવે જીવનપદ્ધતિ ફેરવીએ અને પછી જોઈએ કે સુખપ્રાપ્તિ માટેની અનંતજ્ઞાનીઓએ કહેલી આ વાત કેટલી સત્ય છે અને કેટલી વાસ્તવિક છે ?

મહાન પુણ્યના ઉદયે મળેલી પંચેન્દ્રિય પટુતા, અંગોપાંગ પૂર્ણતા અને શારીરિક સામર્થ્યનો ઉપયોગ કષ્ટો સહન કરવામાં કરતા જાઓ, કષ્ટોનો સામનો કરવામાં નહિ. કમજોરોને બચાવવામાં કરતા જાઓ, દબાવવામાં નહિ. આ સિવાયનો બાકીનો કોઈ પણ ઉપયોગ આત્માને નુકસાનીમાં ઉતાર્યા વિના રહેશે નહિ.

ધર્મપ્રાપ્તિના આ 'રૂપવાન' ના બીજા નંબરના ગુણમાં બીજી એક વિશેષતા એ છે કે આવો આત્મા શ્રી જિનશાસનની વિશિષ્ટ કોટિની પ્રભાવના પણ કરી શકે છે ! મહા પ્રભાવક શ્રી વજ્રસ્વામીજી જ્યાંજ્યાં વિચરતા હતા ત્યાંત્યાં તેઓશ્રી પોતાના સંયમજીવન સાથેના શરીર સૌષ્ઠવને કારણે અનેક આત્માઓના દિલમાં શ્રી જિનશાસન પ્રત્યે ખૂબ રાગ પેદા કરાવી દેતા હતા.

સભા : 'રૂપવાન જ ધર્મ કરી શકે ?'

ના, એવો કોઈ કાયદો નથી; પરંતુ જેઓ વિશિષ્ટ રૂપવાળા છે તેઓ ધર્મની પ્રભાવના ખૂબ સારી રીતે કરી શકે છે; કારણકે લોકોનું તેમના તરફ સહજ આકર્ષણ હોય છે. આ આકર્ષણ જ ભવ્યાત્માઓને શ્રી જિનશાસનના અનુરાગી બનાવવામાં ખૂબ સહાયક નીવડે છે.

## રૂપવાન ધર્મપ્રભાવક બને

કેટલી મજેની વાત છે ? સંસારમાં જે રૂપ અનેક નિમિત્તવાસી આત્માઓને ખૂબ રાગનું કારણ બને એ જ રૂપ ધર્મના માર્ગે પ્રવેશ પામ્યા પછી અનેક આત્માઓને ધર્માભિમુખ કરવામાં કારણ બને ! પુણ્યના ઉદયનું ક્ષેત્ર ફરતાં જ એ પુણ્યના ઉદયની મારકતા અને તારકતામાં ફેર પડી જાય છે !

સુસ્વરનામકર્મના ઉદયે કંઠ ખૂબ જ સુંદર મળ્યો હોય; પણ એ કંઠનો ઉપયોગ વિલાસી ગીતો ગાવામાં જ થતો હોય તો એ પુણ્યનો ઉદય મારક બને અને એ કંઠનો ઉપયોગ પ્રભુભક્તિનાં અને વૈરાગ્યનાં ગીતો ગાવામાં થતો હોય તો એ પુણ્યનો ઉદય તારક બને; કારણકે પેલાં વિલાસી ગીતો ગાવામાં તો અનેકનાં દિલમાં વાસનાઓ પેદા કરવામાં નિમિત્ત બનવાનું થાય, જ્યારે પ્રભુભક્તિનાં ગીતો કે વૈરાગ્યનાં પદો ગાવામાં અનેક આત્માઓને ભગવાન પ્રત્યે ખૂબ ભક્તિભાવ પેદા થાય અને દિલમાં સંવેગવૈરાગ્યની છોળો ઊછળે એમાં નિમિત્ત બનવાનો મહાન લાભ મળે જ ! આ જ વાત સર્વત્ર સમજી લેવાની છે.

આ અંગે જરાક શાન્ત ચિત્તે વિચાર કરીએ તો આપણને મળેલી અનેક પ્રકારની

શક્તિઓ સ્વ-પર અનેકના આત્મકલ્યાણમાં કેટલી સહાયક બની શકે છે તેનો ખ્યાલ આવી જાય. મળેલી વચનલબ્ધિ, સુસ્વરઆદેય નામકર્મ, શારીરિક સામર્થ્ય, મનોલબ્ધિ, સંપત્તિ–આ તમામ ચીજો આપણા આત્મકલ્યાણને નિશ્ચિત કરી દે છે. સાથે બીજા અનેકના જીવનનેય ધર્મમાં સ્થિર કરી શકે છે તેનો યોગ્ય ઉપયોગ કરતાં આવડે તો. અરે ! નબળા શરીરે પણ હું બીજાને કેટલો ઉપયોગી થઈ શકું તેમ છું એ વિચારણા કરીએ ને તોય જીવનમાં સહેજે પરોપકારનાં અનેક કાર્યો આપણે કરી શકીએ તેમ છીએ.

## બીજો કોઈ મરી ન જાય માટે

રોજ સાંજના સમયે એક અપંગ માણસ ત્રણ રસ્તા જ્યાં ભેગા મળતા હતા ત્યાં બાબાગાડીમાં આવીને ઊભો રહે. એ રસ્તેથી પસાર થતી ટ્રકો અને ગાડીઓને અનિમેષ નયને જોયા કરે અને પછી જે જગ્યાએથી માણસો રસ્તો ઓળંગતા હતા એ જગ્યાએ પોતાની બાબાગાડી લઈ આવે અને રસ્તો ઓળંગી રહેલા દરેક માણસને ખૂબ સાવચેતીથી રસ્તો ઓળંગવાની સલાહ આપે !

આ એનો રોજનો નિત્યક્રમ ! સાંજના છ વાગ્યાથી રાતના નવ વાગ્યા સુધી ત્યાં ઊભો રહે અને પછી ઘરે પાછો આવી જાય. એ માણસનો આ રોજનો કાર્યક્રમ હતો એટલે કોઈ એને કાંઈ પૂછતું પણ નહિ. કોઈ એને કામધંધા વિનાનો માણસ સમજતા, તો કોઈ એને પાગલ જ માનતા, કોઈ એને પાકીટમાર માનતા, તો કોઈ એને ભિખારી માનતા.

પરંતુ એક દિવસ–

એક ભાઈએ એની પાસે જઈને પૂછ્યું, 'ભાઈ તમે રોજ અહીં આવીને બધાને રસ્તો ઓળંગવાની સૂચના આપો છો તો તેની પાછળ કોઈ કારણ છે ? એક તો તમે પોતે અપંગ છો અને બીજી બાજુ સાંભળવા પ્રમાણે તમારું ઘર અહીંથી ચાર-પાંચ માઈલ જેટલું દૂર છે ! આવી અપંગ અવસ્થામાં આટલે દૂરથી અહીં આવીને ત્રણત્રણ કલાક સુધી બીજાઓને રસ્તો ઓળંગતાં સાવચેત કરવા એની પાછળ કોઈ પ્રયોજન તો હશે ને ? તમને કોઈ પણ જાતનો વાંધો ન હોય તો મને એનું કારણ જણાવો.'

આ સાંભળતાં જ પેલા ભાઈની આંખમાં આંસુ આવી ગયાં.બોલવા ગયા; પરંતુ દસ મિનિટ સુધી તો કાંઈ બોલી જ ન શક્યા. પેલા ભાઈએ આ રડી રહેલા ભાઈની પીઠ પર હાથ ફેરવવાનું ચાલુ રાખ્યું. થોડી વાર પછી એ ભાઈ બોલ્યા,

'આજથી બરાબર ચાર મહિના પહેલાંની એક સાંજે હું તથા મારો એકનો એક ૧૮ વરસની ઉંમરનો છોકરો આ બાજુ કાપડ ખરીદવા આવેલા. કાપડ ખરીદ્યા પછી આ રસ્તો ઓળંગવા માટે અમે બંને અહીં આવ્યા. બે રસ્તા પર જોઈ લીધું કે ક્યાંયથી ટ્રક વગેરે આવતું તો નથી ને ? વ્યવસ્થિત જોયા પછી રસ્તો ઓળંગવા ગયા ત્યાં તો ત્રીજા

રસ્તેથી પૂરપાટ આવતી ટ્રકે અમને બંનેને હડફેટમાં લઈ લીધાં ! એક બાજુ હું ફેંકાઈ ગયો; બીજી બાજુ મારો છોકરો ફેંકાઈ ગયો. પણ કમનસીબી એટલી જોરદાર કે જે બાજુ મારો છોકરો ફેંકાઈ ગયો તેની સામી બાજુથી એક બીજી ટ્રક આવતી હતી. એ ટ્રક છોકરાના શરીર પર ફરી વળી. છોકરો ત્યાં ને ત્યાં જ ખતમ થઈ ગયો. મેં મારા બંને પગ ગુમાવી દીધા.

હૉસ્પિટલમાં એક મહિનો સારવાર લીધા પછી હું ઘરે આવ્યો, પણ એ ભયાનક દૃશ્ય મારી નજર સામેથી હટતું નહોતું. એકના એક લાડકવાયા પુત્રને ગુમાવી દીધાના દુઃખે મારી આંખોમાંથી આંસુ સુકાતાં નહોતાં. જીવનમાંથી મારો રસ ઊડી ગયો હતો. અવારનવાર આપઘાત કરી લેવાનો વિચાર પણ આવતો હતો. પણ ખૂબ વિચારતાં મને એ રસ્તો ખોટો લાગ્યો, કાયરતાભરેલો લાગ્યો. અને વળતી જ પળે વિચારોમાં પરિવર્તન આવ્યું. શા માટે એવા પ્રયત્નો ન કરું કે જેથી મારી શેષ જિંદગી બીજાઓની જિંદગી બચાવનારી બની રહે. બસ, આ વિચારણાએ મને અહીં લાવીને મૂક્યો છે. જે ભૂલે મેં મારા લાડકવાયાને ગુમાવ્યો છે એવી જ ભૂલે કોક બાપ પોતાના લાડકવાયાને ન ગુમાવી બેસે એ ગણતરીએ આ રસ્તે મારી બાબાગાડીને ઊભી રાખું છું. જતા-આવતા દરેકને ચેતવું છું અને એ રીતે કોકની જિંદગી બચાવ્યાનો સંતોષ લઉં છું. બસ, આ છે મારા પોતાનું રોજ અહીં આવવાનું રહસ્ય.'

પેલા ભાઈ તો આ અપંગ માણસની વાત સાંભળીને સ્તબ્ધ થઈ ગયા. આ પરગજુ વૃત્તિ ! ન ક્યાંય હતાશા, ન કોઈના પર આક્ષેપ,ન ક્યાંય અકળામણ, ન ક્યાંય વ્યથા, અપંગાવસ્થામાં પણ બીજાને સહાયક થવાની જ એક માત્ર વૃત્તિ અને પ્રવૃત્તિ ! પગ ગુમાવ્યાનો કોઈ અફસોસ નહિ, છતાં બચી ગયેલી જિંદગીનો સદુપયોગ કરી લેવામાં જરાય પ્રમાદ નહિ. એક જ સ્થાન પર બે દૃશ્યોની સતત યાદ—પોતાના લાડકવાયાનું મોત, કોકના લાડકવાયાનો બચાવ, આંસુ અને આનંદના સંમિશ્રણ સાથે જિંદગી જીવી રહેલા એ ભાઈને તે મનોમન વંદી રહ્યા !

આ આખો પ્રસંગ ખૂબ ગંભીરતાથી વિચારવા જેવો છે. ઍક્સિડન્ટમાં એક બાજુ પોતાનો એકનો એક પુત્ર ખતમ થઈ ગયો છે તો બીજી બાજુ પોતે પણ બંને પગ ગુમાવી બેઠા છે. છતાં એ ભાઈના મોઢા પર એની કોઈ ગ્લાનિ નથી. બીજાની સાથે થઈ ગયેલા એ ગોઝારા અકસ્માતની વાત કરતાં બીજા કોઈના પર પણ દોષારોપણ નથી. શેષ જિંદગીને રોતાંરોતાં વિતાવવાની તેમની કોઈ તૈયારી નથી. અપંગ શરીરે પણ પોતાનાથી બીજાનું થાય તેટલું ભલું કરી લેવાની ધગશ છે અને એ ધગશના આધારે પ્રવૃત્તિ છે. આવી પ્રવૃત્તિ છતાં એની કોઈ જોરશોરથી જાહેરાત નથી. પોતાના જેવું દુઃખ કોઈનેય ન આવે એવી ઉદાત્ત વિચારધારામાંથી આ શુભ પ્રવૃત્તિનો જન્મ થયો છે.

## બીજાને શાંતિ આપવાના પ્રયત્નો કેટલા ?

આની સામે આપણે આપણું જીવન તપાસવા જેવું છે. સ્વસ્થ શરીરે અને મજબૂત મનોબળે પણ આપણે બીજાના જીવનને સુખી, શાન્ત બનાવવાના કેટલા પ્રયત્નો કર્યા? સંપત્તિની રેલમછેલ છતાં એ સંપત્તિથી બીજાને સમાધિ આપવાનાં કામ કેટલાં કર્યાં ? આદેય નામકર્મના પુણ્ય છતાં બીજાના જીવનમાં સંઘર્ષો ટાળવાના કેટલા પ્રયત્નો કર્યા?

કપાઈ ગયેલા પગે એક માણસ હજારો આત્માઓની જિંદગી બચાવવાના પ્રયત્નો કરતો હોય તો સંપૂર્ણ સ્વસ્થ શરીરે આપણા શિરે કેટલાની જિંદગીઓ બચાવવાની જવાબદારી છે એનો શાન્ત ચિત્તે વિચાર કરવાની જરૂર છે.

અત્યાર સુધીની આપણી ક્ષુદ્ર વિચારસરણી આ જ રહી છે. 'બીજો મને કેટલો ઉપયોગી થાય છે ? કેટલો ઉપયોગી થઈ શકે છે ?' બસ, આ હલકી વિચારસરણીએ આપણા જીવનમાં અનેક પ્રકારના સંઘર્ષો પેદા કર્યા છે તથા સામી વ્યક્તિઓ પર દ્વેષ બુદ્ધિ જગાડવાનાં કામો કર્યાં છે; કારણકે મર્યાદિત પુણ્યે સામો માણસ તમને તમારી અપેક્ષા પ્રમાણે સહાયક બનશે જ નહિ. તમે ઇચ્છતા હશો કે 'પ્રતિક્રમણ કરવા હું જાઉં ત્યારે મારે માટે મારા મિત્રે પ્રતિક્રમણની જગ્યા રાખવી જ જોઈએ.' આ તમારી અપેક્ષા પૂરી નહિ થાય એટલે તમને તમારા મિત્ર પર ગુસ્સો ચડશે જ. સાસુએ વહુ માટે રાખેલી આવી જ કોઈ અપેક્ષા પૂરી ન થતાં સાસુને વહુ પર ગુસ્સો ચડશે. આવું જ છે પિતા-પુત્ર વચ્ચે, પતિ-પત્ની વચ્ચે, દેરાણીજેઠાણી વચ્ચે, નોકર-શેઠ વચ્ચે, ભાઈ-ભાઈ વચ્ચે, ગુરુ-શિષ્ય વચ્ચે પણ ! અપેક્ષાઓનું સૌથી મોટું નુકસાન તો એ છે કે એ પૂરી થાય તો આનંદ ન થાય, નવી અપેક્ષા જાગી જ જાય અને પૂરી ન થાય તો કષાય થયા વિના ન રહે !

દા.ત., તમે તમારા પુત્ર સાથે બહાર જવા નીકળ્યા છો. રસ્તામાં અજાણતાં તમારો રૂમાલ પડી ગયો છે જેની તમને ખબર નથી; પરંતુ તમારા છોકરાને ખબર છે. હવે આવા સમયે તમારો છોકરો તમને તમારો નીચે પડી ગયેલો રૂમાલ ઊંચકીને આપે તો તમને આનંદ જરાય ન થાય; કારણકે તમારા મનમાં એમ બેઠું જ છે કે 'છોકરાએ આટલું તો કરવું જ જોઈએ.' હવે, આવા સમયે છોકરો કદાચ તમને રૂમાલ ન આપે. અને સ્થાને ગયા પછી તમને ખબર પડે કે 'મારો રૂમાલ પડી ગયાનું છોકરો જાણતો હતો છતાં તેણે મને જાણી જોઈને રૂમાલ ન આપ્યો; તો તમે છોકરા પર ગુસ્સે થયા વિના ન જ રહો. આ શું બતાવે છે ? એ જ અપેક્ષાની પૂર્તિમાં સુખ તો છે જ નહિ અને એ અપેક્ષા પૂરી ન થાય તો દુઃખ થયા વિના રહે જ નહિ.

### આનંદ અને કષાયનું મૂળ-અપેક્ષા

હવે, આની સામે આ જ પ્રસંગને થોડી જુદી રીતે વિચારો. ઘરેથી બહાર જવા

તમે એકલા જ નીકળ્યા છો. અચાનક તમારો રૂમાલ રસ્તામાં પડી જાય છે જેની તમને ખબર નથી. હવે તમારી પાછળ જ એક અજાણ્યો છોકરો આવી રહ્યો છે. તેણે તમારો પડી ગયેલો રૂમાલ જોયો. એ રૂમાલ ઊંચકીને તેણે તમને આપ્યો. એ વખતે તમે એ છોકરાને ધન્યવાદ આપવાના જ; કારણકે એ અજાણ્યા છોકરા પાસે તમારી કોઈ એવી અપેક્ષા હતી જ નહિ કે એ તમારો પડી ગયેલો રૂમાલ આપે.

આની સામે સ્થાને પહોંચ્યા પછી તમને ખબર પડે કે એ છોકરાને મારો રૂમાલ પડી ગયાની ખબર હતી છતાં મને ન આપ્યો તોય તમને એના પર ગુસ્સો નહિ થાય; કારણકે તમારા મનમાં આ વાત બેઠી જ છે કે 'બીજા માણસ પાસે આપણી પડી ગયેલી ચીજ પાછી મળવાની અપેક્ષા રખાય જ નહિ !' આ શું ?

તમારો છોકરો રૂમાલ આપે તો આનંદ નહિ. ન આપે તો કષાય. અજાણ્યો છોકરો રૂમાલ આપે તો ભારે આનંદ, ન આપે તો કષાય નહિ.

આનું કારણ તપાસશો તો સ્પષ્ટ ખ્યાલ આવશે કે આનંદ અને કષાયના મૂળમાં રૂમાલ કરતાંય અપેક્ષાનો વધારે ફાળો છે. અપેક્ષા વિના કાર્ય થાય તો આનંદ. ન થાય તો દુઃખ નામનુંય નહિ. અપેક્ષા પ્રમાણેનું કાર્ય થાય તો આનંદનું નામનિશાન નહિ અને ન થાય તો કષાયનો પાર નહિ. ત્યારે તો પૂજ્યપાદ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ જ્ઞાનસારઅષ્ટક નામના ગ્રંથમાં સુખ અને દુઃખની સંક્ષિપ્ત પણ સચોટ વ્યાખ્યા કરતાં જણાવે છે :

**परस्पृहा महादुःखं निस्पृहत्वं महासुखं ।**
**एतदुक्तं समासेन लक्षणं सुखदुःखयोः ॥**

પરની સ્પૃહા એ જ દુઃખ અને નિઃસ્પૃહતા એ જ સુખ ! જીવનમાં જ્યારે પણ દુઃખોનો અનુભવ થતો હોય, માનસિક અશાન્તિ અનુભવાતી હોય ત્યારે એના મૂળમાં જશો તો મોટે ભાગે આ સ્પૃહા જ બેઠેલી જણાશે.

સભા : છોકરો આડે માર્ગે ગયો હોય અને તેના કારણે મનમાં અશાન્તિ ઊભી થતી હોય ત્યાં ક્યાં અપેક્ષા આવી ?

## અપેક્ષાઓથી પાછા ફરો

અપેક્ષા જ છે ને ? તમારા પુત્ર માટે તમારા મનમાં એક ચોક્કસ પ્રકારની ધારણા બેઠી છે કે 'મારો પુત્ર આવો જ હોવો જોઈએ.' આ તમારી ધારણા તમને તમારા પુત્રના ગેરવર્તનમાં ખોટી પડતી દેખાય છે અને એટલે જ તમારું મન અશાન્ત બની જાય છે, નહિતર તમારા પુત્ર કરતાંય બાજુવાળાના પુત્રનું વર્તન વધુ ખરાબ હોય તો તમારું મન અશાન્ત થાય છે ?

'ના.'

'કેમ ?'

'તેના માટે અમારા મનમાં કોઈ ખ્યાલ હોતો જ નથી. પછી એ ગમે તે રીતે વર્તે તેમાં અમારે મન બગાડવાની શી જરૂર ?'

બસ, તો એ જ વાત આવીને ? તમારા પુત્ર માટેની તમને 'અપેક્ષા' છે માટે એના ગેરવર્તનમાં અશાન્તિ ઊભી થાય છે. જ્યારે બાજુવાળાના પુત્ર માટે કોઈ અપેક્ષા જ નથી અને એટલે એના ગમે તેવા વર્તન પ્રત્યે પણ દિલમાં કોઈ ઉકળાટ પેદા થતો નથી.

સભા : 'તો શું છોકરાને ગમે તેમ વર્તવા દેવો ?'

ના, પ્રેમથી બાજુમાં બેસાડીને એના હિતની વાતો જરૂર સમજાવવી. પણ એ સમજાવતી વખતે એક વાત ખાસ ખ્યાલમાં રાખવી કે 'હું' તેને જે કાંઈ કહું તે એણે માનવું જ જોઈએ. આવી અપેક્ષા રાખ્યા વિના જ સમજાવવું ! આ રીતની સમજાવટમાં તમારી હિતની વાત પણ છોકરો કદાચ નહિ માને તો તમને એના પર ગુસ્સો નહિ થાય. અપેક્ષા રાખીને હિતશિક્ષા આપવા બેઠા તો ચોક્કસ સમજી રાખજો કે એ અપેક્ષા પ્રમાણેનું છોકરાનું વર્તન જોવા નહિ મળે તો તમને તેના પર ગુસ્સો થયા વિના રહેશે જ નહિ. અરે ! માત્ર ગુસ્સો થશે એટલું જ નહિ, કદાચ તમે મનમાં એવો નિર્ણય કરી બેસશો કે 'હવેથી છોકરાને કાંઈ કહેવું જ નહિ. સાવ નાલાયક છે. બધું પોતાનું ધાર્યું જ કરવા તેને જોઈએ છે.' આવો તમારો ગલત નિર્ણય તમારા છોકરાને વધુ ઉદ્ધત બનાવશે અને તમારા જીવનમાં વધુ અશાન્તિ ફેલાવશે.

સભા : 'કીધા પછી છોકરો માને નહિ તો મન ન બગડે ?'

ના, ન બગડે, સમાધાન કરવાની કળા હોય તો ! અરે ! દૂર ક્યાં જાઓ છો ? અમારી જ વાત લો, અમે વ્યાખ્યાન કરવા પાટ પર બેસીએ ત્યારે શું એવી અપેક્ષા લઈને બેસીએ છીએ કે વ્યાખ્યાન સાંભળનારા તમામ શ્રોતાઓએ અમારી કહેવાયેલી તમામ વાતોને અમલમાં મૂકવી જ જોઈએ ? ના, જરાય નહિ ! વ્યાખ્યાન અમારે માટે તો એક પ્રકારનો સ્વાધ્યાય છે. સાંભળવા આવનારા પુણ્યશાળીઓને હિત-બુદ્ધિથી તેમની પાત્રતા પ્રમાણે પરમાત્માની આજ્ઞા સમજાવીએ છીએ. 'એ આજ્ઞાનું પાલન તેમણે કરવું જ જોઈએ.' એવી અપેક્ષા સાથે વ્યાખ્યાન નથી કરતા અને એટલે જ એવી જ પ્રસન્નતાથી બીજે દિવસે પણ વ્યાખ્યાન કરી શકીએ છીએ.

## અપેક્ષા ન હોય તો મન ન બગડે

દા.ત., વ્યાખ્યાનમાં સદાચારનો વિષય ચાલતો હોય, સદાચારી બની રહેવા માટે શું-શું કરવું જોઈએ એની વાતો ચાલતી હોય. એ વાતોમાં અસદ્ નિમિત્તોના ત્યાગમાં સિનેમાના ત્યાગની વાત સાંભળ્યા પછી પણ વ્યાખ્યાન સાંભળનારો કોઈ શ્રોતા એ જ દિવસે સિનેમા જોવા જાય તો અમે શું ગરમ થઈ જઈએ ? એને એમ કહીએ ખરા કે

અમારી વાતોનો તમારે અમલ ન જ કરવો હોય તો અમે વ્યાખ્યાન કરવાના નથી ! અથવા તો તમારે વ્યાખ્યાનમાં આવવાની કોઈ જરૂર જ નથી.

ના, સામા જીવની પાત્રતા, કર્માધીનતા વગેરેનો અમને ખ્યાલ હોય છે, અને એટલે જ વ્યાખ્યાન સાંભળનારના જીવનમાં એ શ્રવણ અનુસાર કોઈ પરિવર્તન જોવા ન મળે તો નથી તો અમને તે આત્મા પર ગુસ્સો આવતો કે નથી તો અમને વ્યાખ્યાનનો શુભયોગ છોડી દેવાનો વિચાર જાગતો.

અમે આ રીતે ચોક્કસ પ્રકારની અપેક્ષા રાખ્યા વિના પ્રસન્નતાથી વ્યાખ્યાન કરી શકતા હોઈએ તો તમે અપેક્ષા રાખ્યા વિના માત્ર હિતબુદ્ધિથી તમારા દીકરાને હિતશિક્ષા ન આપી શકો ? એક વાર આ પ્રયોગ કરી જોજો. માત્ર પિતા-પુત્રના સંબંધમાં જ નહિ, સાસુ-વહુના, નોકર-શેઠના, ભાઈ-ભાઈના, દેરાણી-જેઠાણીના, મા-દીકરીના, ભાગીદારીના આવા દરેક સંબંધમાં આ અભિગમ અપનાવવાથી તમારી અપેક્ષા કરતાંય તમને વધુ સફળતા મળ્યા વિના પ્રાયઃ નહિ રહે અને કદાચ સફળતા નહિ મળે તોય તમને કષાયો થતા તો અચૂક અટકી જ જશે. સામા પાત્ર પર તમારો સદ્ભાવ ઊભો રહેશે. ભવિષ્યમાં એને સન્માર્ગે લાવવાનો રસ્તો ખુલ્લો રહેશે. આ લાભો શું જેવા તેવા છે ?

## આપને જે ઠીક લાગે તે

ગુજરાતના એક શહેરમાં શેષ કાળમાં અમે લગભગ મહિનો રહ્યા. માર્ગાનુસારીના ગુણો પરનાં એ પ્રવચનોમાં યુવકોની ઠઠ જામતી. એ શહેરમાંથી અમે વિહાર કર્યો ત્યારે આગલા મુકામ સુધી વિહારમાં પંદર-વીસ જેટલા યુવકો સાથે ચાલ્યા. મુકામે પહોંચ્યા પછી અમે કાજો વગેરે લઈને પ્રતિક્રમણ કરવા બેઠા. એ સઘળા યુવકો ત્યાં ને ત્યાં જ બેસી રહ્યા.

પ્રતિક્રમણ પૂરું થયા પછી મારી પાસે બેઠા. અડધો કલાક ધર્મચર્ચા કર્યા બાદ એ યુવકોમાંથી એક છોકરો બોલ્યો, 'મહારાજસાહેબ ! એક એક મહિના સુધી આપે પ્રવચનો કરીને અમારા પર ભારે ઉપકાર કર્યો છે. એ ઉપકારનો બદલો વાળવાની તો અમારી કોઈ તાકાત નથી; પણ અત્યારે અમારી આપને એક વિનંતી છે કે અમારા જીવનમાં ક્યાંય અપવિત્રતાનો ડાઘ ન લાગી જાય એ માટે આપને જે ઠીક લાગે તે એક-બે નિયમો આપી દો.'

'તમારે જે નિયમો લેવા હોય તે બોલો', મેં કહ્યું.

'ના, નિયમોની પસંદગી અમારી નહિ, પણ આપની !' તેણે જવાબ આપ્યો.

'જુઓ, જીવનની પવિત્રતા ટકાવી જ રાખવી હોય તો ઓછામાં ઓછું આટલું

કરો. જીવનભરને માટે પરસ્ત્રીગમનત્યાગ તથા પાંચ વર્ષ માટે સદંતર સિનેમા ત્યાગ!'

તરત જ એ તમામ યુવકો ઊભા થઈ ગયા. અને ખૂબ પ્રસન્નતાપૂર્વક આ બન્ને નિયમો તે સહુએ લઈ લીધા.

આ શું ? કહો, અમારી એવી કોઈ ચોક્કસ અપેક્ષાઓ નહોતી. તેમની પાસે કોઈ માગણી નહોતી તો ધાર્યા કરતાં પરિણામ વધુ સારું આવીને ઊભું રહ્યું. આને બદલે અપેક્ષાઓ રાખીને બેઠા હોત તો ? કદાચ આવું પરિણામ ન આવ્યું હોત !

## અપેક્ષાનાં તોફાનો

**અપેક્ષાઓ રાખવામાં અનેક નુકસાનોમાં એક મોટામાં મોટું નુકસાન એ છે કે અપેક્ષાઓ ધીમેધીમે અભિનિવેશમાં પરિણમે છે. હઠાગ્રહ, દુરાગ્રહ, કદાગ્રહમાં પરિણામ પામે છે ! અને જ્યાં અભિનિવેશ આવે છે ત્યાં સારાસારનો વિવેક ચૂકી જવાય છે અને એ વિવેક ચૂકાવાની સાથે જ આત્મા ધર્મપ્રાપ્તિ માટે નાલાયક બની જાય છે !**

શાન્ત ચિત્તે એક વાર જીવન પર નજર રાખો. જાગતાં અને સૂતાં, બેસતાં અને ઊઠતાં સિવાય અપેક્ષાઓ, બીજું કાંઈ તમને જોવા નહિ મળે. ખુરશી આવી હોય તો સારું, પાણી ઠંડું હોય તો ઠીક, ચા ગરમ હોય તો સારું રહે, રિક્ષા તરત નહીં મળે તો મુશ્કેલી થશે, એ ભાઈ મારી સાથે આ રીતે વર્તે તો સારું. બસ, અપેક્ષાઓ, અપેક્ષાઓ અને અપેક્ષાઓ ! અપેક્ષા વિનાની એક પળ પણ ન મળે. કોણ જાણે કેમ, આખી દુનિયા આપણી અપેક્ષાઓ પૂરી કરવા જ જીવી રહી ન હોય !

સાવધાન ! અપેક્ષાઓનાં આ તોફાનો જીવન સરોવરનાં શાન્ત નીરને ખળભળાવી નાખ્યા વિના નહિ રહે. અરે ! જીવન જીવવાના રસને જ નામશેષ કરી નાખશે. તોડો આ અપેક્ષાઓની હારમાળાને ! એ હારમાળાને તોડ્યા વિના જીવનમાં શાન્તિનો યત્કિંચિત્ પણ અનુભવ થવો મુશ્કેલ બની રહેશે.

'બીજા મને કેટલા ઉપયોગી થાય છે ? કેટલા ઉપયોગી થઈ શકે છે ? આ વિચારણા કરવાને બદલે 'હું બીજાને કેટલો ઉપયોગી થાઉં છું ? કેટલો ઉપયોગી થઈ શકું છું ?' આ વિચારણા કરશો તો ખ્યાલ આવશે કે આપણે આપણા સ્વાર્થ સિવાય બીજા શેનોય વિચાર ક્યારે પણ કર્યો નથી.

ધારી લો કે તમે રોજ સવારે ૧૦ વાગ્યે ઘરેથી દુકાને જવા મોટરમાં નીકળો છો. બરાબર એ જ સમયે બાજુવાળાનો છોકરો સ્કૂલે જવા નીકળે છે. એ છોકરાની સ્કૂલ તમારી દુકાનના રસ્તે જ છે તો તમે એ છોકરાને તમારી મોટરમાં બેસાડીને એની સ્કૂલ સુધી લઈ જાઓ ખરા ?

સભા : 'ના રે ના, એવી રોજની લપ કોણ વળગાડે ?'

આને તમે લપ માનો છો ? તમારી મોટરમાં તમારા અને ડ્રાઈવર સિવાય બીજું

કોઈ નથી. તમારી મોટર એ જ રસ્તે જવાની છે. વધારાનું પેટ્રોલ તમારે બાળવું પડે તેમ નથી. છતાં તમે બાજુવાળાને પણ સહાય કરવા તૈયાર નથી તો પછી...

તીર્થસ્થાનમાં પૂજા કરવા માટે તમે દેરાસરમાં પ્રવેશ્યા. પહેલાં તમારું પોતાનું કેસર ઘસવા બેઠા હો. એવા સમયે કોઈ બીજા ભાગ્યશાળી પોતાનું કેસર વાટવા તમારી બાજુમાં આવીને ઊભા રહે તો તમે એ ભાગ્યશાળીનું કેસર વાટી દો એવી તો કલ્પનાય અસ્થાને છે ને ?

## સ્વાર્થભર્યું જીવન

કેવું સ્વાર્થકેન્દ્રિત જીવન બનાવી દીધું હશે ત્યારે ડગલે ને પગલે જીવનમાં આવી ક્ષુદ્ર વિચારસરણીઓ અમલી બનતી હશે. દુનિયાની વચ્ચે રહેવું છે, દુનિયાની તમામ વ્યવસ્થાઓ ભોગવવી છે. આજુબાજુની વ્યક્તિઓની સેવાઓ લેવી છે અને છતાં જીવન સ્વાર્થપ્રધાન જીવવું છે. બીજાને સહાયક થવાની આટલીય તૈયારી નથી. બીજા માટે ઘસાઈ જવાની કોઈ વૃત્તિ જ નથી. બીજાની સમાધિની કોઈ ચિંતા નથી. 'મારું બધા કરો અને હું કોઈનું કાંઈ ન કરું.' આ રીતનું જીવન જીવવું છે !

યાદ રાખજો, આવું તુચ્છ જીવન જીવનારાઓ તાત્કાલિક કદાચ પોતાનાં શરીર અને સંપત્તિને બચાવી લેતા હશે પણ એ બચાવવાની પાછળ કીમતી એવા આત્મગુણોની કમાણી વેડફી નાખતા હોય છે તેની તો એ બિચારાઓને ખબર પણ નથી હોતી. આવી હલકી જીવનપદ્ધતિ એ લોકોને લોકમાં સર્વત્ર અપ્રિય બનાવે છે. એવાઓનું વચન કોઈનેય ગ્રાહ્ય બનતું નથી. અરે ! એનાં ઉત્તમ સુકૃતોની પણ કોઈ અનુમોદના કરવા તૈયાર થતું નથી. એથી આગળ વધીને કહું તો એવા આત્માઓ કદાચ ચારિત્રજીવન પામી જાય તોય એ આત્માઓ સંયમ જીવનના સાત્ત્વિક આનંદની ક્યારેય અનુભૂતિ કરી શકતા નથી; કારણકે સાધુભગવંતોનાં અનેક વિશેષણોમાંનું એક મુખ્ય વિશેષણ છે 'સહાયકપણું ધરતા સાધુજી.' રત્નત્રયીની આરાધના કરી રહેલા પુણ્યાત્માઓને આરાધનામાં આગળ વધારવામાં જે સહાયક થાય એ સાધુ ! માત્ર પોતાનું જ સાચવી લેવાના ખોટા અભ્યાસનો ભોગ બનેલાઓ અહીં પોતાના સહવર્તીઓનેય અનુકૂળ નહિ થાય. અરે ! શ્રાવકોને 'કરેમિ ભંતે' ઉચ્ચરાવવામાંય કદાચ એવા આત્માઓ કષાય કરી બેસે છે.

એક સ્વાર્થવૃત્તિ કેટકેટલાં નુકસાનો કરી બેસે છે ? સજ્જનતાના જીવનને પણ તે પામવા દેતી નથી. માનવના ખોળિયે પશુ કરતાંય બદતર જીવન તે લમણે ઝીંકી દે છે. અનેક આત્મગુણોના સંભવિત પ્રકટીકરણને એ સ્થગિત કરી દે છે. ઉપકારીઓના ઉપકારનું તે વિસ્મરણ કરાવે છે. અરે ! ઊંચા સ્થાનને અને ઊંચી સામગ્રીઓને પામવા છતાં આત્માને તે એવો ને એવો હલકો જ રાખે છે.

જરાક જીવનપદ્ધતિ ફેરવો. બીજાઓના જીવનને નજર સામે રાખો. મળેલા શારીરિક સામર્થ્યનો તક મળે ત્યાં સદુપયોગ કરતા જાઓ. તો યત્ર-તત્ર-સર્વત્ર આદરણીય બનશો. જીવનમાં ડગલે ને પગલે સફળતા પામશો.

સારું ભણેલો છતાં ક્યાંય નોકરી ન મળવાથી બેકાર ફરનારો એક યુવક એક ઑફિસમાં નોકરી મેળવવાની લાલચે ઈન્ટરવ્યુ આપવા આવ્યો. મૅનેજરની સાથે એ યુવકે ઘણી વાતો કરી પણ મૅનેજરનો એક જ જવાબ રહ્યો, 'ભાઈ ! તમારી લાયકાત અંગે બે મત નથી; પરંતુ અત્યારે અમારી ઑફિસમાં એક પણ જગ્યા ખાલી નથી. તેથી તમને હું નોકરી આપી શકું તેમ નથી. માફ કરજો. પણ હા, તમારું સરનામું આપતા જાઓ. કદાચ કોઈ જગ્યા ખાલી થશે તો તાત્કાલિક તમને બોલાવી લઈશ.'

પેલો યુવક મૅનેજરને નમસ્કાર કરીને ઑફિસની બહાર જવા નીકળ્યો. પણ જેવો પાછો વળ્યો ત્યાં મૅનેજરની ખુરશીની આજુબાજુમાં નીચે પડેલી ટાંકણીઓ તેણે જોઈ. એ જોતાં જ તેના મનમાં વિચાર આવ્યો કે 'અજાણતા કોઈનો પગ આ ટાંકણીઓ પર પડશે તો લોહી નીકળશે. એના કરતાં લાવ ને એ ટાંકણીઓ એકઠી કરીને મૅનેજરના ટેબલ પર મૂકી દઉં !' આ વિચાર આવતાં તે નીચો નીમ્યો. બધી ટાંકણીઓ ઉઠાવીને તેણે મૅનેજરના ટેબલ પર મૂકી દીધી અને ઑફિસની બહાર નીકળી જવા માટે તેણે પગ ઉપાડ્યા.

આ જોતાં જ મૅનેજરે તેને પાછો બોલાવ્યો. યુવક પાછો ફર્યો. મૅનેજરને પ્રશ્ન પૂછ્યો. 'મને પાછો કેમ બોલાવ્યો ?'

'દોસ્ત ! તારા આ સદ્‌વ્યવહારથી હું અત્યંત પ્રસન્ન થયો છું. તારા જેવા યુવકો આ ઑફિસમાં કામ કરતા હોય તો તેનાથી ઑફિસનું ગૌરવ વધે તેમ છે. આ ઑફિસમાં એક પણ જગ્યા અત્યારે ખાલી નથી. છતાં અત્યારથી જ મારા હાથ નીચે મારા સહાયક તરીકે તારી નિમણૂક હું કરું છું. કાલથી સવારના બરાબર નવ વાગ્યે ઑફિસમાં હાજર થઈ જજે.'

પેલો યુવક તો આ સાંભળીને આભારવશ મૅનેજરને નમી પડ્યો.

પ્રસંગ કેટલો મામૂલી ? છતાં પરિણામ કેવું કલ્પના બહારનું ? બીજાને શક્ય તેટલા સહાયક બનવાની કેળવેલી વૃત્તિ જીવનમાં સ્વસ્થતાનો કેવો અનુભવ કરાવે છે એ તો જેણે અનુભવ્યું હોય તેને ખ્યાલ આવે !

યાદ રાખજો.

**પુણ્યથી સામી વ્યક્તિ દબાઈ જાય છે; પરંતુ**
**પ્રેમથી તો સામી વ્યક્તિ વશ થઈ જાય છે !**

## પુણ્ય કરતાં પ્રેમ બળવાન

કદાચ તમારું પુણ્ય પહોંચતું હોય તો એવુંય બને કે કોઈનું કાંઈ ન કરવા છતાં તમારી હાજરીમાં સામી વ્યક્તિ તમારી આજ્ઞા પ્રમાણે વર્તે; પરંતુ જેવા તમે એનાથી દૂર જાઓ કે તુર્ત જ તમને ગાળો દેવાનું ચાલુ કરે. અરે ! પુણ્ય પરવારે તો પછી તમારી હાજરીમાંય તમારું અપમાન કરી દેતાં વાર ન લાગે ! જ્યારે પ્રેમ (વાત્સલ્ય)નું ગણિત જુદું છે. તમારું પુણ્ય કદાચ પરવારી ગયું હોય ને તોય તમે સહુને મન મૂકીને આપેલા વાત્સલ્યના કારણે તમારા નબળા કાળમાંય તમારી સાથે રહેનારા તમને પુષ્કળ મળી રહેશે. પણ ભૂલશો નહિ. વાત્સલ્ય ભોગ માગે છે. માત્ર સુંદર શબ્દોના સાથિયા પૂરવાથી સામો માણસ તમારો થઈ જાય એ વાતમાં માલ નથી. એ માણસના જીવનમાં તમારી મર્યાદામાં રહીને તમે તેને સહાયક બનતા રહો તો જ એ માણસને તમારા પર પ્રેમ જાગે.

આજની વર્તમાન પરિસ્થિતિ અત્યંત વિષમ છે. કૌટુંબિક જીવનમાં સ્નેહ અને સદ્‌ભાવનું વાતાવરણ દિવસેદિવસે ઓછું થતું જાય છે. ઘરમાં સાથે રહેનારાં એક જ કુટુંબનાં સભ્યો એકબીજા સાથે જાણે મશીન જેવો વ્યવહાર કરે છે ! મશીન કામ ઘણું કરે; પરંતુ તેનામાં જેમ લાગણી, સંવેદનશીલતા કાંઈ ન હોય તેમ કુટુંબનો પ્રત્યેક સભ્ય પોતાને માથે રહેલી જવાબદારી જેટલું કામ બધું કરે; પરંતુ ક્યાંય લાગણી, સંવેદનશીલતા જોવા ન મળે ! આવી વિષમ પરિસ્થિતિમાંથી આજે મોટા ભાગનાં કુટુંબો પસાર થઈ રહ્યાં છે.

આની પાછળ અનેક સાચાં-ખોટાં કારણો હશે; પરંતુ મોટામાં મોટું કારણ કોઈ હોય તો તે અપેક્ષા હશે. પોતાની ફરજનો ખ્યાલ રાખવાને બદલે બીજાની ફરજો જ યાદ રાખવાની પડી ગયેલી કુટેવે અનેકના જીવનમાં સંઘર્ષનાં બીજ રોપી દીધાં છે.

## પુત્ર પ્રત્યેની ફરજો

બપોરના સમયમાં ઘરના એક ખૂણામાં બેસીને ખાનગીમાં કોઈ પુસ્તક વાંચી રહેલા પુત્રને જોઈને મા એકદમ તેની નજીક આવી ગઈ અને પૂછ્યું. 'અલ્યા ! કયું પુસ્તક વાંચે છે ?'

'બા ! તારે એનું શું કામ છે ?'

'મારે જાણવું છે.'

'તો લે જો' એમ કહીને છોકરાએ બાની સામે પુસ્તક ધર્યું. બા તો એ પુસ્તક જોઈને સ્તબ્ધ જ થઈ ગઈ. પુસ્તકનું નામ હતું, 'મા-બાપની પુત્ર પ્રત્યેની ફરજો.'

'અલ્યા ! આ પુસ્તક વાંચવાની તારે શી જરૂર પડી ?'

'મારા પ્રત્યે તમે વ્યવસ્થિત ફરજ બજાવો છો કે નહિ, એ જાણવા માટે આ પુસ્તક વાંચું છું,' છોકરાએ જવાબ આપ્યો.

તેની બા શું બોલે ?

## પોતાની ફરજનો વિચાર કરો

વિચારો, આવી જીવનપદ્ધતિ સંઘર્ષોની હોળી ન સળગાવે તો બીજું શું કરે ? છોકરો આ પુસ્તક વાંચીને પોતાનાં મા-બાપે પોતાની પાછળ આપેલા ભોગને તપાસશે. અને એમાં એને ક્યાંય પણ ખામી દેખાશે કે તરત જ મા-બાપ તરફ તેને અણગમો પેદા થશે. હા, એ છોકરો એ નહિ જુએ કે મારાં મા-બાપે મારી આવી કાળજી નથી કરી તો તેની પાછળ નક્કી કોઈ કારણ હશે ! માની લો કે પુસ્તકમાં લખ્યું હોય કે 'બાપે પોતાના પુત્રનો પ્રેમ જીતવા માટે હંમેશાં બજારમાંથી કોઈ ને કોઈ સારી ચીજ લાવીને તેને આપવી જોઈએ.' હવે આ વાંચીને આ છોકરો વિચારશે, 'મારા બાપુજીએ તો વરસને વચલે દહાડેય કોઈ ચીજ મને લાવીને આપી નથી તેથી તેમને મારી કંઈ પડી નથી.' અહીં એનાં સંભવિત કારણો એ નહિ વિચારે, કે 'કદાચ એવુંય બન્યું હોય કે રોજેરોજ નવી ચીજો લાવવાની પિતાજીની આર્થિક સ્થિતિ નહિ હોય. કદાચ સ્થિતિ સારી હોય તોય લાવેલી ચીજોને હું વ્યવસ્થિત સાચવી નહિ શકતો હોઉં. સાચવી શકતો હોઈશ તોય આજુબાજુવાળા પાડોશીના છોકરાઓ એ ચીજોને જોઈને પોતાના બાપ પાસે એ ચીજો લાવી આપવાની જિદ પકડે અને તેમની એ ચીજો લાવવાની સ્થિતિ ન હોય. આના કારણેય કદાચ પિતાજી ચીજો નહિ લાવ્યા હોય, નહિ લાવતા હોય; પરંતુ આટલી વિચારણા કરવાની એ છોકરાની શી તાકાત હોય ? અને એ તાકાત ન હોવાથી બાપની પોતાના પ્રત્યેની પ્રવૃત્તિઓને તે ઉપરછલ્લી રીતે જ જોશે અને હંમેશને માટે બાપ તરફ દુર્ભાવ રાખનારો બની જશે ! બીજાની ફરજો તપાસવા જવામાં કેટલું નુકસાન ?

માત્ર બાપ-દીકરા માટેની જ આ વાત નથી; પરંતુ જે-જે જગ્યાએ બે કે બેથી અધિક વ્યક્તિનો પારસ્પરિક વ્યવહાર છે, એ દરેક માટેની આ વાત છે. સહુ માત્ર પોતાની ફરજને જ નજરમાં રાખે ! બીજાની ફરજનો વિચાર ન કરે તો જ તે-તે ક્ષેત્રોમાં શાન્તિનું વાતાવરણ પેદા થશે, પરસ્પર સદ્ભાવ ટકી રહેશે.

રાજનેતાઓનાં ભાષણ તપાસી જાઓ. બસ, તેમાં એક જ વાત હશે કે 'પ્રજાએ આમ કરવું જોઈએ અને પ્રજાએ તેમ કરવું જોઈએ.' બીજી બાજુ પ્રજાજનને પૂછો તો તેની પાસે આ એક જ રટણ હશે કે 'નેતાએ આમ કરવું જોઈએ અને આમ ન કરવું જોઈએ.' બંનેમાંથી એકેય પોતાની સામે જોવા તૈયાર નથી કે 'મારે આમ કરવું જોઈએ. અને તેમ ન કરવું જોઈએ.'

જ્યાં સુધી પોતાની ફરજનો વિચાર પ્રત્યેક વ્યક્તિ નહિ કરે ત્યાં સુધી શાન્તિનો અનુભવ થવો મુશ્કેલ છે, પરસ્પરનો સદ્ભાવ ટકી રહેવો કઠિન છે. પછી ભલે તે ગમે તે ક્ષેત્રની વાત હોય. કૌટુંબિક જીવન હોય કે સાધુ જીવન હોય !

કલ્પના તો કરો, શિષ્ય પોતાની ગુરુ પ્રત્યેની ફરજોનો વિચાર કરવાને બદલે ગુરુની શિષ્ય તરફની ફરજનો જ વિચાર કરવા માંડે તો શિષ્યના જીવનમાં કેવી ભયંકર હોનારતો સર્જાઈ જાય ? સૌ પ્રથમ તો આવા વિચારોમાં આરાધનાનો પ્રાણભૂત ગણાતો એવો સમર્પણ ભાવ તૂટે છે અને એ ભાવ તૂટ્યા પછી વિનય રવાના થાય છે. સતત સામાના દોષો જોવા તરફ જ દૃષ્ટિ રહે છે. સામાના અવર્ણવાદ ગાવાનું મન થાય છે. અણમોલ એવા કૃતજ્ઞતા ગુણના પાલનનું જીવનમાંથી દેવાળું નીકળે છે. એક અણછાજતો વિચાર આત્માને કેટલી હદ સુધી નીચે ઉતારી દે છે તેનું આ દૃષ્ટાંત છે. ગુરુ અને શિષ્ય વચ્ચેના દુર્લભ સંબંધને આવી હલકી મનોદશા વેરવિખેર કરી દે છે.

શિક્ષણ ક્ષેત્રે, વેપાર ક્ષેત્રે, રાજદ્વારી ક્ષેત્રે, કૌટુંબિક ક્ષેત્રે, સામાજિક ક્ષેત્રે અને છેલ્લે ધાર્મિક ક્ષેત્રે—સર્વત્ર આજે વિસંવાદિતા ઊભી થયેલી દેખાય છે. તેના મૂળમાં જશો તો ઘણાં કારણોમાંનું એક કારણ એ પણ દેખાશે કે પ્રત્યેક વ્યક્તિએ પોતાની જાતને ભૂલીને બીજાની ફરજ પર વધારે પડતી નજર નાખી છે.

વિદ્યાર્થીઓ કહે છે કે પરીક્ષાનાં પેપરો અઘરાં ન જ હોવાં જોઈએ. હું પૂછું છું કે 'અઘરાં ન જ હોવાં જોઈએ એવી ફરિયાદોનીય શી જરૂર છે ? એમ જ કહો ને કે પરીક્ષાઓ જ ન હોવી જોઈએ. આ બધી માથાફોડ જ મટી જાય.' વરસ દરમ્યાન સ્કૂલ -કૉલેજોમાં વિદ્યાર્થીઓ જેટલું ભણે છે તેમાંથી પ્રશ્નો પુછાય છે. તો પછી તેમાં અઘરા કે ભારે પ્રશ્નોની ફરિયાદ જ ક્યાં ઊભી રહે છે ? પણ ના, પરીક્ષાના પેપરો કાઢવાની જવાબદારી શિક્ષકોની, પ્રોફેસરોની છે અને એ જવાબદારીમાં માથું મારવા વિદ્યાર્થીઓ જાય છે. આનું પરિણામ શું ? લખવું પડે કે કહેવું પડે તેમ નથી. નજરોનજર દેખાય છે ! શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચેનું અંતર દિન-પ્રતિદિન વધતું જ જાય છે ! અને આ વધતું જતું અંતર જુદાજુદા સ્વરૂપે સમાજ વચ્ચે પ્રગટ થતું જાય છે. સ્કૂલ-કૉલેજોમાં હડતાળો પડે છે, બસો સળગાવાય છે, પ્રોફેસરોને મારવામાં આવે છે, કૅબિનો સળગાવાય છે, કૉલેજોની બારીઓના કાચ તૂટે છે, નિર્દોષો મોતને ઘાટ ઊતરી જાય છે.

આવી જ હાલત છે વેપારક્ષેત્રની ! મજૂરોનાં યુનિયનો વેપારી પાસે યેન-કેન પ્રકારે પોતાની માગણીઓ પૂરી કરાવવાના પ્રયત્નો કરતા રહે છે. ક્યારેક વેપારીઓ ઝૂકી જાય છે તો ક્યારેક વધુ અક્કડ થાય છે.ગરીબોની હાલાકી વધે છે. નોકર અને શેઠ વચ્ચેના આત્મીયતા ભરેલા સંબંધોમાં અગ્નિ ચંપાઈ જાય છે.

રાજદ્વારી ક્ષેત્રની રામાયણનું તો વર્ણન કરવું કઠિન છે. પ્રત્યેક દેશના સંરક્ષણ પ્રધાનો છાશવારે ને છાશવારે વિશ્વશાન્તિની, શસ્ત્રોના ઉત્પાદન પર પ્રતિબંધની, ના-યુદ્ધ કરારની વાતો કરતા જ જાય છે અને બીજી બાજુ વિશ્વમાં અશાન્તિ ફેલાવવા બીજા દેશોને શસ્ત્રોની ભેટ આપ્યે જાય છે. પોતાના દેશમાં શસ્ત્રોના ઉત્પાદન માટે

જંગી કારખાનાં ખોલતાં જાય છે. કાગળિયા પર રહેલા ના-યુદ્ધ કરારને એક બાજુએ રાખીને બીજા દેશો પર હુમલા કરતા જ રહે છે ! નામ સંરક્ષણ પ્રધાન અને કામ બીજા પર આક્રમણો કરવાનું, વાંચો આ સમાચાર.

## લશ્કરી હરીફાઈ કઈ કિંમત પર ?

'એક બાજુ દુનિયાભરના લાખો લોકો ભૂખ્યા રહે છે. સાડાચાર કરોડ લોકો પૂરતો ખોરાક કે દવા વગેરે મેળવી શકતા નથી. ૮૦ કરોડ લોકો અભણ છે અને ૨૫ કરોડ બાળકો નિશાળે જવાની તકથી દૂર ફેંકાઈ ગયાં છે ત્યારે બીજી બાજુ દુનિયામાં વાર્ષિક લશ્કરી ખર્ચ ૩૦,૦૦૦ કરોડ ડૉલરથી વધીને ૬૦,૦૦૦ કરોડ ડૉલર થયો છે. ઔદ્યોગિક ઉત્પાદનનો ૧/૫ ભાગ લશ્કરી હેતુઓ માટે હોય છે તેમજ દુનિયાના પાંચ લાખથી વધુ વૈજ્ઞાનિકો લશ્કરી કામગીરીમાં રોકાયેલા છે.' એમ શાલ્રા સાનોકોલર ઇન્ટરનેશનલ અફેર્સ જર્નલમાં લખે છે !

મૉસ્કો ન્યુઝ ઇન્ફોર્મેશન

નં. ૭૩-૧૯૮૨

સંરક્ષણ પ્રધાનોના મુખેથી વહેતી થતી વાતો ગમે તેવી હોય; પરંતુ વાસ્તવિક્તા આ છે ! શસ્ત્રોની જમાવટ 'સ્વ-સુરક્ષા' માટે કરીએ છીએ એમ જાહેર કરે છે અને તક મળે ત્યારે બીજા પર આક્રમણ કરવાનું તેઓ છોડતા નથી.

## આજની દંભી રાજનીતિ

આજની દંભી રાજનીતિએ સર્વત્ર ભય, અરાજકતા અને અવિશ્વાસનું વાતાવરણ પેદા કર્યું છે. સ્થિતિ તો ત્યાં સુધી વણસી ગઈ છે કે રાજનેતાઓની સાચી વાત પર પણ કોઈ વિશ્વાસ મૂકવા તૈયાર નથી. જે વ્યક્તિના હાથમાં કરોડો લોકોનાં સુખ અને શાન્તિનો આધાર હોય એ જ વ્યક્તિ કરોડો લોકોને મન અવિશ્વસનીય બની જાય ત્યારે કઈ હોનારત ન સર્જાય એ જ પ્રશ્ન છે ! એક અપેક્ષાએ તો એમ કહી શકાય કે આજે પ્રત્યેક દેશ હિરોશિમા અને નાગાસાકી બની શકે તેમ છે. પ્રત્યેક વ્યક્તિને માથે આજે આકસ્મિક મોતનો ભય તોળાયેલો છે. કઈ પળે, ક્યાં, શું ખરાબ નહિ બને એ જ પ્રશ્ન છે !

આ તો વાત થઈ રાજદ્વારી ક્ષેત્રે ફેલાયેલી અરાજક્તાની ! કૌટુંબિક ક્ષેત્રે પણ ક્યાં શાન્તિ છે ? જગતના જીવ માત્ર સાથે મૈત્રી કરવાની જેના શિરે જવાબદારી છે એ માણસ આજે પોતાના જ કુટુંબનાં સભ્યોનાં દિલમાં આદરણીય બની શક્યો નથી એ હકીકત કેટલી દુ:ખદ છે ? જ્યાં સુધી આ આદરણીયતા ઊભી નહિ થાય ત્યાં સુધી ધર્મારાધનાના સાત્ત્વિક આનંદની અનુભૂતિ નહિ થાય.

જિંદગી આમેય જટિલ છે અને માણસે હાથે કરીને અનેક પ્રકારની સમસ્યાઓ

સર્જીને જિંદગીને વધુ જટિલ બનાવી છે. અને છતાં આશ્ચર્ય તો એ છે કે એ જટિલતાનો આરોપ તેણે બીજા પર મૂક્યો છે.

છતે પગે ચાલવાને બદલે બસની લાઇનમાં ઊભો રહે અને બસ જો મોડી આવે તો મનમાં ને મનમાં અકળાતો રહે તો આમાં ગુનેગાર કોણ ? બસનું મોડા આવવું તે કે પછી પગનો ઉપયોગ જ ન કરવો તે ? અરે ! અપેક્ષાઓની ખાનાખરાબીનું તો વર્ણન થાય તેમ નથી. ઘરમાં ચાર-ચાર નોકરો હોય અને પોતાને પાણીની તરસ લાગી હોય તો જ્યાં સુધી નોકર પાણી ન આપે ત્યાં સુધી પાણી ન પીનારા મૂર્ખાઓ પણ આ દુનિયામાં જીવે છે ! નોકરોને શેઠની સેવા કરવી નથી અને શેઠને નોકરોની સેવા લીધા વિના ચાલતું નથી.

## આટલો બધો સદ્ભાવ શી રીતે ?

મુંબઈમાં એક ભાઈને ત્યાં બહારગામથી મહેમાન આવ્યા. બે-ચાર દિવસ રહીને પોતાને ઘેર જવા નીકળ્યા. પણ નીકળતાં પહેલાં તેમના મનમાં ઘૂંટાતો એક પ્રશ્ન પૂછ્યા વિના તે રહી શક્યા નહિ.

ઘરમાં જે શેઠાણી હતાં તેમને એ મહેમાને પૂછ્યું, 'તમારા ઘરમાં આ બે નોકરો છે તે આટલા બધા વિનયી અને કહ્યાગરા છે તેનું કારણ મને સમજાતું નથી. તમારા બોલ્યા પહેલાં જ એ નોકરો એકદમ ચોકસાઈપૂર્વક કામ કરી લે છે. આ કાળમાં આવા નોકરો હોઈ શકે એ માન્યામાં નથી આવતું; છતાં તમારા નોકરોને જોયા પછી એ હકીકતનો સ્વીકાર કરવો જ પડે છે તો આનું કારણ શું છે ?'

કારણ? કારણ એ છે કે આ ઘરમાં મેં જે નોકરો રાખ્યા છે એ તેમની પાસે જ કામ કરાવવા જ નહિ; પરંતુ મારાથી શક્ય એટલાં કામો પતાવ્યા પછી પણ જે કામો બાકી રહી જાય એ કામો કરાવવા રાખ્યા છે ! આ પદ્ધતિમાં બે લાભો છે. કામો કરતા રહેવાથી શરીરમાં આખો દિવસ સ્ફૂર્તિ રહે છે, રોગો થતા નથી, જડતા આવતી નથી. આ એક લાભ. અને બીજો લાભ એ છે કે નોકરોને આપણા પર સદ્ભાવ ટકી રહે છે. જાણી જોઈને એ ખાડા પાડતા નથી. સામે ચડીને કામ માગે છે. જે કામો કરે છે તેમાં ક્યારેય વેઠ ઉતારતા નથી, ક્યારેક વધારેપડતું કામ આપો તોય ઇનકાર કરતા નથી.

આ રહસ્ય છે નોકરોમાં રહેલ વિનયનું ! શક્ય એટલાં કામો મારે જ કરવાનાં ! ન થઈ શકે એ કામો નોકરો પાસે કરાવવાનાં !' શેઠાણીએ મહેમાનને જવાબ આપ્યો.

આ સાંભળીને પેલા મહેમાન તો વિચારમાં જ પડી ગયા ! 'નોકરોને પગાર પૂરતો આપવાનો અને છતાં બને ત્યાં સુધી તેમની પાસે કામો નહિ જ કરાવવાનાં !' આવી વિચારસરણી અપનાવવા માટેય દિલની ઉત્તમતા જોઈએ. અધમ કે ક્ષુદ્ર દિલ

આવી વિચારસરણી અપનાવી તો ન શકે; પરંતુ આવી વિચારસરણી પ્રમાણે જીવન જીવનારાનેય મૂરખ માને. 'નોકરો પાસે કામો કરાવવાનાં જ ન હોય તો પછી તેમને નોકરીએ રાખવાની જ શી જરૂર ?' આવું માનનારા તેઓ નોકરોને ઘરમાં રહેલી જડ ફર્નિચરાદિ સામગ્રીઓ કરતાંય હલકા માનતા હોય છે ! ટેબલનો એક પાયો પણ ન તૂટવો જોઈએ અને નોકરના દિલના ટુકડેટુકડા થઈ જાય તોય એનો કાંઈ હરખશોક કરવો નહિ, આવી ક્ષુદ્ર મનોવૃત્તિ સાથે તેઓ પોતાનું જીવન પસાર કરતા હોય છે ! આવી જીવનપદ્ધતિ અપનાવવામાં પોતાની જાતને હોશિયાર માનનારાઓને ખબર નથી હોતી કે તમારી ગેરહાજરીમાં નોકરો કેટકેટલા કાવાદાવા કરતા હોય છે ! જે ચીજનો ઉપયોગ કરતાં તમે લાખ વાર વિચાર કરતા હો એ ચીજનો તમારો નોકર કોઈ પણ જાતના સંકોચ વિના મજેથી ઉપયોગ કરતો હોય છે.

## આટલું બધું ઘી ?

શેઠ લાખો રૂપિયાના માલિક છતાં ખૂબ કંજૂસાઈથી પોતાનું જીવન જીવે. ખર્ચાળ કપડાં તો ન પહેરે પણ પોતાની સ્થિતિને અનુસાર પણ કપડાં ન પહેરે ! રખે કોઈ ભિખારી પૈસા માગે તો ? ખાવામાંય ખૂબ ચોકસાઈ ! દાળનો છાંટોય બહાર પડી જાય તો શેઠનો પિત્તો જાય. રોટલી પર માત્ર ઉપરથી દેખાય એટલું જ ઘી ચોપડે ! પગમાં પહેરવાનાં ચંપલને ઓછામાં ઓછાં આઠદસ થીંગડાં તો હોય જ !

આ શેઠ એક દિવસ સવારના નવ વાગ્યે ઑફિસે ગયા અને બાર વાગ્યે ઘરે જમવા આવ્યા. હાથ-પગ ધોઈને થાળી પર જમવા બેઠા. અને થાળીમાં પિરસાયેલી તરબતર ઘીવાળી રોટલીઓ જોઈને શેઠનું બૉઇલર ફાટ્યું. રસોઇયાને બોલાવ્યો, 'નાલાયક ! રોટલીમાં આટલું ઘી ? જીવવા દેવો છે મને કે મારી નાખવો છે ? દેવાળું કઢાવીશ દેવાળું મારું !'

શેઠના આ શબ્દો સાંભળીને રસોઇઓ ઠંડે કલેજે બોલ્યો, 'શેઠ ! મારે ખાવાની આ રોટલીઓ તમારી થાળીમાં કોણે મૂકી દીધી ? કોકની ભૂલ થઈ ગઈ લાગે છે !'

શેઠ શું બોલે ?

પોતાને ખાવાની રોટલી પર પણ વ્યવસ્થિત ઘી ચોપડતાં શેઠ લાખ વાર વિચાર કરતા હતા અને આ રસોઇઓ ઘીના વાસણમાં ઝબોળી ઝબોળીને રોટલીઓ ખાતો હતો !

## જડ ખાતર વ્યક્તિની ઉપેક્ષા

જ્યાં ક્યાંય પણ જડ વસ્તુઓને સાચવવા ખાતર વ્યક્તિઓની ઉપેક્ષા કરવામાં આવે છે ત્યાં લગભગ આવું બનતું જ હોય છે. આવી સ્થિતિમાં અરસપરસનાં દિલ તૂટી

જાય. એકબીજા પ્રત્યે દુર્ભાવો પેદા થઈ જાય તેમાં શું આશ્ચર્ય છે ?

આજના માનવને કોણ જાણે શું થયું છે ? પોતાની વસ્તુ બીજાને આપવાની વાત તો ઘેર ગઈ પણ તક મળે તો બીજાની વસ્તુ તફડાવી લેતાં પણ તેને કોઈ અફસોસ નથી. અરે ! અફસોસની વાત છોડો. આવી ચાલાકીને એ હોશિયારી માને છે ! જેનામાં આવી હોશિયારીની કળા વધુ હોય છે તેને વધુ પડતો સમજદાર માણસ માનવામાં આવે છે !

ક્યાં અનંતજ્ઞાનીઓએ આ જીવનને સફળ બનાવવા માટે બતાવેલા સચોટ ઉપાયો અને ક્યાં આજના માનવીની પશુ કરતાંય બદતર એવી હીન જીવનપદ્ધતિ ! એવું લાગે છે કે સર્વ પાપોનો ક્ષય કરવા માટેના આ જીવનમાં તીવ્ર પાપો કરીને દુર્ગતિઓમાં જવા તે તૈયાર થઈ ગયો છે ! જો આવું ન જ હોય તો પછી આ પદ્ધતિનું જીવન હોય ?

પેલા શાયરે કહેલી વાત યાદ આવે છે :

***દિલમાં છળકપટ છે ત્યાં લગી વ્યવહાર શોભતા નથી.***
***માનવસંબંધ વગર કોઈ તહેવાર શોભતા નથી.***
***મનથી ભલેને બેઠા છો મહારાજા બનીને***
***પણ લાયકાત વગર ગળામાં હાર શોભતા નથી.***

જે વાત હારને માટે છે એ જ વાત જીવનને માટે છે. માનવનું ખોળિયું મળવા માત્રથી આત્મકલ્યાણ નિશ્ચિત નથી. એ ખોળિયાનો સદુપયોગ કરવાની કળામાં આત્મકલ્યાણની શક્યતાઓ પડી છે ! કોક વિરલા જ આ કળાને હસ્તગત કરી શકતા હોય છે. બાકી મોટા ભાગના જીવો તો બસ ઢોરની જેમ મળેલી ઉત્તમ જિંદગી પૂરી કરી દેતા હોય છે. આજ સુધીમાં અનંતા આત્માઓ શાશ્વત સુખને પામી ગયા અને આપણે રહી ગયા તેમાં જરાય આશ્ચર્ય લાગતું નથી; કારણકે આપણે અનાદિની અવળી જીવનપદ્ધતિ ફેરવવા તૈયાર જ નહોતા.

જ્ઞાનીઓએ જેને ભારે મૂલ્યવાન માન્યું તેને આપણે મૂલ્યહીન સમજ્યા.

જ્ઞાનીઓએ જેને તુચ્છ માન્યું તેને આપણે ઉત્તમ માન્યું.

જ્ઞાનીઓએ અંદરની ચિંતા કરી, આપણે બહારની ચિંતામાં ગળાડૂબ રહ્યા.

આવી અતિ તુચ્છ કક્ષાની જીવનપદ્ધતિ સમસ્ત જીવનને બેકાર ન બનાવી દે તો શું કરે ? જ્યાં શક્તિઓનો સદુપયોગ કરવાની કળા નથી ત્યાં પ્રાપ્ત શક્તિઓ લાભ કરવાને બદલે ભારે નુકસાન કરે એમાં શું આશ્ચર્ય છે ? પંચેન્દ્રિય પટુતા, અંગોપાંગ પૂર્ણતા, શારીરિક સામર્થ્ય તો હિટલર, ચંગીઝખાન, નાદિરશા, તૈમુરલંગ વગેરેનેય ક્યાં નહોતાં મળ્યાં ? એ મેળવીને શું કર્યું તેમણે ? લાખો નિર્દોષ જીવોની ક્રૂર કતલ ! એ લોકોનાં જીવન શ્રાપરૂપ બન્યાં અને મોત આશીર્વાદરૂપ બન્યાં !

## માનવ સદા માનવ રહે

છોડો એ લોકોની વાત. આપણે આપણા જીવન માટે જ વિચારીએ. વહેલી તકે નુકસાનકારી જીવનપદ્ધતિ ફેરવીએ. આ જીવન પરમાત્મા બનવા માટે જ છે. એની ભૂમિકા અહીંથી જ શરૂ કરવાની છે અને એ માટે.

मानव सदा मानव रहे, उर प्रेम पारावार हो,
मन उच्च और उदार हो, अति दृढ तथा अधिकार हो,
वह दुःख चाहे जो सहे रवि तुल्य तेज निधान हो,
विभवेश शक्र समान हो लंकेश सा बलवान हो,
तो भी न वह दानव रहे मानव सदा मानव रहे ।

આ પંક્તિઓ યાદ રાખજો. આપણે માનવ તરીકે જ નથી રહેવાનું. ભગવાન બનવાની ભૂમિકા સર્જ્યા વિના આ દુનિયામાંથી રવાના નથી થવાનું. એ માટે મળેલા શારીરિક સામર્થ્યનો ધર્મારાધનામાં સુંદર સદુપયોગ કરતા જાઓ !



# પ્રાપ્તિસ્થાન

૧. રત્નત્રયી ટ્રસ્ટ
પ્રવીણકુમાર દોશી
૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ,
કાલબાદેવી રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨
ફોન : ૨૨૦૬૦૮૨૬ (બપોરે ૧૨થી ૭)

૨. કિશોરભાઈ વિક્રમ
અલંકાર લેડીઝ ડિપાર્ટમેન્ટ, ૬૧૫, લક્ષ્મી રોડ,
પુણે - ૪૧૧ ૦૩૦ ફોન : ૨૪૪૫૫૫૧૯,
ઘર. ૨૪૪૫૩૨૮૪ મોબાઇલ : ૯૮૨૨૩-૩૪૬૯૨

૩. દલીચંદ મણિલાલ મહેતા
C/o. કે. ડી. ઓટો, કોમર્સ કોલેજ સામે,
ભૂજ - કચ્છ ફોન : ઑ.: ૨૩૨૫૦૧ - ૨
ઘરઃ ૨૫૩૩૫૧, ૨૫૦૩૫૧,
મોબાઇલ : ૯૮૨૫૧-૫૦૩૫૧

૪. રાજેશભાઈ
C/o. રૉયલ કેમિસ્ટ, સરદાર બાગ,
બારડોલી - ૩૯૪ ૬૦૨. ફોન : ૨૨૦૩૪૫

૫. નવભારત સાહિત્ય મંદિર
પતાસા પોળની સામે,
મહાવીર સ્વામીના દેરાસરની બાજુમાં,
ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન : ૨૨૧૩૯૨૫૩, ૨૨૧૩૨૯૨૧

૬. રાજુભાઈ ધનપાળ શાહ
C/o. જિનેન્દ્ર ઉપકરણ ભંડાર,
ઘડિયાળી પોળ, કોલા ખાડી, ધન્ય નિવાસ,
વડોદરા - ૩૯૦ ૦૦૧ ફોન : ૨૪૧૭૯૫૭,
મોબાઇલઃ ૯૮૭૯૪-૪૫૨૪૨
૯૪૨૭૪-૪૪૮૮૪
Email: rajubhaidhoopwala@gmail.com

૭. દીપક - મિલન
૧૦૧ ન્યુ ડી.ટી.સી., ૨જે માળે, હાટફલીયા,
હરીપૂરા, સુરત - ૩૯૫ ૦૦૩ ફોન : ૩૦૧૭૩૩૦

૮. રત્નત્રયી ટ્રસ્ટ, કલ્પેશ વિ. શાહ
૧૪, ઇલોરા પાર્ક સોસાયટી,
નારણપુરા ચાર રસ્તા પાસે,
દેરાસર સામે, નારણપુરા,
અમદાવાદ - ૩૮૦ ૦૧૩
ફોન : ૨૭૬૮૦૭૪૬
(બપોરે ૧૨થી ૭)
Email: rttamd@yahoo.com

૯. દેવેન્દ્રભાઈ અશોક મેટલ્સ,
ઢેબરભાઈ રોડ, મ્યુ.કૉ.ઑફીસ સામે,
રાજકોટ - ૩૬૦ ૦૦૧
ફોન : ૨૨૨૪૪૦૮, ૨૨૩૭૦૨૯

૧૦. મયુરકુમાર રસિકલાલ શેઠ
'નવકાર' ૧૫૫, પ્રીતમ સોસાયટી નં ૧,
કસક, ભરૂચ - ૩૯૨ ૦૦૨
ફોન : ૦૨૬૪૨-૨૪૫૧૩૬
મોબાઇલઃ ૯૯૯૮૦-૧૪૦૦૧
Email: mayursheth1955@yahoo.co.in

૧૧. ડૉ. રશ્મિન એમ. પુરોહિત
'ભગવતી કૃપા', હાઈ-વે,
એચ.એમ.પી ગેટ સામે,
જલારામ કોલોની,
પોરબંદર - ૩૬૦ ૫૭૫.
ફોન : ૦૨૮૬-૨૨૪૩૦૦૩, ૨૨૪૫૬૦૧
મોબાઇલઃ ૦૯૪૨૮૨ ૮૭૨૭૫
Email: shrutdevimandir@gmail.com

૧૨. જયેશભાઈ જે. દોશી
સિદ્ધાચલ મેઈન બજાર,
વડાલી - ગુજરાત, જિ.સાબરકાંઠા
ફોન : ૦૨૭૭૮-૨૨૨૦૨૮, ૨૨૨૨૬૫
મોબાઇલ : ૯૪૨૭૦ ૮૦૦૦૮

: મુદ્રક :
શાર્પ ઑફસેટ પ્રિન્ટર્સ
૩૧૨, હીરા પન્ના કૉમ્પ્લેક્સ,
ડૉ. યાજ્ઞિક રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૧
ફોન : ૨૪૬૮૪૬૧, મોબાઇલ : ૯૮૨૫૦-૭૫૦૬૧
અમદાવાદ ફોન : ૨૬૫૮૪૪૧૪ / ૧૫
E-mail : sharpoffset@hotmail.com

સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન

નકલ : ૩,૦૦૦
કિંમત : સાતેય ભાગના સંપૂર્ણ
સેટનું મૂલ્ય રૂ. ૬૦૦.૦૦
(પોસ્ટેજ રૂ. ૧૦૦.૦૦ અલગ)